# પ્રકાશકનું નિવેદન

ચિખોદરાના શ્રી. ગોરધનભાઈ આશાભાઈ પટેલે આપેલી રૂા. ૧૦,૦૦૦ની રકમમાંથી શરૂ કરવામાં આવેલી શ્રી. સૂરજબહેન સ્મારક ગ્રંથમાળાનું કામ વિદ્યાપીઠને થોડા વખત પર મળેલું નવું છે. તેનું પહેલું પુસ્તક — શ્રી. જાવડેકર કૃત મરાઠી 'આધુનિક ભારત'નું ભાષાંતર — થોડા દિવસ પર બહાર પડી ચૂક્યું છે. આ તેનો બીજો મણકો છે. પહેલા મણકામાં જણાવ્યા પ્રમાણે, આ ગ્રંથમાળા ઇતિહાસ ભૂગોળ ઇ૦ સામાજિક વિષયોનાં પુસ્તકો તૈયાર કરવા માટે અંકિત કરવામાં આવી છે. પ્રસ્તુત પુસ્તક હિંદના અર્વાચીન ઇતિહાસ અંગે છે. તેનો આગળનો ભાગ તૈયાર થયે આ માળામાં બહાર પાડવામાં આવશે.

પુસ્તકમાં કેટલીક ભૂલો રહી ગઈ છે; તેમાંની મુખ્ય શુદ્ધિપત્રમાં આપી છે તે વાચક સુધારીને વાંચે એવી વિનંતી છે.

આ માળામાં હવે પછી કૉંગ્રેસના ઠરાવોનો સંદર્ભગ્રંથ બહાર પાડવાનું જાહેર કર્યું છે. બીજાં કેટલાંક પુસ્તકો પણ તૈયાર થાય છે, તે યથાસમયે જાહેર કરવામાં આવશે. આ પુસ્તકને અંગે તથા તેની ઇતિહાસ-દૃષ્ટિ અંગે તેની ભૂમિકા તથા પ્રાસ્તાવિકમાં કહેલું હોવાથી અહીં ખેવડાવવા જરૂર નથી.

૪-૪-'૪૬

નીચે પ્રમાણે સુધારીને વાંચશો —

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૫ | ૧૪ મા | ૧૫ મા |
| ૧૦ | ૫ | ૧૫ મા | ૧૬ મા |
| ૧૫ | ૧૮ | સૈકાના | સૈકાના |
| ૩૨ | ૨ | વેપારને લાવવા લઈ જવાનો | વેપારની અવરજવર ઉપર |
| ૪૧ | ૧૨ | નૌકાદળ તરીકે | નૌકાદળના અધિપતિ તરીકે |
| ૪૫ | ૨૪ | મોકલતા | મોકલતી |
| ૪૯ | ૮ | પ્રજા માટે | પ્રજાને |
| ૪૯ | ૧૦ | પ્રજાના | પ્રજા સાથે |
| ૬૬ | ૮ | ૧૭૫૫ | ૧૭૫૬ |
| ૭૭ | ૨૪ | પાછુ વાળીને | પાછા વળીને |
| ૮૪ | ૨૦ | ધસેડી | ખસેડી |
| ૯૮ | ૫ | શાહજાદા | શાહજાદો |
| ૧૦૧ | ૮ | ખલાસ | ખાલસા |
| ૧૦૬ | ૫ | રોહિલાઓને | રોહિલાઓ ને |
| ૧૬૭ | ૨૦ | આમજનતનો | આમજનતાનો |
| ૧૭૪ | ૧-૬ | (આ લીટીઓ આગળની ચાલુ ટીપની નીચે લો) | |
| ૨૦૨ | ૪ | ક્યાં | કર્યાં |
| ૨૧૬ | ૧૭ | એક | એમ |
| ૨૧૬ | ૨૧ | ખ્રિસ્તેતર | અખ્રિસ્તી |
| ૨૪૧ | ૧૩ | નજબખાન | નજફખાન |
| ૨૪૬ | ૧૧ | બચવ્યું | બચાવ્યું |
| ૨૫૪ | ૨૨ | મામમિલકત | માલમિલકત |
| ૨૫૫ | ૩૦ | સૈયા | શય્યા |
| ૨૭૦ | ૬ | પ્રજાના | પ્રજાને |
| ૨૮૭ | ૧૦ | હોર્ન વેલીસ | હોર્ન વોલીસ |
| ૩૧૭ | ૨૧ | સલબાઈ | સાલબાઈ |

# ભૂમિકા

આ પુસ્તકની ઉત્પત્તિ ગુજરાત વિનય મંદિરના ત્રીજા ધોરણનો ઇતિહાસનો વર્ગ લેવાના મારા કામમાંથી છે. તે ધોરણમાં હિંદનો અર્વાચીન ઇતિહાસ વાર્તારૂપે શીખવવાનું અભ્યાસક્રમમાં રાખેલું. આપણી ભાષામાં ઇતિહાસનાં ઉપલબ્ધ પાઠ્યપુસ્તકો કેવાં છે એ તો સૌ જાણે છે. એમાં એકે એવું નથી મળતું કે જે દ્વારા સાચો ઇતિહાસ શીખવા-શીખવવાની ભૂખ કામચલાઉ પણ ભાંગી શકાય. અને તેમાં જે રીતે અંગ્રેજોના હિંદમાંના ઇતિહાસનું નિરૂપણ કરવામાં આવે છે, એને ભાગ્યે જ એ નામ પણ દઈ શકાય. તેમાં પરદેશી રાજકર્તાની નરી ખુશામત અને ખોટો પ્રચાર હોય છે. જાણે તેઓ હિંદમાં આવ્યા, જોયું, અને જીત્યા! અને તેથી હિંદનું ભાવી ખરેખર જાણે પહેલી જ વાર એવું તો ઊઘડયું કે જેને વિષે સમજણા હિંદીએ આભાર માનવો રહ્યો. આને ઇતિહાસ તો ન જ કહી શકાય.

સાવ ઉઘાડી આવી જ દૃષ્ટિવાળો નહિ હોય, ઓછેવત્તે અંશે ઘણીખરી ચોપડીઓની દૃષ્ટિનો સાર આને મળતો આવી રહે છે. આથી બીજી અથવા સ્વતંત્ર દૃષ્ટિ લેનાર પુસ્તકને સરકારી ખાતું મંજૂર પણ કેમ કરે? કેટલીય ચોપડીઓ તો પાઠ્યપુસ્તક તરીકે ચલાવી ખાવાના કામચલાઉ ને કઢંગા સાર જ અંગ્રેજી પરથી કરી કાઢેલા હોય એમ લાગે છે. એમાં ઇતિહાસદૃષ્ટિ કરતાં પરીક્ષાની સવાલવારીની ગરજ વધારે નજરમાં રમતી લાગે છે.

આ સંજોગોમાં, કોઈ પુસ્તકના આધારે વર્ગનું કામ કરવું તો બની ન શકે એવું હતું. આથી, આ વર્ગના કામ માટે મારે ખાસ અભ્યાસ કરવાનું થયું. તેમાં મેં ઉપલબ્ધ જૂના નવા પ્રમાણગ્રંથો જોયા, ને તેનો સાર ગુજરાતીમાં નોંધરૂપે ઉતારતો ગયો.

આનું ફળ બીજા શિક્ષકોનેય મળી શકે તો સારું, એમ લાગવાથી તે 'ઊર્મિ' માસિકમાં પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું. તંત્રી તથા વાચકોને

તે ગમતા લાગ્યા, એટલે એ ક્રમ ચાલુ રાખ્યો. એમ, આ પુસ્તકનાં ઘણાં પ્રકરણો ક્રમે ક્રમે એ માસિકમાં આ અગાઉ બહાર પડી ચૂક્યાં છે. વિદ્યાર્થીઓ, શિક્ષકો, તથા ઇતિહાસ-રસિક સામાન્ય વાચકોને એ ગમ્યા, તે પરથી સૂઝયું કે, તેમને ગ્રંથસ્થ કરી આપવા જોઈએ. તે કરવા માટે હું તે બધાને સળગ જોઈ જઈને ફરી સુધારી ગયો છુ; સળગતાને માટે તેમા નવા પ્રકરણોના ઉમેરા પણ કર્યા છે, અને તેમને પુસ્તકાકાર આપવા માટે જરૂરી ગણાતુ સંપાદનકાર્ય કર્યું છે. સાનવારી, નકશા, સૂચિ ઇ૦ પણ એ દૃષ્ટિએ ઉમેરી લેવામા આવ્યા છે (કેટલાક ચિત્રો પણ ઉમેરવા જોઈએ, પણ એ તો આ વખતે અશક્ય હતું ) પરિણામે જે થયુ તે આ ગ્રંથરૂપે વાચક સામે છે. શરૂમા કહ્યુ એમ, તે મારા અભ્યાસની નોંધોમાથી જન્મ્યુ છે તે બાળકોનું પાઠ્યપુસ્તક નથી. પરંતુ મોટા વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને મદદરૂપ થશે એમ માનું છુ. કૉલેજમા તે પાઠ્યપુસ્તક તરીકે પણ ચાલી શકે.

આ પુસ્તક પાછળ કોઈ નવા સંશોધનનો દાવો નથી પણ આખા ઇતિહાસ-પ્રવાહને પોતાની નજરે ને નવી ઢબે એ રજૂ કરે છે ખરુ. એ તૈયાર કરવામા અનેક ગ્રંથો જોયા છે, તેમની નામાવલી પુસ્તકની અંદર આપેલા ઉતારાઓ સાથે આવી જાય છે કેટલાક ગ્રંથોના નામ, નોંધરૂપે ટૂંકામા જ ટપકાવેલા ને તે જ રૂપે પુનમુદ્રણ ઊતર્યા છે તેથી તે નામો આ નિવેદનને અંતે પૂરા આપ્યા છે અંગ્રેજોના ઇતિહાસમા મુશ્કેલી એ નથી કે તેના સાધનો ઓછા છે, ઊલટી તેમની અતિ વિપુલતા એ પોતે જ મુશ્કેલી છે. અને તેથીય વધારે તો એ કે, કેટલાય વખત સુધી અંગ્રેજ રાજકર્તાઓએ પોતા તરફી સાધનોને જ આગળ કર્યા, અને પોતા-વિરોધીને તો નીકળવા જ ન દીધા આ સત્યઘાતક અને વિદ્યાદ્રોહી વાડમા સફળ છીંડું પાડવાનું બહુમાન સ્વ મેજર બસુને જાય છે હિંદના રાષ્ટ્રીય ઇતિહાસના પિતા સમાન એ છે. એમના ગ્રંથો* વિષે બીજી જગે

* એમના લખેલા ગ્રંથો ઉપરાંત કેટલીય દબાવી રખાયેલી કે નહિ આગળ કરાયેલી સામગ્રી એમણે મળતી કરી, એ પણ યાદ કરવું જોઈએ

અંગ્રેજ ઇતિહાસકારોના ગ્રંથોમાં આ બધા ગાળાની દૃષ્ટિ સહેજે ઊતરી છે. એ રીતે એમનો ઉપયોગ આપણા રાષ્ટ્રના અર્વાચીન ઇતિહાસને સમજવામાં સારી મદદ દે છે. એ મદદ લેવાનો પ્રયત્ન આ ચોપડીમાં સહેજે થયો છે. ચોપડીનું વસ્તુ ટૂંકાણમાં મુકાયું છે એને વાચક ગુણ કે દોષ — પોતાની રુચિ પ્રમાણે — માની શકે. શરૂમા એની ઉત્પત્તિ વિષે જે મેં કહ્યું છે, તેમાથી બીજું બનવુંય અશક્ય હતું.

નકશા વેળાસર તૈયાર થયા હોત તો વચ્ચે વચ્ચે સ્થાનની જરૂર પ્રમાણે મુકાત તો સારું. પરંતુ આ ચોપડી છપાવવાની (સરકારી કાગળ નિયમનને લઈને) જે વીતક-કથા છે, તેને લઈને બીજું શક્ય નહોતું. ચોપડીને નસીબે બીજી આવૃત્તિ હશે, ત્યારે ઘટતા ફેરફારો કરી લઈશ. અને ત્યારે, વાચકોએ જે સુધારાવધારા કરવાનું બતાવ્યુ હશે, તેમનેય જોઈ શકાશે, એ કહેવાની જરૂર ન હોય.

છેવટે, આ ગ્રથના આગળના પુસ્તક વિષે. આ ગ્રંથમાં ૧૬૦૦—૧૮૦૦નો ભાગ આવે છે. ત્યાર બાદ ૧૮૦૦થી આગળના એક ગાળાનો ઇતિહાસ અભ્યાસના ટાંચણરૂપે તૈયાર છે. આની જેમ તે ગ્રંથરૂપે તૈયાર કરવામા આવશે. તેને માટે થોડાક માસ વાચકે વાટ જોવી પડશે. અત્યાર સુધીનો આપણો આખો ઇતિહાસ આ ગ્રથની શૈલીએ પૂરો કરી શકું તો મને ખૂબ આનદ થાય. શાળાનાં પ્રાથમિક ધોરણથી માંડી ઇન્ટર સુધી આ કાળનો ઇતિહાસ મારા ભણવામાં આવેલો. પરંતુ તેનો ખરો રસ તો હુ ઇન્ટરમા જ સમજ્યો. તે કાળે મારે હિદનુ રાજ્યબંધારણ અને વહીવટ પણ ભણવાના હતા આ અભ્યાસને અગે જે ત્યારે જે રસ અનુભવેલો, તે વિનયમદિરનો વર્ગ લેવા નિમિત્તે આ ગ્રથ તૈયાર કરવામાં તાજો કરી શક્યો, તેથી ખુશી થાય છે. વાચકને તેનું ફળ કેવું લાગે છે તે તો એ કહે ત્યારે. એમાં સુધારવા વધારવા અગે સૂચનાઓ આપી વાચક મને આભારી કરશે એવી વિનતી છે.

૨-૪-'૪૧

મગનભાઈ દેસાઈ

# અનુક્રમણિકા

## ખંડ ૪ થો

### અંગ્રેજ કંપની ફાવી [૧૭૫૭–૧૭૬૦]



## ખંડ ૫ મો

### નધણિયાતો બંગાળ [૧૭૬૦–૧૭૬૭]



## ખંડ ૬ ઠ્ઠો

### છેલ્લો પ્રયત્ન

## ખંડ ૭ મો
### વેપારીનું ધણિયાણું





## ખંડ ૮ મો
### પાર્લમેન્ટનો એકતરફી ફેંસલો



## ખંડ ૯ મો
### મરાઠા રાજ્યમંડળમાં પગપેસારો [૧૭૭૪-૧૭૮૫]



## ખંડ ૧૦ મો
### કંપની સરકારનું રાજ્યબંધારણ

## ખંડ ૧૧ મો

### પરદેશી રાજ્યવ્યવસ્થાનું મંડાણ



## ખંડ ૧૨ મો

### છેલ્લી ચિરાગ [ ૧૭૮૨–૧૮૦૦ ]

# નકશાની સૂચિ

[ભૂમિકામાં જણાવ્યા અનુસાર]

## કેટલાક ગ્રંથોનાં નામની યાદી

The History of Hindostan (Translated from the Persian)
(in 3 vol) Alexander Dow
(Printed in 1792)

History of the Military Transactions of the Br Nation in Indostan from 1745 Robert Orme
(Printed in 1830)

History of Br India James Mill
(in 3 vols)(Printed in 1817)

The History of the Br Empire in India
(in 6 vol) Edward Thornton
(Printed in 1841–5)

The Rise of the Br Power in the East
Mountstuart Elphinstone
Ed by Sir Edwerd Colebrooke
(Printed in 1887)

History of Br India Hugh Murray
(Printed in 1856)

Comprehensive History of India Civil, Military and Social
(in 3 vol) Henry Beveridge
(Printed in 1862)

History of India Marshman (in 3 vol)
Abridgement (Printed in 1873)

The Decisive Battles of India (1746 *to* 1849)
Col Malleson
(Printed in 1883)

England and India R. C. Dutt
Br. Dominion in India Alfred Lyall
(First Ed. 1894)
Historical Geography of the Br. Dependencies vol. VII
India – Part 1, 2 P. E. Roberts
The Roman and the Br. Empires Bryce
History of India Ed. A. V. W. Jackson Vol. 8 —
by Sir A. Lyall
Oxford History of India Vincent Smith
Cambridge History of India Vol. V
The Making of Br India (1758–1858) Ramsay Muir
Fall of the Mughal Empire (vol 1, 2, 3) J. Sarkar
" Keene
Rise of the Christian Power in India.
(vol. 1–6) Major Basu
मराठी रिसायत (मराठी) ઉત્તર વિભાગ પુ० ૧, ૨, ૩ ગો.સ. સરદેસાઈ
ब्रिटिश. रियासत खड–१,२ "
मराठा व अंग्रेज न. चि. केळकर
नाना फडनवीस खरे
मीर कासम हरिहरनाथ शास्त्री
Rise & Fulfilment of Br. Rule in India
Thomson & Garratt (Pub. in 1934)
A Short History of India Moreland & Chatterjee




મરાઠા રાજ્ય—૧૭૬૫

## પ્રાસ્તાવિક

હિંદ ઉપર અનેક પ્રજાઓએ ચડાઈઓ કરી છે. કયા દેશ ઉપર નથી થઈ? પણ હિંદ ઉપર થયેલી છેલ્લી — અને આશા રાખીએ કે છેલવેલ્લી — ચડાઈ (?) એક નોખી જ ભાત પાડનારી છે. દેશો પર ચડી આવનારી પ્રજાઓ સામાન્ય રીતે તે તે પ્રદેશની આદિપ્રજા જોડે લડીવઢીને જંપે છે અને મેળ સાધે છે, અને એક પ્રજા બનીને ત્યાંની વતની થઈને રહે છે; અથવા આવીને લૂંટફાટ કરી પાછી પોતાને રસ્તે પડી જાય છે. લગભગ ૧૬મા સૈકા સુધી હિંદમાં ને દુનિયામાં બધે આ પ્રકારનો સામાન્ય વહીવટ ચાલતો જોવામાં આવે છે. પરંતુ તે સૈકાથી યુરોપની પ્રજાઓ પોતાનું વહાણવટું ખીલવી તેને જોરે પરદેશ ખેડતી થઈ, અને તેમણે નવો ધારો પાડ્યો તે એ કે, નવીન પ્રદેશની આદિપ્રજાને યા તો ખતમ કરવી ને પોતે ત્યાં વસવું, અથવા તો તેને ગુલામ રાખી પોતે સ્વદેશ રહ્યા રહ્યા તેની પર રાજ્ય કરવું.* હિંદ કમનસીબ જોગે યુરોપની આવી ચૂડમાં

* જેમ કે, ગોરી પ્રજાઓ ઉત્તર દક્ષિણ અમેરિકા ગઈ અને ત્યાં વસવાટ કરી, સ્વતંત્ર અમેરિકન રાજ્યો આજે આપણે જે જોઈએ છીએ, તે બધાં સ્થાપ્યાં. તે રાજ્યોમાં પ્રજાસંકર કે વર્ણસંકરનો પ્રશ્ન કેવો ઊભો થયો છે, તે પણ ઇતિહાસમાંથી જોવા મળે છે. બીજા પ્રકારના ગોરા આક્રમણનો દાખલો આપણા દેશનું અંગ્રેજ સામ્રાજ્યસ્થાપન છે. અંગ્રેજ અહીંનો વતની ન બન્યો, અને તે ગણુનરીમેર દગ્ઢ એ ઇતિહાસમાંથી જોવા મળે છે. તેને અહીંના વેપારરોજગારની પરવા છે, અને તે અર્થે રાજકીય કાબૂ જોઈએ,
[illegible]

આવ્યું અને આજ સુધી તેમાં છે. હિંદની છેલ્લી ચડાઈની આ એક નવીનતા—ચડી આવનાર લોક પરદેશી ને પરદેશી જ રહે છે અને વતની પ્રજાને પોતાના આર્થિક અને લશ્કરી તથા રાજકીય પાશમાંથી છોડતા નથી

બીજું, તેમના આવવાની સાથે, અગાઉ આવેલી અને વસી ચૂકેલી પ્રજાઓ વચ્ચે સ્વાભાવિક રીતે સંધાતો જતો હતો તે મેળ સ્થગિત થઈ ગયો, એકપ્રજા બનવાની સહજ પ્રક્રિયા, આમ પરદેશી જ રહેવાના સંકલ્પવાળા આક્રમણને લઈને, અકાળે અટકી ગઈ. બલ્કે, ઉપર કહેલી ઐતિહાસિક અસ્વાભાવિકતાને ટકાવવાને માટે, તે મેળ સ્થગિત કરવાના સતત પ્રયત્નો થતા જોવા મળે છે. પોતાને જ જો સંભાળવાનું હોય તો હિંદુ મુસ્લિમો વગેરે ક્યારના એક થયા હોત, તે જુદા ને જુદા જ રહેતા લાગ્યા કરે છે, અને વખત કવખત ઉપર એવું પ્રદર્શન ગોઠવાય છે. આ ભેદનીતિ બ્રિટિશ સામ્રાજ્યવાદનો મૂલમંત્ર થઈ પડી છે.

એક ત્રીજી નવીનતા પણ છે: આ છેલ્લી ચડાઈ પૂર્વના જેવી ચડાઈ નહોતી. ગોરી ખ્રિસ્તી પ્રજાઓ હિંદની સ્વદેશી રાજસત્તાને કરગરતી અને કુરનિસો બજાવી વેપારની છૂટ યાચતી આવી, અને તેમાંથી વેપારશાહી સ્થાપી, જેને ૧૯મા સૈકાની રાજકીય પરિભાષામાં સામ્રાજ્ય કહેવાયું. આ વેપારશાહી અને તેમાંથી જન્મેલી સામ્રાજ્યશાહી એ, જૂની ચડાઈઓના પ્રકારને હિસાબે, એક નવીનતા જ લેખાવી જોઈએ. એ સ્થાપવા માટેની રીતિનીતિ પણ પૂર્વની ચડાઈઓ જેવી નહોતી.

આ નવો પ્રકાર જગતના આધુનિક (એટલે કે ૧૬મી સદીથી શરૂ થતા) ઇતિહાસની જડ છે, અને જગત હજી એ પ્રકારથી પરવાર્યું નથી. ને તેમાંથી વિશ્વવ્યાપી બે મહાન યુદ્ધોની યાતના જગતે વેઠી છે. હજી તે ચાલુ રહે છે કે કેમ તે વિષે ખાતરીબંધ ભાગ્યે જ કશું કહી શકાય એમ છે.

હિંદમાં આ શી રીતે અને શાથી બન્યું, એ આધુનિક હિંદના ઉદયના પાયામાં રહેલો ઇતિહાસ છે. એ ઇતિહાસમાં જો મધ્યયુગીન હિંદની પરાજય-કથા રહેલી છે તો તેની જ જોડે અર્વાચીન યુગની આપણી ઉદય-કથાનાં પણ બીજ અને એ પરરાજ્યની પણ કચાશો અને સ્વાભાવિક ઊણપો સમાયેલી છે. તેથી, આ યુગનો ઇતિહાસ પામવાને માટે, આ આખા સમાહારનો સાથે સાથે અને સયુક્તિક વિચાર કરવો જોઈએ; તો તે સાચો ઠરે.

આમ કરવામાં કોઇ રખે માને કે, ઇતિહાસની સત્યતા પર દોષ આવે. ઇતિહાસ એ પ્રજાના પુરુષાર્થ અને તેના પ્રારબ્ધ બેઉની ઓતપ્રોત કથા છે.* કાળનદીમાં વહેતા બનાવો એમાં, તેથી કરીને, આવે છે. પરંતુ એમનું લૂખુંસૂકું, કાર્યકારણભાવરહિત માળખું એ ઇતિહાસ નથી. ઘટના-પરંપરાના પ્રવાહમાં અચૂક રહેલી કાર્યકારણ-ભાવની સંકલના માનવબુદ્ધિને સૂઝે એવી વિચારવી, એ પણ ઇતિહાસનું કામ છે. પ્રો૦ સીલી સાચું કહે છે કે, 'ઇતિહાસમાં, બયાનોને પ્રશ્નોના રૂપમાં ફેરવવા ઉપર બધો આધાર છે.' અથવા બ્રાઇસ કહે છે તેમ, 'તારણ અને તત્ત્વકથન એ ઇતિહાસના પ્રાણ છે; તે ઇતિહાસને બુદ્ધિગ્રાહ્ય બનાવે છે—તેને એકતા અર્પે છે.'

આ રીતે ઇતિહાસ નિહાળવાનું કામ બનાવોની માળાને કેટલોક કાળ વીતે ત્યાર પછી થઈ શકે છે, એ ખરું. એ કામ પૂરેપૂરી સત્યનિષ્ઠા અને બને તેટલી રાગદ્વેષોથી પરતા સાધીને કરવું કે થવું જોઈએ, એ પણ ખરું. પરંતુ એ રીતે રજૂ થતા ઇતિહાસને ઇતિહાસ કહેવામાં આવે છે, અને જાણીતા ઇતિહાસો એ ઢબે રજૂ થયેલા છે. હિંદની અંગ્રેજ વેપારશાહી (ઈ. સ. ૧૬૦૦–૧૮૫૭ સુધીની) અને ત્યાર બાદ નામાંતરિત થયેલી તે જ વસ્તુ—સામ્રાજ્યશાહી (૧૮૫૮થી

* પ્રજાકીય પુરુષાર્થ તે તે પ્રજાનાં સ્વભાવ અને સંસ્કૃતિ તથા શક્તિ-અશક્તિમાંથી જન્મે છે; ,અને તેનું પ્રારબ્ધ સમગ્ર પ્રજાઓના સંબંધથી તે તે પ્રજાને, બાકે. નિર્ભીક, થતું જે મૂળ છે તે. છે. નૈસર્ગિક પુરુષાર્થ-પ્રારબ્ધ જેમ, પ્રજાઓ માટે પણ આ ઢબે વિચાર કરવો એ જ યોગ્ય થાય.

શરૂનો ઇતિહાસ આજના હિંદના ઉદયની દૃષ્ટિએ સળંગ નિહાળવો, એ એનો સાચો અભ્યાસ ગણાય. એ અભ્યાસના બે ત્રણ ચોખ્ખા તબક્કા છે. આ પુસ્તકમાં તેનો પહેલો તબક્કો પૂરો થાય છે. અનેક ગોરી પ્રજાઓ આપણા દેશમા ઊતરી પડી, તેમાથી છેવટે અગ્રેજ પ્રજા તે બધીમાથી ફાવી, અને વેપારી થઈને આવેલી તે પ્રજાએ વેપારશાહી—વેપારીની હકૂમત—સ્થાપી આ પહેલો તબક્કો ૧૮મા સૈકાને અંતે પૂરો થઈ જાય છે. આ પુસ્તકમા તેટલો ઇતિહાસ આવે છે,

## ખંડ ૧ લો

# ગોરા ખ્રિસ્તી વેપારીઓ

'પૂર્વના વેપારનો પૂરેપૂરો કબજો જે દેશના હાથમાં આવશે તે આખી વેપારી આલમને દોરનાર ને કાબૂમાં રાખનાર થશે'

—સર ચાર્લ્સ ડેવનંટ (૧૭મું સૈકું)

'વેપાર એ શાંતિનો કે શાંતિપૂર્વક કરાતો ઉદ્યોગ છે, એ અર્વાચીન હેત્વાભાસ છે; હકીકતે ઇતિહાસ એને ખોટું ઠરાવે છે'

—આલ્ફ્રેડ લાયલ

## સાલવારી

૧૪૯૨ કોલંબસ અમેરિકા આગળ અથડાઈ પડ્યો.
૧૪૯૮ વાસ્કો-ડી-ગામા હિંદ પહોંચ્યો.
૧૫૦૦ કેબ્રલ હિંદ આવ્યો, કોચીનમાં કોઠી કરી. ૫૬
૧૫૦૨ પોપ એલેક્ઝાન્ડરે પોર્ટુગલના રાજાને હિંદના વેપાર ઇ૦નો સ્વામી કર્યો।
૧૫૦૩ આલ્ફોન્ઝો આલ્બુકર્ક પહેલી વાર હિંદ આવ્યો.
૧૫૧૦ આલ્બુકર્ક ગોવા લે છે.
૧૫૧૫ આલ્બુકર્કનું મરણ
૧૬૦૦ લંડન ઇસ્ટ ઇંડિયા કંપની સ્થપાઈ.
૧૬૦૨ ડચ ઇસ્ટ ઇંડિયા કંપની સ્થપાઈ
૧૬૧૨ અંગ્રેજોની કોઠી—સુરત.
૧૬૧૫ સર ટોમસ રો—મોગલ દરબારમાં એલચી.
૧૬૩૦ ગુજરાતમાં મોટો દુકાળ.
૧૬૩૯ ફોર્ટ સેન્ટ જ્યોર્જ—મદ્રાસની કિલ્લેબંધી.
૧૬૪૦ હુગલીમાં—(કલકત્તા)—અંગ્રેજ કોઠી સ્થપાઈ
૧૬૬૪ ફ્રેન્ચ ઇસ્ટ ઇંડિયા કંપની સ્થપાઈ.
૧૬૬૮. અંગ્રેજ ઇસ્ટ ઇંડિયા કંપનીને મુંબઈ બેટ મળ્યો. તેમણે ત્યાં પોતાનું થાણું નાખ્યું.
૧૬૮૬ બંગાળની અંગ્રેજ કોઠી અને મોગલ બાદશાહ લડી પડ્યા.
૧૬૯૦ સમાધાન થયું, કલકત્તામાં અંગ્રેજ કોઠી. ચંદ્રનગરમાં ફ્રેંચ થાણું થયું.
૧૬૭૪ ફ્રેંચ માર્ટિન પાંડીચેરી સ્થાપે છે
૧૬૯૮ નવી અંગ્રેજી ઇસ્ટ ઇંડિયા કંપની સ્થપાઈ.
૧૬૯૩ ડચ લોક પાંડીચેરી લઈ લે છે
૧૬૯૯ ફ્રેંચ-ડચ-સંધિની રૂએ પાંડીચેરી પાછું ફ્રેન્ચને મળ્યું.
૧૭૦૨ જૂની ને નવી અંગ્રેજ કંપનીઓનું જોડાણ
૧૭૦૭ ઔરંગઝેબનું મરણ

# ૧

## ઈ.સ. ૧૪૯૨, ઈ.સ. ૧૪૯૮

યુરોપમાં ૧૫મું સૈકું અપૂર્વ ઉદયનો કાળ ગણાય છે. આ ઉદય અનેકવિધ હતો. તે કાળમાં જ પોપની ધર્મશાહીમાં લ્યૂથર નામના જર્મન સાધુએ ગાબડું પાડયું હતું, અને એમાંથી ઉત્તર યુરોપનાં રાજ્યોમાં પ્રૉટેસ્ટંટ ધર્મનો ઉદય થયો હતો. તે કાળમાં સામાન્ય લોકો પણ જ્ઞાન મેળવવાનો અધિકાર હાથ કરવા લાગ્યા હતા, અને તેથી તેઓ નવા નવાં સાહસો પણ કરવા લાગ્યા હતા. આ સાહસમાંથી બે એવાં હતા કે, તેમનું પરિણામ તે વખતે કોઈએ સ્વપ્નમાં પણ નહિ કલ્પ્યુ હોય એવુ ક્રાંતિકારી આવ્યુ છે. આ બે સાહસ તે સાદી લાગતી બે ભૌગોલિક શોધો — ૧. ઈ. સ. ૧૪૯૨માં કોલંબસે અમેરિકા પાસેના ટાપુઓ પહેલા જોયા તે. ૨. ઈ. સ. ૧૪૯૮માં વાસ્કો-ડી-ગામાએ 'ગૂડ હોપ' ભૂશિર વાટે હિંદ આવવાનો દરિયાઈ માર્ગ શોધ્યો તે.

આ બે શોધોના મૂળમા એક મોટી વાત રહેલી હતી. તેમાં જગતના ઇતિહાસંના એક સૈકાંજૂના પ્રકરણ પર પાણી ફેરવવાનો સંકલ્પ પડેલો હતો. તે પ્રકરણ એટલે પૂર્વ અને પશ્ચિમ — યુરોપ અને એશિયા વચ્ચેનો વેપાર. આ વેપાર ૧૫મા સૈકા સુધી જમીન-માર્ગે ચાલતો. હિંદી મહાસાગરમાં થઈને પૂર્વનો બધો માલ — અને કેવો માલ! જેના વગર યુરોપનું જીવન અટકી પડે! જેનાથી અનેક પ્રજાઓ ધનવાન થતી આવી હતી! જે કાચા સોનાની પીળાશથી મોટી પોતોની આંખો અંજાઈ ગઈ હતી! — એ બધો માલ રાતા સમુદ્રમાં થઈને ઇજિપ્ત વાટે કે ઈરાની અખાતમાં થઈને સીરિયા વાટે ભૂમધ્યમાં જતો, અને ત્યા વેનીસ જિનોવા બંદરે ઉતરતો. અને ત્યાંથી યુરોપમાં બધે વેચાતો.

આ આખો વેપાર લગભગ અરબી લોકોને હાથ હતો. તેને જોરે તેઓ ઠેઠ યુરોપમાં સ્પેન સુધી હકૂમત કરી બેઠા હતા. એટલું જ નહિ, ઇસ્લામની આ જયપતાકા પોપશાહીને પણ ખૂંચતી હતી. પોપે યુરોપનાં ખ્રિસ્તી રાજ્યોને ઇસ્લામ સામે જેહાદ ખેડવા પાછળ વાળ્યાં હતાં. ૧૪મા સૈકામાં કૉન્સ્ટંટિનોપલ પડ્યું અને ૧૫મા સૈકાના પ્રારંભમાં સ્પેને આરબોને પોતાને ત્યાંથી હાંકી કાઢ્યા. એ જ નવચેતનના ચિરાગરૂપે તે દેશે કોલંબસને ૧૪૯૨માં વહાણવટું ખેડવા પ્રેર્યો અને નાનકડા પોર્ટુગલ દેશે ૧૪૯૮માં વાસ્કો-ડી-ગામાને મોકલ્યો.

બેઉનો — અરે, આખા ઉત્તર પશ્ચિમ યુરોપનો ઇરાદો એક હતો અને તે હિંદ અને પૂર્વના દેશોએ જવાનો દરિયાઈ માર્ગ ખોળવાનો. કોલંબસે વિચાર કર્યો કે, પૃથ્વી ગોળ છે, તો જો હું પશ્ચિમ દરિયો પાર કરું તો સામે કાંઠે મને હિંદનો પૂર્વકિનારો હાથ લાગશે. તેમ કરતાં તે અમેરિકા જોડે અથડાઈ પડ્યો. પોર્ટુગીઝ લોકો આફ્રિકાને કિનારે વહાણો લઈને ફરતા હતા. તેમણે હિંદ જવાને માટે તે કિનારે કિનારે આગળ જવા વિચાર્યું. ઈ. સ. ૧૪૮૫ સુધીમાં બાર્થોલોમ્યુ ડિયાઝે 'ગુડ હોપ' ભૂશિર સુધીનો કિનારો જોઈ કાઢ્યો હતો. વાસ્કો-ડી-ગામાએ એનું કામ પૂરું કર્યું.

લિસ્બન બંદરેથી ૧૪૯૭ના જુલાઈમાં તે નીકળ્યો; નવેંબરમાં તે ગુડ હોપ પહોંચ્યો. ત્યાંથી કિનારો વળાંક લેતો જોઈ તે રાજી થયો. ધારણે ધારણે તે આડાગારકર થઈ મોંબાસા નજીક મેલિન્દી બંદરે આવ્યો. સારે નસીબે અહીં એને ગુજરાતનાં વહાણો મળ્યાં ને તેમાંથી એક ગુજરાતી ભોમિયો તેણે કરી લીધો. ઈ. સ. ૧૪૯૮ના મે માસમાં એણે વાસ્કો-ડી-ગામાને કાલીકટ પાસે સહીસલામત ઉતાર્યો. આમ એક ભારે ક્રાંતિકારી મોટું કામ સાવ સાદી રીતે ડી-ગામાએ પૂરું કર્યું.

પોપે આ બે દેશોને ધન્યવાદ આપ્યા; તેમને પોતાના આશીર્વાદ આપ્યા, અને ફરમાન કાઢ્યું કે (ઈ. સ. ૧૪૯૪-૫ અને ઈ. સ. ૧૫૦૨), પશ્ચિમ ખંડનો ભાગ ખોળનાર સ્પેન તે ખંડમાં

ખ્રિસ્તી ધર્મ ફેલાવે અને પોતાનો ઝંડો રોપે; પૂર્વ ખંડમાં જનાર પોર્ટુગલ[1] તે ખંડમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવે અને પોતાનો ઝંડો રોપે. આમ યુરોપ બહારના લગભગ આખા જગતની ફાળવણી કરી પોપે માન્યું કે, રાજ્યો લડતાં મટશે અને ખ્રિસ્તીધર્મપતાકા પોતા સિવાયના નાસ્તિક માનેલા બધા મુલકોમાં ઊડશે. પરંતુ બન્યું એવું કે, નવી દુનિયા ને નવા વેપારની આ નવી શોધે યુરોપમાં જે કલહબીજ રોપ્યું, ત્યાં જ એક પ્રકારની એવી નાસ્તિકતા ઉત્પન્ન કરી, કે જે, દેશકાલના ફેરફારને લઈને તેના બાહ્ય રૂપમાં જુદું લાગવા છતાં, આજ સુધી યુરોપને આંતરયુદ્ધને ચકડોળે ચડાવ્યા કરે છે; અને બીજી બાજુથી જગતની અન્ય પ્રજાઓને પોતાની ચૂડમાં લીધા કરે છે.

યુરોપના બે જ દેશોને પોપે યાવચ્ચંદ્રદિવાકરૌ સત્તા આપી, તેથી ઉત્તર યુરોપનાં ધીમે ધીમે ઉદય પર આવતાં ને તેથી આ વહેંચણીમાં મોડાં પડેલાં રાજ્યો માટે હિંદ કે અમેરિકા જવા માટે માર્ગ ન રહ્યો; એટલે તેમણે પૂર્વ જવાનો ત્રીજો માર્ગ શોધવા પાછળ મન કર્યું. દુનિયાના નકશામાં યુરોપનો વાયવ્ય ખૂણો જુઓ. ઉત્તર યુરોપના લોકે વિચાર્યું કે, ત્યાંથી આપણે પશ્ચિમમાં જઈએ તો આપણને તે તરફ થઈ હિંદનો સ્વતંત્ર રસ્તો મળે, કેમ કે સ્પેન પોર્ટુગલ પોતાને મળેલા ઇજારામાં કોઈને પેસવા દે એમ નહોતું. તેમના આ પ્રયત્નોથી ઉત્તર અમેરિકાનો ઉત્તર ભાગ શોધાઈ ગયો ખરો; પણ મુખ્ય મુદ્દો ન સધાયો. એટલે ઉત્તર યુરોપના ત્રણ પ્રોટેસ્ટંટ મુલકોએ — હોલૅન્ડ, ઇંગ્લંડ, અને ફ્રાન્સે — પોપની આજ્ઞા બાધી કરી અને થોડાંક વર્ષ બાદ સ્પેન પોર્ટુગલ જોડે સ્પર્ધા[2] શરૂ કરી; અને

૧. પોપે ખાસ ફરમાન કાઢી તેના રાજાને 'ઇથિયોપિયા, અરેબિયા, પર્શિયા અને હિંદના વહાણવટા, વિજય, અને વેપારનો સ્વામી'— એવો ઇલકાબ આપ્યો।

૨. આ સ્પર્ધાનો ઇતિહાસ એટલે ઇંગ્લંડના વહાણવટાના ઉત્કર્ષનો ઇતિહાસ. તેને માટે ઇંગ્લંડના ખલાસીઓ દરિયે લૂંટફાટ ને ચાંચિયાગીરી પણ કરતા અને સ્પેન વગેરેનાં લાધ્યાં વહાણ લૂંટતા. આમાં તેમને રાજ્ય તરફથી કેવી મદદ અને શાબાશી તથા માનઅકરામ મળતાં, એ એક રસિક

તેમાં ફાવ્યા બાદ, એ ત્રણે પોતે જ માંહોમાંહે લડવામાં વળગ્યાં. આમ ૧૬મા સૈકાથી જે સ્પર્ધા શરૂ થઈ તે ૧૭મા અને ૧૮મા સૈકા સુધી ચાલી, અને તેમાં છેવટે અંગ્રેજો જ આપણા દેશમાં બાકી રહ્યા, અને અહીંનું રાજ તેમણે પચાવી પાડ્યું.

પ્રથમ યુરોપીય પ્રજાઓની સ્પર્ધા પર ઊડતી નજર કરીએ.

## ૨

## ગોવા અને બટેવિયા

"વેપારી નફા અને હકોને માટે યુરોપની પ્રજાઓ હવે જોરશોર ઝગડતી હતી જે લહાવો લેવા તેઓ ઝઘડતી હતી તેની કિંમત ત્યારે પણ તેઓને પૂરેપૂરી માલૂમ હતી. અને પછીના ઇતિહાસે પુરવાર કર્યું છે કે, ઝઘડતી પ્રજાઓનાં પોતાના દેશનાં ધન, આઝાદી, અને રાજકીય મહત્તા કે ઉપર-હાથ એ ઝઘડામાં મળતા જય કે પરાજય પર ઘણાં અવલંબતાં હતાં. સ્પેનની મહાન સેનાઓ અને આરમારો પરદેશથી આયાત થતા માલથી મળતી આવક ઉપર નભતી હતી; ડચ પ્રજાએ પોતા પરના પરદેશી રાજ્યની ઝીક ઝીલવામાં દેખાડેલા અડગ સામના-બળને તેમનો દરિયાઈ વેપાર પોષતો હતો; અને ઇગ્લૅન્ડની મોટાઈ તેના જગવ્યાપી વેપાર પર ઊભી થઈ છે,—એ ઉઘાડું છે. ૧૭મા સૈકામાં દરિયાઈ વેપારની સૌથી વધુ મહત્ત્વની શાખા એશિયાના માલની આપ-લે હતી અને (યુરોપના) દરેક રાષ્ટ્રની સરકાર તે વેપારનો કબજો લેવાની લડતમાં સીધી કે આડકતરી રીતે ભાગ લેતી હતી"

—આલ્ફ્રેડ લાયલ

ઈ. સ. ૧૪૯૯માં વાસ્કો-દી-ગામા સ્વદેશ પાછો ગયો કે તરત ત્યાંથી કેબ્રલ નામના કપ્તાનના હાથ તળે ૧૩ વહાણનો કાફલો

કર્યા છે તે જમાનામાં યુરોપ બહારના દેશોમાં ગોરી પ્રજાઓ આવી જ દોષિત નીતિરીતિઓથી ફાવી શકતી. આપણે જોઈશું કે ઈસ્ટ ઇંડિયા કંપનીની નોકરીમાં 'જેન્ટલમેનો' તો ન જોઈએ એવી સાફ નીતિ જ કહેવાતી. અને ૧૯મા સૈકા સુધી લાગે ઊંચા ગણાતા 'જેન્ટલમેન' અંગ્રેજો હિંદમાં કામ કરવા આવ્યા છે ત્યારે, હિંદના વેપારની લૂંટમાં તો તેમનો આખો ભાગ રહેતો.

હિંદ રવાના કરવામાં આવ્યો, અને એમ વરસોવરસ વહાણોની અવરજવર શરૂ થઈ ગઈ. હિંદમાં આવતા થયા એટલે પોર્ટુગીઝોએ જોયું કે, અરબી વેપારીઓને કાઢ્યા વગર કામ ચાલે એમ નથી. અને બીજું એમણે એ જોયું કે, ઝામોરીન મુસલમાન નથી પણ બીજા* ધર્મનો છે.

કોચીનના રાજાને ઝામોરીન જોડે અણબનાવ છે, તેથી ઝામોરીન જોડે ન ફાવે તો કોચીનનોય આશરો લેવાનું, આ પહોંચેલા વેપારીઓએ જોઈ કાઢ્યું અને તેમ વર્ત્યા પણ ખરા! કેમ કે, હિંદનો અરબી વેપારી પણ પોતાના ઉપરનો ભય કળી ગયો અને તેણે ઝામોરીનને, આ નવા લોકને ન સંઘરવા, સમજાવવા માંડ્યું. આમાંથી જે માંહોમાંહે તકરાર જાગી તેમાંથી પોર્ટુગીઝ લોક પોતાનું ચડિયાતું નૌકાબળ જોઈ ગયા; અને એને જોરે દમદાટી અને લડાઈ સુધીનાં સાધનો લેતાં પણ પાછા પડતા નહિ. એમણે એ પણ સમજી લીધું કે, પોતાની માલકીનું થાણું જો ન હોય, અને એને કિલ્લેબંધી કરી રક્ષણ માટે તૈયાર ન કર્યું હોય, તો હિંદની ત્યારની સ્થિતિમાં ટકાય એમ નથી.

આ કામ સાંગોપાંગ પાર પાડનાર પોર્ટુગીઝ વાઇસરોયનું નામ આલ્ફોન્ઝો આલ્બુકર્ક છે. હિંદના ૧૬મા સૈકાનો પોર્ટુગીઝ ઇતિહાસ રચનાર એ પુરુષ છે. તેણે મલય દ્વીપકલ્પથી માંડીને ઠેઠ રાતા સમુદ્રના નાકા સુધીનો હિંદી મહાસાગર પોતાને કબજે કર્યો. માત્ર એડન એ ન લઈ શક્યો, અને બીજે વર્ષે (૧૫૧૫) મરી ગયો. એ મુખ્યત્વે દરિયાઈ સામ્રાજ્ય હતું. એવડા મોટા વિસ્તારમાં પહેલાં એ સામ્રાજ્યનું કેન્દ્ર નક્કી કરવું જોઈએ, જેથી ત્યાં રહી પોર્ટુગીઝ વાઇસરોય પોતાનું કામ કરી શકે. શરૂમાં આલ્બુકર્કનો વિચાર હતો કે, પોર્ટુગીઝનું પ્રથમ સ્વાગત કરનાર ઝામોરીનનું કાલીકટ જ તેની

* એક જાણવા જેવી વાત છે: વાસ્કો-ડી-ગામા ઝામોરીનને મળવા આવ્યો ત્યારે હિંદુ મંદિર જોઈ તેણે કલ્પ્યું કે, તે મસીદ નથી એટલે ખ્રિસ્તી દેવળ જ હશે, અને તેમાં જઈ તેણે પ્રાર્થના કરી! ધર્મોમાં ખ્રિસ્તી, યહૂદી

પાસેથી ઝૂંટવી લેવું; પણ તેમાં તો આલ્બુકર્ક ન ફાવી શક્યો. એવામાં તેને એક એવી આબાદ બાતમી મળી કે તેનાથી તેણે બીજાપુર રાજ્યનું ગોવા શહેર ઝડપી લીધું.

ટિમોજી નામનો એક હિંદુ આ કિનારે ચાંચિયાનો ધંધો કરતો હતો, ને પોર્ટુગીઝનો મળતિયો હતો. તેણે ઈ. સ. ૧૫૧૦માં આલ્બુકર્કને ખબર આપી કે ગોવા બંદર અરક્ષિત પડ્યું છે. એ વખતે આલ્બુકર્ક રાતા સમુદ્ર તરફ નૌકાસૈન્ય લઈને જતો હતો, તે વચ્ચે જ રોકાઈ ગયો, અને ઈ. સ. ૧૫૧૦માં ગોવા ઝડપી લીધું. બીજાપુર રાજ્યનો સ્થાપક અદીલશાહ તે પાછું લેવા આવ્યો, પણ આલ્બુકર્ક પાસે ત્યાં સુધીમાં તેના દેશથી નવું લશ્કર આવેલું, તે વડે તેણે તેને હગવી કાઢ્યો. આમ ગોવા પોર્ટુગીઝને હાથ ગયું અને ત્યાં તેમણે પોતાના દરિયાઈ સામ્રાજ્યની રાજધાની કરી, તે આજ સુધી, એ સામ્રાજ્ય જ્યારે ગયું છે ત્યારે પણ, તેમના હાથમાં છે.

સોળમું સૈકું પૂરું થતાં પોર્ટુગલનાં વળતાં પાણી થયાં. ઈ. સ. ૧૫૮૦માં તે દેશ જ* સ્પેનના રાજાને કબજે ગયો. અને સ્પેનને હિંદી મહાસાગરના સામ્રાજ્ય કરતાં આટલાંટિકનું વધારે રુચયું હતું, એટલે તેમણે પોર્ટુગીઝ પ્રજાનું કરેલું-કારવેલું બરાબર સંભાળ્યું નહિ. જોકે પોર્ટુગીઝ પ્રજાને તે સંભાળી રાખવા પરવાનગી આપી હતી. પરંતુ તેની પાસેથી તે ઝૂંટવી લેનારે પ્રબળ નવો શત્રુ જાગ્યો, તે ડચ પ્રજા.

હોલૅન્ડ દેશ ૧૫મા સૈકા સુધી સ્પેનના કબજામાં હતો. યુરોપમાં આવેલી નવી જાગૃતિમાં ૧૬મા સૈકામાં તે સ્વતંત્ર થયો, અને તેનાં વહાણો પણ દરિયો ખેડવા લાગ્યાં. ૧૬મા સૈકાને અંતે તેમણે હિંદના વેપાર બાજુ પણ નજર નાખી અને તેને માટે ઈ. સ. ૧૬૦૨માં તે દેશે એક મોટી-વેપારી પેઢી સ્થાપી અને સરકારે તેને પોતા થકી પૂરેપૂરી મદદ કરી. આ પેઢીએ હવે પોર્ટુગીઝને હિંદમાંથી ધકેલી કાઢવાનો સંકલ્પ કર્યો.

એ કામમાં એને અંગ્રેજોની મદદ પણ મળી, કેમ કે, આ જ

* ૧૬૪૦મા તે પાછો સ્વતંત્ર દેશ થયો હતો.

અરસામાં (ઈ. સ. ૧૬૦૦) અંગ્રેજ વેપારી પેઢી—ઇસ્ટ ઇંડિયા કંપની—પણ સ્થાઈ અને તેઓ હિંદને સુરત બંદરે (ઈ. સ. ૧૬૧૨) પહોંચ્યા હતા.' વળી, યુરોપમાં તે વખતે આ બે રાજ્યો સ્પેનનાં સરખાં શત્રુ હોઈ, સમાન શત્રુભાવે પરસ્પર મિત્ર બન્યાં હતાં.

પોર્ટુગીઝ પેઠે ડચ (કે વલંદા) લોકે પણ હિંદમાં પોતાની રાજધાની સ્થાપવાની હતી. તેમણે જોઈ કાઢ્યું કે, પોર્ટુગીઝ લોકોએ ઇસ્ટ ઇન્ડિઝ ટાપુઓમાં જોઈએ તેવો લશ્કરી બંદોબસ્ત નથી રાખ્યો. તે પરથી તેમણે ત્યાં જ થાણું નાખવાનું જોર કર્યું અને ઈ. સ. ૧૬૧૯માં જાન પિટરસન કોએન નામના ડચ વાઇસરૉયે જાકાત્રા નામનું જાવા બેટનું ગામ લઈને તે જગાએ બટેવિયા શહેર સ્થાપ્યું. આ જ શહેર વલંદા સામ્રાજ્યની રાજધાની બન્યું, અને એ સ્થાપનારને તે સામ્રાજ્યના મુખ્ય સંસ્થાપકની નામના ઇતિહાસમાં મળી છે.

ડચ લોકે બટેવિયામાં ધામા નાખી પોતાની નજર હિંદમાં લંબાવી. તેમણે બંગાળાના ઉપસાગરમાં પણ પગપેસારો કર્યો અને કલકત્તા પાસે ચિનસુરા ને મછલીપટ્ટમ નાગાપટમ સુધી પોતાની વેપારી કોઠીઓ ખોલી. પશ્ચિમ કિનારે સુરત સુધી તેમણે પગારો લંબાવ્યો. અને સત્તરમા સૈકાના અર્ધ ભાગ સુધીમાં તો પોર્ટુગીઝ સત્તાને તેમણે નામશેષ કરી દીધી. એટલે આપણા દેશમાં વેપાર કરવાને મિષે આવેલી ખ્રિસ્તી પ્રજાઓ ખાતે હવે બે રહી—વલંદા અને અંગ્રેજો.

ઉપર જોયું કે, તેમણે શરૂઆત તો પરસ્પર મિત્રતાથી કરી. પણ જ્યારે તે મિત્રતાના કારણરૂપ પોર્ટુગીઝો વચ્ચેથી પતી ગયા, ત્યારે તે બે હવે શત્રુ થયા, કેમ કે વલંદાની ધાક હોય તો અંગ્રેજો સુખે વેપાર કરી ન શકે. અને તેને કારણે યુરોપમાં પણ તેમનાં મન ઊંચાં થયાં હતાં. (ઈ. સ. ૧૬૫૨નો અરસો.) એટલે ૧૭મા સૈકાનો હવે પછીનો ઇતિહાસ આ બે પ્રજાઓ વચ્ચે, પૂર્વનો વેપાર કબજે કરવા માટેની ઝપાઝપીનો બને છે. *

* હિંદનો અંગ્રેજ ઇતિહાસકાર લાયલ કહે છે.

' ઇસ્ટ ઇન્ડિઝમા ઇંગ્લન્ડ ને હોલેંડ વચ્ચે જામેલા લાંબા યુદ્ધનો અંત

આ સંજોગોમાં ચતુર અંગ્રેજોએ પોતાનો રસ્તો સમજી લીધો. એક તો એમણે એ ગાંઠ વાળી લીધી કે, મલય દ્વીપકલ્પ બાજુનો વેપાર મેળવવાનો કે હાથ કરવાનો લોભ છોડવો; બટેવિયા ત્યાં ચાંચ ડૂબવા નહિ દે. ડચ લોકનો કેટલોક ઝઘડો એમ ટાળ્યો. અને બીજો વિચાર એ કર્યો કે, ગોવા અને બટેવિયા માફક આપણી પોતાની કિલ્લેબંધી પણ કિનારા પર હોવી જોઈએ.

યુરોપમાં પોર્ટુગલ દેશ સ્પેનથી પાછો છૂટો થયો. (ઈ. સ. ૧૬૪૦). હોલૅન્ડની સમાન-શત્રુતાને નાતે ઇંગ્લંડ અને પોર્ટુગલ હવે મિત્ર બન્યાં; એટલે સુધી કે ૧૬૬૨માં બે દેશો ગુપ્ત કરાર કર્યો કે પોર્ટુગલનું હિંદમાં રહ્યુંસહ્યું સાચવવામાં અંગ્રેજો મદદ કરે! પોર્ટુગલ હિંદમાં તો હવે કાંઈ કરી શકે એવી સ્થિતિ જ રહી નહોતી, કેમ કે વલંદા લોકે તેમના દરિયાઈ સામ્રાજ્યનો ઘણોખરો કબજો કરી લીધો હતો; અને એમની પ્રજા એમના ક્રૂર ધર્મઝનૂનથી ત્રાસી પણ હતી. છતાં પોર્ટુગલે અંગ્રેજોને એક ભારે યાદગાર મદદ કરી તે એ કે, તેની પાસેથી મુંબઈ બેટ અંગ્રેજોને મળ્યો. ઈ. સ. ૧૬૬૨ની સાલમાં અંગ્રેજ રાજા પોર્ટુગલની રાજકન્યા જોડે પરણ્યો, તેના દેજમાં પોર્ટુગલે આ બેટ આપ્યો. રાજાએ તે લઈને ઇસ્ટ ઇન્ડિયા કંપનીને ઈ. સ. ૧૬૬૮માં આપ્યો. તે વખતે આખા અંગ્રેજ વેપારની રાજધાની તો સુરત જ હતી; પણ ત્યાંનું તેમનું થાણું પોતાના માલકી-હકનું નહોતું મુંબઈ તો તેમનું જ થયું, અને સરસ કુદરતી બારું જોઈ અંગ્રેજ કંપનીએ તેને પોતાનું થાણું કરી ખીલવવાની શરૂઆત કરી, જેનું અત્યારે શું પરિણામ આવ્યું છે તે મુંબઈ પરથી જોઈ શકાય છે. (પશ્ચિમ હિંદમાં અંગ્રેજ થાણાંની રાજધાની તરીકે સુરત બદલાઈને મુંબઈ ઈ. સ. ૧૬૮૭થી થયું.)

ખ્રિસ્તી વેપારીઓના કજિયાની વાત આટલે આવતાં, તેમાં

---

તે વિશાળ વેપારક્ષેત્રની એક પ્રકારની વહેંચણી કરી લીધે જ આવે એવું નિર્માણ હતુ. ૧૯મા સૈકા સુધી તેનો આખરી ફેંસલો તો આવ્યો નહોતો. પરંતુ તેની શરૂઆત એવી રીતે દેખાવા લાગી કે, અંગ્રેજો હિંદ વધુ વધારે ભિડાયા . . . ' (તેના ઇતિહાસનું પા. ૫૫)

નવી ભળનાર ફ્રેંચ પ્રજાનો ઉલ્લેખ પણ કરવો જોઈએ. તે પ્રજા પણ યુરોપમાં એક દરિયાઈ સત્તા બનતી હતી. અને તેમાં તેને હોલેન્ડની સત્તા આડખીલી લાગવાથી તેની જોડે વાંધા પડતા હતા. તેણે હવે હિંદ બાજુ પણ ધ્યાન આપ્યું અને ઈ. સ. ૧૬૬૪માં ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થાપી બીજા વરસથી વેપારી અવરજવર શરૂ કર્યો.

ઈંગ્લંડના મુત્સદ્દીઓએ આ સંજોગનો પણ લાભ ઉઠાવ્યો. ડચ–ફ્રેંચ શત્રુતામાં તેમણે ફ્રેંચ પક્ષ લઈ, પૂર્વના પોતાના શત્રુના ટાંટિયા ઢીલા કરવાનો લાગ સાધ્યો. એટલે સુધી કે, ઈ. સ. ૧૬૭૩માં ફ્રાન્સ ઈંગ્લન્ડ ને પોર્ટુગલ ત્રણે મળીને ગુપ્ત કરાર કર્યા હતા કે, ત્રણે રાજ્યોએ એકાએક કાફલો એશિયામાં મોકલીને, ત્યાંની ડચ સત્તાને નાબૂદ કરવી, ને તેનો લાભ ત્રણેયે વહેંચી લેવો!

પરંતુ આ પરથી એમ પણ ન સમજવું જોઈએ કે, અંગ્રેજ મુત્સદ્દી ફ્રાન્સનો દોસ્ત અને હોલેન્ડનો શત્રુ જ હતો. તેને ખબર હતી કે, ફ્રાન્સ તેનો ઊગતો શત્રુ છે અને ડચ લોક જોડે પરવાર્યા પછી ફ્રાન્સ જોડે પતાવટ કરવાની આવી લાગશે. તેથી લાગ પ્રમાણે અંગ્રેજ મુત્સદ્દી આ વર્ષોમાં કોક વાર હોલેન્ડ જોડે પણ થતો. ઉપર જણાવેલી ત્રિપક્ષી સુલેહ ઘડનાર અંગ્રેજ મુત્સદ્દી સર વિલિયમ ટેમ્પલ એક જગાએ એવો સવાલ પણ ચર્ચે છે કે, હોલેન્ડ પડે તો ફ્રાન્સ કરતાં વધારે લાભ આપણને થાય કે કેમ; અને તે જો પડે તો આખું ડચ વેપાર–વહાણવટું અંગ્રેજોને મળે ખરું? તેમાં એને શંકા હતી. પણ તેને એ બીક હતી કે, જો ઈંગ્લન્ડ ફ્રાન્સ જોડે ન થાય તો કદાચ ફ્રાન્સ ને હોલેન્ડ મળીને ઈંગ્લન્ડ સામે થાય. તેથી ૧૬૭૧માં ફ્રાન્સ જોડે થઈ ઈંગ્લન્ડ હોલેન્ડ જોડે લડયું પણ! અંતે ૧૬૭૮માં હોલેન્ડ જોડે ઈંગ્લન્ડે સંધિ કરી અને એ ત્રણ જણના ત્રેખડામાંથી પોતે આબાદ નીકળી ગયું, અને હોલેન્ડ ફ્રાન્સ એવાં તો લડતાં રહ્યાં કે, ૧૬૯૭માં બે વચ્ચે સંધિ થઈ ત્યારે બેઉ ખોખરાં થયાં હતાં, જેનો આખો લાભ અંગ્રેજ વેપાર અને વહાણવટાને મળ્યો, ને તેનું કામ વિના આડખીલી આગળ વધ્યું. યુરોપિયનોની વચ્ચે થતી આ લોભની લડાઈઓ એવી ક્ષુદ્ર હતી કે સર આલ્ફ્રેડ લાયલ નામનો અંગ્રેજ ઇતિહાસકાર

લખે છે કે, 'પૂર્વના વેપારમાં પડેલી તે વેળાની પ્રજાઓમાં સામાવાળિયાને હરાવવા માટેનાં સાધનો કે રસ્તા બાબત જરાકે પાછું જોવાપણું કે વિવેકવિચાર નહોતા '

યુરોપના આ કજિયાનું પરિણામ એ આવ્યું કે, તેમાંથી છેવટે ઇંગ્લૅન્ડના હાથ મજબૂત થયા અને હૉલૅન્ડ નબળું પડી, તેય પોર્ટુગાલને રસ્તે પડી ગયું આજ હિંદમાં તો તેનું એકે સંસ્થાન પણ રહ્યું નથી એના એ દરિયાઈ સામ્રાજ્યના અવશેષરૂપે ઈસ્ટ ઇન્ડીઝ આજ હયાત છે, જેની રાજધાની બટેવિયા છે *

## ૩

# અંગ્રેજ ઈસ્ટ ઇંડિયા કંપની

"જો આપણો પરદેશ સાથેનો વેપાર બની શકે તેટલી બધી હદ સુધી વધારીએ જઈએ, તો આપણને એવી શક્તિ અને સંપત્તિ મળે કે, તેની સાથે યોગ્ય સેનાબળ રાખીને આપણે જગતની અમે તે પ્રજાને માન્યા કહેવડાવી શકીએ.'
—સર ચાર્લ્સ ટેવનંટ

"હિંદની ભૂમિ પરનાં આપણાં થાણાં તે દેશ અને યુરોપની વચ્ચે માલની આપલે કરવાના અતિ નફાદાર વેપારનાં મથકો તરીકે કીમતી હતાં એટલું જ નહિ પરંતુ ઈરાનના અખાતથી માંડીને પૂર્વ તરફ જાવા સુમાત્રા તથા તેમનાના ટાપુઓ ને ચીની સમુદ્ર સુધીના આખા દક્ષિણ એશિયાનો ઉપલક સાથેનો સમગ્ર વેપાર એ થાણાંની ઉપર ટકીને ચાલતો હતો એમ કહી શકાય. તે કાળે દુનિયાનો વધારેમાં વધારે સમૃદ્ધ જે દરિયાઈ વેપારમાર્ગ, તેને આ થાણાં ખુલ્લો રાખતાં હતાં અને ખરેખર તેની અવરજવરને માટે અનિવાર્ય હતાં. કારણ કે, જે પ્રજા એ વેપારી અવરજવરને આખો અપનાવી શકે તે પ્રજા પશ્ચિમ યુરોપ અને એશિયા વચ્ચેનો બધો દરિયાઈ વેપાર કબજે

* આ જ ઈસ્ટ ઇંડીઝના ડચ સામ્રાજ્ય પર હાલના ચાલુ યુદ્ધમાં જાપાને હલ્લો કરી તેને પોતાને વશ કર્યું ને તેનું પતન થતાં હાલ તે પણ લેવા જેવડો થયો છે જાપાન એ ૨૦મા સૈકામાં ઉદય પામેલી એક નવી સામ્રાજ્યખોર પ્રજા જ એનું એટલે સામ્રાજ્ય માટેની સાઠમારી હજી આ સૈકામાં ચાલુ જ છે.

કરે અને પાસેના બધા યુરોપીય દેશોને માલ પહોંચાડે. આવી વિશાળ કામગરીના ક્ષેત્ર પર ડગલે ડગલે પોતાનો પ્રભાવ વધારતાં જતાં મળતી સમૃદ્ધિ અને વધતા જતા બળ ઉપર, આવા પ્રભાવવાળા સ્થાનને ટકાવનારી પાયારૂપ વસ્તુઓ ધીમે ધીમે કરતાં અંગ્રેજ હાથમાં મજબૂત થતી જાય તેની ઉપર, પૂર્વમાં અંગ્રેજોની ચડતીની પ્રથમ ભૂમિકા રચવામાં આવી હતી"

— આલ્ફ્રેડ લાયલ પા ૫૪

૨

પોર્ટુગીઝ લોક હિંદમાં અને તેજાનાના ટાપુઓમાં ખરીદી જ કરતા હતા; એનો વેપાર તો તેઓ દેશ જઈને ચલાવતા, હિંદમાં ત્યાંથી કશો માલ લાવતા નહિ; એટલે તે અર્ધા વેપારી હતા.

જે માલ તેઓ હિંદમાં ખરીદતા તે પેટે તેઓ નગદ ચાંદી આપતા; તે તેમને પોતાને દેશથી લાવવી પડતી. આ કાળે હિંદીઓને ચાંદીની ચળક બહુ ગમતી. એટલે પોર્ટુગીઝ લોક એ પૂરતા હિંદીઓને કઠતા પણ નહોતા.

તેમના પછી આવનારા વલંદા લોક પૂરા વેપારી બન્યા. તેઓએ વિચાર કર્યો કે, તેજાનો ઇ૦ ખરીદવા માટે સ્વદેશથી નાણાં લાવવા કરતાં હિંદમાં થતો જે માલ તેજાનાના ટાપુઓને ખપતો હોય, તે જો હિંદમાંથી લેતા જઈએ, તો એક પંથ અને દો કાજ થાય. એ ટાપુઓમાં આપણે ત્યાંથી કાપડ, રેશમ ઇ૦ ખૂબ જતું. વલંદા તેના પણ વેપારી બન્યા. તેથી તેમનાં વહાણોને રોજી મળી અને તેજાનાના ટાપુઓમાંની ખરીદી માટે નગદ નાણું ચૂકવવાની જરૂર ઓછી થઈ. આમ વલંદાઓ ખરેખરા વેપારી બન્યા. હિંદમાં તેમનો સ્વાર્થ આ પૂરતો હતો.

કાપડ, રેશમ વગેરે માલ તે વખતે ગુજરાત, બંગાળ, બિહાર અને આંધ્ર વગેરે પ્રાંતોમાંથી મળતો. તેથી વલંદાઓની કોઠીઓ આ ભાગોમાં સુરત, મછલીપટ્ટમ, મદ્રાસ પાસે સેનથોમી વગેરે સ્થળોએ હતી.

અંગ્રેજ લોક પણ વલંદા જેવા જ પહોંચેલા વેપારી હતા. ઈ. સ. ૧૬૧૨ સુધી તેઓ પણ તેજાનાના ટાપુઓમાં જ તેજાનો

લેવા* જતા. પોર્ટુગીઝ લોક વેપાર કરતાં વહાણવટું અને ખરીદ તથા ધર્માન્તર કરવામાં વધારે રસ લઈ તેમા ધ્યાન દેતા હતા. તેઓ તેમના શરૂના કાફલા સાથે જ પાદરીઓ પણ લાવ્યા હતા, અને યુક્તિપ્રયુક્તિથી લોકને વટલાવવા મથતા હતા. અરે, યુરોપમા એની ક્રૂર ધર્માન્ધતા સારુ વગોવાયેલી 'ઇનક્વિઝીશન' નામની અદાલત પણ તેમણે હિંદમાં સ્થાપી હતી. ગોવા અને એની આસપાસ મળતી આજની ખ્રિસ્તી વસ્તી તેમણે વટલાવેલી છે. આજે અનેક શાળાઓનાં નામથી જોડાયેલા સેન્ટ ઝેવિયર એમના જ કાળમાં ગોવા આવ્યા હતા ને ત્યાં હાલ તેમની કબર એક કેથલિક તીર્થરૂપે છે.

એથી ઊલટુ, વલંદા અને અંગ્રેજોમા જોવા મળે છે. ઈ સ. ૧૬૦૦મા અંગ્રેજ વેપારી પેઢી રચાઈ. તેને આપેના પટામા ત્યાંની સરકારે એક એવી કલમ મૂકી હતી કે, ૫૦૦ ટનના ભારના દરેક વહાણ પેટે એક પાદરી હોવો જોઈએ, કે જે તે વહાણના અંગ્રેજોના ધર્મકાર્યને સભાળે. આ કલમમાંથી બચવાને માટે, તેમના કાફલાના બધાં વહાણો ૪૯૯ ટનથી વધારે રહેતા નહિ૧

ઈ. સ. ૧૬૧૨મા અંગ્રેજોએ શરૂઆત કરી સુરતથી હિંદની ભૂમિ પર ત્યાં તેમણે પહેલી કોઠી નાખી. આ કંપની શરૂ કરનારા માણસો બહુ ઊંચા વર્ગના ન હતા. યુરોપમાં તે જમાનામાં આવા વહાણવટાના સાહસ કરવા માટે સારા માણસો મળતા પણ નહિ. જેમ કે, કોલબસ કેદી અને ગુનેગાર વર્ગમાંથી જ પોતાના ખલાસી સાથીઓ મેળવી શકયો હતો. ઇસ્ટ ઇંડિયા કંપનીની શરૂઆત આ સમજીને જ કરવામા આવી હતી. અંગ્રેજ ઇતિહાસકાર ગેરેટ ને થોમસન લખે છે, "એવો ઠરાવ પસાર કરવામા આવ્યો હતો કે, 'જવાબદારીની કોઈ જગા ઉપર એકે 'જેન્ટલમૅન'—સદ્‌ગૃહસ્થને ન

* અરે, ૧૫૯૯માં તેમણે તાબડતોબ ઇસ્ટ ઇંડિયા કંપની સ્થાપી તેનું નિમિત્તકારણ એ હતુ કે, તે સાલમાં ડચ લોકે ઇગ્લન્ડમાં પીપરનો ભાવ ૩ થી ૬ ને ૮ શિલિંગે શેર વધાર્યો. તેનના પેટે નગદ નાણું આપવુ પડતુ, તે ટાળવા માટે તેમણે પણ ગુજરાતના કિનારાના વેપાર તરફ નજર કરી અને ૧૬૧૨મા તેઓ સુરત આવ્યા

નીમવો.' અને કંપનીએ એવી વિનંતી કરી હતી કે, 'અમે જે જાતના છીએ તે જાતના માણસોથી જ અમને અમારો ધંધો કરવા દો. કેમ કે આમજનતા પર જો એવો વહેમ ઘર ઘાલે કે આ સાહસમાં તો સદ્‌ગૃહસ્થો રોકવામા આવ્યા છે, તો અનેક સાહસિક લોકો આ સાહસમાં પૈસા નાખતા અટકે.' આમ ઊંચવર્ગના લોકની નિસ્વાર્થતા તથા શક્તિ બેઉ વિષે સરખી બીક હતી. અને ઉમરાવ વર્ગે આ સાહસમાં પૈસા આપવાનો વીમો તો કર્યો, પણ ઊંચા ગણાતા આવેલા વર્ગો વેલેસ્લીના વખત સુધી મોટી સંખ્યામાં એ કામમાં પડ્યા નહોતા." (થોમસન-ગૅરેટ પા. ૬)

આ સમયે ચાંચિયા ને લૂટારુ લોકો પણ બહુ હતા. * પોર્ટુગીઝ લોક પોતાના વેપારશત્રુ અંગ્રેજોને નામના આવી જ છે, એવું તેમનું વગોણુ પણ મોગલ દરબારમાં ચલાવ્યુ. આ દૂર કરવા અને કંપનીને હિંદમાં પ્રતિષ્ઠા આપવા માટે વિલાયતથી ખાસ એલચી જહાંગીર પાસે મોકલવામા આવ્યો. તેનુ નામ સર ટોમસ રો. (ઈ. સ. ૧૬૧૫થી ૧૬૧૯ સુધી) તે ૪ વર્ષ ત્યાં રહ્યા અને મોગલ રાજ્યમાં વેપારની કોઠીઓ કાઢવા માટે બાદશાહ પાસેથી કેટલીક છૂટ મેળવી. ત્યાર પછી જ અંગ્રેજ વેપાર કાંઈક ધોરણ ઉપર ગોઠવાતો ચાલ્યો.

ઈ. સ. ૧૬૩૦મા ગુજરાતમાં મોટો દુકાળ પડ્યો. એટલો મોટો કે, કાપડ બનતુ જ કમી થઈ ગયુ. તે પરથી અંગ્રેજો બંગાળ, બિહાર ને મદ્રાસના પૂર્વ કિનારા તરફ વધારે વળ્યા, કેમ કે ત્યાં કાપડ ખૂબ અને સસ્તું પણ મળતું હતું. આ રીતે તેમનો પથારો પૂર્વના કોરોમંડળ કિનારે+ વધ્યો. મછલીપટ્ટમ, હૂગલી, બાલાસોર, પટણા વગેરેની કોઠીઓ જોર પર આવી. અને ઈ. સ. ૧૬૩૯માં આજે જ્યાં

* આપણે આગળ એક ટીપમાં જોયું કે, અંગ્રેજ વહાણવટાનો આરંભ આ રીતને પાત્ર હતો. ચારના સાહસિક અંગ્રેજ વહાણવટીઓ વારંવાર સ્પેન પોર્ટુગલનાં વહાણો પર તૂટી પડતા હતા

+ ૧૬૧૧મા, ડચ લોકોને વાદે, અંગ્રેજ કોઠી તો ત્યા ઊઘડેલી અને તે કોઠી તરફથી આર્માગોનમા એક કિલ્લો ૧૬૨૬મા બાંધેલો, પણ ત્યા ન ફાવવાથી તે છોડી દીધેલો

મદ્રાસ વસ્યું છે તેની મૂળ થોડીક જમીન (ચારસો ચોરસ વાર) વાર્ષિક પાઉંડ ૬૦૦ને ભાડે તેના રાજા પાસેથી લીધી. હિંદમાં અંગ્રેજોના માલકીહકવાળી આ પ્રથમ જમીન હતી. એ જમીન પર હવે તેમણે તેમના પૂર્વ કિનારાનું મુખ્ય થાણું ખોલ્યું. ત્યાં તેમણે કિલ્લો બાંધ્યો, તેનું નામ ફોર્ટ સેન્ટ જ્યૉર્જ પાડ્યું, જે આજે મદ્રાસ ઇલાકાનું મુખ્ય શહેર છે.

પશ્ચિમ કિનારે મુંબઈ બેટ ઈ. સ. ૧૬૬૮માં અંગ્રેજ કંપનીને મળ્યો અને તે કિનારાનું અગ્રેજ થાણું કે કિલ્લો એ બનવા લાગ્યુ, એ આપણે જોઈ આવ્યા.

૨

આ પ્રમાણે અગ્રેજ કંપનીનો વેપાર ગોઠવાતો જતો હતો તેમાં એક મોટું વિઘ્ન ઇંગ્લંડમાંથી જ નીપજ્યુ, તે બીજા અગ્રેજોની પડાપડી. કંપનીને થતો અઢળક નફો જોઈ અનેક લોક આ વેપારમાં પડવા લોભાયા; અને કેટલાકે પોતાની અલગ મંડળીઓ કાઢી, કે પોતાનો ખાનગી વેપાર કરવા લાગ્યા. એક કંપનીએ તો રાજા પાસે લાગવગ લગાડી વેપારનો પટો પણ પોતાને માટે લીધો. જૂની કંપનીને હિંદી વેપારનો ગેકહથ્થુ ઇજારો શું કામ આપવો જોઈએ, એમ પણ કેટલાક કહેવા લાગ્યા. કંપનીના માણસો પણ ખાનગી વેપાર કરતા. તેમને જૂજ પગાર જ * મળતો, એટલે તેઓ ખાનગી

* એલ્ફિન્સ્ટન એના ઇતિહાસમાં (પા ૪૯) પગારનું ધોરણ આમ જણાવે છે: 'પાંચ વર્ષ હિંદમાં રહ્યા બાદ મુલકી ખાતાનો નોકર વાર્ષિક ૧૦ પાઉન્ડ પામતો; ઉપલા નોકરોનું તે જ ધોરણે કાઉન્સિલનો સભ્ય વાર્ષિક ૮૦ પાઉન્ડ; મુંબઈનો ડેપ્યુટી ગવર્નર વાર્ષિક ૧૨૦ પાઉન્ડ, અને હિંદનાં બધાં કામ પર જેનો પૂરો અધિકાર હતો એવો તેમનો સુરત કોઠીનો વડો વાર્ષિક ૩૦૦ પાઉન્ડ પામતો.' અને તે વિષે એ કહે છે કે, આવા ટૂંકડા પગારની ભરપાઈ કરવા તેમની પાસે કાયદેસર બીજું કાંઈ બાડાભથ્થા ઇ૦ રૂપે મળતર નહોતું એને સારુ પછી 'તેઓ કંપનીની મૂડીના વહીવટમાં કાંઈક સટ્ટો કરવાથી મેળવી લે, કે પરદેશી વેપારને માટે મળેલી કંપનીની જકાતમાફીને નામે પોતાનો ખાનગી (દેશની અંદરનો) વેપાર ચલાવી મોગલોની દાણચોરી કરી ખાય, કે પછી પોતાની નોકરી ને ફરજનો ભંગ કરી યુરોપ જોડે પોતાનો ખાનગી વેપાર ચલાવે'

વેપાર, કંપનીની ઓથે ઓથે, ખૂબ કરતા અને ગેરવાજબી લાભો ઉઠાવતા. તેઓ પણ આ સ્પર્ધામાં કંપનીના હરીફો જોડે ભળતા. આ બધા લોકોને અંગ્રેજ ઇતિહાસકારો 'ઘુસણિયા'ના સામાન્ય નામે વર્ણવે છે. આવા ગોટાળામાં જૂની કંપનીનું કામ કથળવા લાગે, અને હિંદમાં તેની પ્રતિષ્ઠાને ધોકો પહોંચે, એ સ્પષ્ટ છે. ડચ લોકોના કરતાંય આ ભય મોટો હતો, કેમ કે ડચ લોકોને અંગ્રેજોએ યુરોપમાં તેમની બેની વચ્ચે થાતી લડાઈમાં હરાવ્યા હતા (ઈ. સ. ૧૬૫૨), તેથી તેમનો ડચ લોકોની ઉપર હાથ હતો. પરંતુ આ અંદરની જાગેલી સ્પર્ધા વસમી થઈ પડે એવી હતી. અંગ્રેજ પ્રજાએ તેમાંથી પણ રસ્તો કાઢ્યો. ઈ. સ. ૧૬૬૧માં જૂની કંપનીના વહીવટમાં થોડો સુધારો કરી પાછો ઇજારાનો પટો એને આપવામાં આવ્યો. અને તેમાં એ હક આપવામાં આવ્યો કે, ઇજારાનો ભંગ કરનારને કંપની પકડી શકે. એટલું જ નહિ, બે બીજી સત્તાઓ આપવામાં આવી, જે વેપાર બહારની ગણાવી જોઈએ. (૧) બિનખ્રિસ્તી રજાઓ એટલે કે હિંદના રાજાઓ જોડે યુદ્ધ કે કોલકરાર કરવાની સત્તા, (૨) કંપનીનાં થાણાંના ગવર્નરને પોતાની કાઉન્સિલ નીમી તેમનો મુલકી અને ફોજદારી વહીવટ કરવાની અને તે સારુ લશ્કર ઊભું કરવાની સત્તા. આ સત્તાની રૂએ ઈ. સ. ૧૬૬૬માં સેન્ટ જ્યૉર્જના કિલ્લાનો પ્રમુખ અંગ્રેજ આડતિયો તેનો ગવર્નર બન્યો, અને સુરતનો પ્રમુખ આડતિયો મુંબઈનો ગવર્નર પણ નિમાયો; અને બેઉ થાણાંમાં લશ્કરી બંદોબસ્ત રખાવા લાગ્યો.

આ રીતે ગોઠવાતાં પાછી કંપની ધીકતો વેપાર કરતી થઈ, પણ પાછી અંગ્રેજ મંડળોમાં જૂની સ્પર્ધા જાગી. ઇજારાનો ભંગ કરનારા પાછા શરૂ થયા. અને કંપનીના નોકરોય એમાં ભળતા. છેવટે ઈ. સ. ૧૬૯૮માં તો એક નવી જ કંપની સ્થાઈ. જૂની કંપનીવાળાઓએ સ્પષ્ટ જણાવ્યું કે, એક મ્યાનમાં બે તલવાર ન રહી શકે; "એક રાજમાં બે રાજા રહી શકે તો ઇંગ્લૅન્ડમાં બે ઇસ્ટ ઇન્ડિયા કંપનીઓ રહી શકે." પહેલાંની જેમ આમાંથી રસ્તો કાઢવામાં આવ્યો. ઈ. સ. ૧૭૦૨માં બેઉ કંપનીનું જોડાણ થયું અને ૧૭૦૮માં તેનો સરકારી

દસ્તાવેજ થયો ૧૮૫૮ સુધી જેણે આપણે ત્યાં રાજ કર્યું અને જે ટૂંકમાં 'કંપની સરકાર' કહેવાય છે, તે જ આ જોડિયા ઇસ્ટ ઇન્ડિયા કંપની, જે ૧૭૦૮માં સ્થપાઈ હતી.

૩

અંગ્રેજી રાજનો વિસ્તાર મૂળ એમનાં ત્રણ વેપારી કેન્દ્રોથી થયો — મુંબઈ, મદ્રાસ અને છેવટું કલકત્તા. મુંબઈ મદ્રાસ થાણાંની વાત જોઈ. હવે કલકત્તાના થાણાની સ્થાપના કેમ થઈ તે જોઈએ.

સુરત અને મદ્રાસની જેમ બંગાળમાં પણ પોર્ટુગીઝ અને અને વલંદા વેપારીઓએ હૂગલીમાં વેપારી કોઠી નાખી હતી. પોર્ટુગીઝ લોકને મોગલ સત્તા જોડે ન ફાવવાથી, તેમને ત્યાંથી હાંકી કાઢવામા આવ્યા. અંગ્રેજો ત્યાં પહોંચ્યા, પણ બરોબર ધંધો નાખી શક્યા ૧૬૪૦માં. તે સાલમાં અંગ્રેજોએ હૂગલીમાં કોઠી કાઢવાની પરવાનગી મોગલ બાદશાહ પાસેથી મેળવી. ત્યારથી હૂગલી બંગાળ-બિહાર વિભાગના તેમનાં વેપારનું કેન્દ્ર બન્યું. આ કોઠીમાં અંગ્રેજોને તેમના સધર્મી લોક જોડે કરતાં મોગલ સત્તા જોડે ઝઘડવાનો પ્રસંગ આવ્યો; અને એ એક નોંધવા જેવું છે કે, તેઓ તેમાં ફાવી પડ્યા. આ પ્રસંગ સરકારી જકાત ભરવાને અંગેનો હતો. એ જ પ્રશ્નમાંથી આ પ્રાંતમા મોગલ સત્તા ને બંગાળના નવાબો જોડે વાંધા પડતા રહ્યા, અને તેમાં યુક્તિપ્રયુક્તિ તથા કુનેહથી અંગ્રેજો એવા ફાવ્યા કે, હિંદમાં તેમનું રાજ્ય શરૂ થયું, તે આગળ ઉપર જોઈશું.

અંગ્રેજ કંપનીને શાહજહાનના રાજ્યમાં જકાતમાફી આપવામાં આવી હતી. આનો લાભ કંપનીના નોકરો પોતાના ખાનગી વેપાર માટે પણ લેતા હતા. પરિણામે દેશી વેપારીઓને નુકસાન થતું હતું.

ઔરંગઝેબ ગાદી પર આવ્યો, ત્યારે કાયદા પ્રમાણે જકાત માફીનું ફરમાન ફરી લેવું જોઈએ. દરમિયાન કંપની તથા તેના નોકરો સ્થાનિક અમલદારોને લાંચરુશવત આપી, માફી ચાલુ રાખતા રહ્યા. ૧૬૮૦માં આ પોલ પકડવામાં આવ્યું ને અંગ્રેજોને જકાત ભરવાની ફરજ પાડવામાં આવી. હૂગલીમાં વેપાર કરતી વલંદા પેઢી પણ આ જકાત ભરતી હતી.

વાત તો સાદી સીધી હતી. પરંતુ અંગ્રેજ કંપનીના સંચાલકોએ આ કિસ્સામાં વેપારીને ન છાજે એવી જુદી જ રીતે વિચાર કર્યો. ઇતિહાસકાર ફોર્સ્ટર લખે છે કે, આ પ્રકરણમાં "ધીમે ધીમે તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા કે, હાથ દેખાડ્યા વિના બીજો આરો નથી, અને પોતાની સુરક્ષિતતાને માટે જરૂરનું છે કે, ગંગાના મુખ આગળ, મદ્રાસ અને મુંબઈના જેવું એક કિલ્લેબંધ થાણું નાખવું જોઈએ. એને પછી તેઓ પોતાના વેપારનું સાધક કરી શકે; જ્યારે કશો ભય આવે ત્યારે ત્યાં ભરાઈ જઈ શકાય; અને ત્યાં રહ્યા રહ્યા તે પ્રાંતનો દરિયાઈ વેપાર રોકીને પ્રાંતના સૂબા પર ગમે ત્યારે દબાણ કરી શકાય." કંપનીના માલિકોએ આ નીતિ કબૂલ રાખી અને ૧૬૮૬માં હુકમ કર્યો કે, ચિતાગોંગનો કબજો કરી ત્યાં કિલ્લેબંધી કરવી. આ યોજનાને મદદ કરવા માટે, પશ્ચિમ કિનારે પણ દેશી વેપાર પર દરિયાઈ હલ્લો કરવો અને એમ બીજી બધી જગાઓએથી આ પ્રકરણમાં મદદ કરવી, એમ ઠર્યું. આ ઝઘડો ખરું જોતાં અંગ્રેજ વેપારી કંપનીનો, મોગલ સત્તા સામે, ખુલ્લો બળવો ગણાય. અને પોતાના નૌકાબળથી છકીને જ તેઓએ એ આદર્યો હશે પરંતુ આમાં તે પાછા પડ્યા, અને બંગાળ છોડી તેમને મદ્રાસ જવું પડ્યું. છેવટે ૧૬૯૦માં સમાધાન થયું કે, કંપની ઊચક રૂ. ૩૦૦૦ ભરી જકાતમાફી મેળવી શકે. એટલે અંગ્રેજો પાછા આવ્યા અને આજે જ્યાં કલકત્તા વસ્યું છે તેના એક ભાગનો મોખો જોઈ ત્યાં ઝૂંપડાં બાંધ્યાં. ૧૬૯૬માં ત્યાં કિલ્લો બાંધવાની અને ૧૬૯૮માં પાસેના ત્રણ ગામો ભાડાપટાથી લેવા મોગલ સૂબાની રજા મળી; ૧૭૦૦માં ત્યાં અંગ્રેજ ગવર્નર નિમાયો, અને ૧૭૦૭થી તે મદ્રાસથી સ્વતંત્ર થાણું બન્યું. ત્યારના અંગ્રેજ રાજા પરથી આ કિલ્લાનું નામ ફોર્ટ વિલિયમ પડ્યું, જે પાછળથી (ઈ. સ. ૧૯૧૨ સુધી) આખા હિંદની રાજધાની બન્યું.

આમ ૧૮મા સૈકાના પ્રારંભમાં અંગ્રેજ ઇસ્ટ ઇંડિયા કંપની હિંદને કિનારે ગોઠવાઈ ગઈ હતી. પોર્ટુગીઝ અને ડચની પેઠે એક દરિયાઈ સત્તા તરીકે તેણે નામના મેળવી હતી. તે સત્તાને જોરે

તેણે મોગલ જેવી પ્રબળ સત્તાને પણ પડકાર કરવા સુધીની હિંમત કરી હતી;* અને વેપાર તો તેનો કાંઈ મણા વગરનો ધમધોકાર ચાલતો હતો.

એમાંથી કંપનીના વિલાયતના સંચાલક સર જોશિયા ચાઈલ્ડે તો એટલે સુધી ઘોડા દોડાવ્યા હતા કે, ઇ. સ. ૧૬૮૭માં એક પત્રમાં મદ્રાસ થાણાને કંપનીના હેતુઓ જણાવતાં તે લખે છે કે,

"મુલકી અને ફોજી સત્તાવાળું એવું રાજ્ય સ્થાપવું, અને તેનો ખર્ચ કાઢવા માટે એવડી મોટી મહેસૂલ ઊભી કરીને તે એકઠી કરવી કે, તે હિંદમાં અંગ્રેજોના એક મોટા, બરોબર જમાવેલા, અને પાકા રાજ્યનો કાયમી અને યાવચ્ચંદ્રદિવાકરૌ પાયો બને."

આમ આ સૈકાના અંતમા અંગ્રેજ કંપનીનું કામ પહોચ્યુ હતું.

કંપનીના ગોરા શત્રુઓમાં ડચ લોક હિંદમાં હવે નરમ પડી ગયા હતા; ફ્રેંચ લોક પણ નરમ થયા હતા, પરંતુ તે થાક ખાવા પૂરતા જ. તેથી ૧૮મા સૈકાના પ્રારંભમાં હવે અંગ્રેજોને ફ્રેંચો જોડે હિસાબ પતવવાનો હતો.

પણ, હજી ફ્રેંચ કે અંગ્રેજ કંપની હિંદના રાજકારણમાં પડી હતી એમ ન કહેવાય. (જુઓ લાયલનો ગ્રંથ પા. ૬૦-૬૧) એઉ કંપની મુખ્યત્વે વેપારની જ આબાદીને હિસાબે ચાલતી હતી પરંતુ હવે પછી જે યુગનો પ્રારંભ થાય છે, તેમાં આ મર્યાદાને આ ગોરા વેપારી વટાવી જાય છે એ ખરું. તે યુગની કથા જોતાં પહેલાં ફ્રેંચોની હાલત અને ગોરાઓએ આપણા વેપારની જે હાલત કરવા માંડી, તે જોઈ લેવું જરૂરનું છે.

* જોકે તેમા તે પાછી જ પડી હતી, કેમ કે મોગલ બાદશાહ ઔરંગઝેબ એમ સહેજે ગાંજ્યો જાય એવો નહોતો અને તે જ્યા સુધી હતો ત્યાં સુધી આ ગોરા વેપારીઓ દેશનું રાજ પચાવી પાડવા બાબતમા ખાસ કશું કરી શકયા નહોતા

૪

# પાંડીચેરી.

અંગ્રેજ અને ડચ લોકની સાથે જ ૧૭મા સૈકાના પ્રારંભમાં ફ્રેંચ લોકે પણ વહાણવટું ખીલવી પોતાનો દરિયાઈ વેપાર જમાવવા શરૂઆત તો કરી હતી; અને તે અનુસાર તેમણે પોતાના કાફલા પૂર્વ અને પશ્ચિમ બેઉ દેશોમાં મોકલવા પણ માંડેલા. પૂર્વના વેપાર માટે તેમની યોજના એ હતી કે, આફ્રિકાના માડાગાસ્કર ટાપુને કબજે લઈ તે મધ્યસ્થ જગાએથી* હિંદી મહાસાગરમાં ઈરાન, હિંદ, અને મલય દ્વીપકલ્પ સાથે વેપાર ચલાવવો. અને તે મુજબ ૧૬૪૨માં માડાગાસ્કરના અગ્નિખૂણામાં તેમણે થાણુ જમાવ્યુ પણ હતું. પરંતુ વેપાર માટે હિંદ-આવવા વ્યવસ્થિત કંપની ઈ. સ. ૧૬૬૪ જેટલી મોડી સ્થાપી શક્યા, અને ઔરંગઝેબ પાસેથી વેપારનો પરવાનો મેળવી સુરત, મછલીપટ્ટમ તથા હુગલી પાસે ચંદ્રનગરમાં (૧૬૯૦) પોતાનું થાણું નાખ્યુ.

આમ તેઓ મોડા આવ્યા, પણ અગાઉ આવેલી ગોરી પ્રજાઓનાં પરાક્રમો પરથી દોરાઈને, પોતાનો ઉદ્દેશ શરૂથી જ મોટો મૂક્યો હતો — વેપાર કરવો અને સંસ્થાનો પણ સ્થાપવાં. તેનું કારણ છે. ગોરા વેપારીઓ હવે સમજી જ ગયા હતા કે, કિલ્લેબંધ સંસ્થાન સ્થાપ્યા વગર ત્યારની હિંદની સ્થિતિમાં વેપારમાં ફાવે એમ નથી. એટલે ફ્રાન્સે પોતાને માટે પ્રથમ કિલ્લેબંધ મથક ઊભું કરવું જોઈએ. આમાં તેમના મુખ્ય વિરોધી ડચ લોક હતા. અને યુરોપમાં પણ તે બે પ્રજાઓ લડતી હતી. ફ્રેંચ લોકે આ વિરોધનો નાશ કરવાનો અને હિંદી લોક પર પોતાના પ્રભાવની છાપ પાડવાનો ઠરાવ કર્યો, અને એક કાફલો ૧૬૭૨માં સુરતથી આ

---

* અહીં એ જણાવવું જોઈએ કે, ડચ તથા અંગ્રેજોએ પણ પોતાની લાંબી મુસાફરીમા વચ્ચે વિસામા માટે ગુડ હોપ ભૂશિર પાસે પોતાનાં થાણાં રાખ્યા હતા તેવું જ આ ફ્રેંચ પગલું હતું

કામને માટે રવાના કરવામાં આવ્યો. હિંદને કિનારે ફરતો ફરતો તે મદ્રાસ પાસે મૈલાપુર અથવા (ખ્રિસ્તી નામ) સેન થોમી આવ્યો. ત્યાં તેનાં માણુસો ખોરાકી ખરીદવા ગયાં, તેમનું ત્યાંના મુસલમાન અમલદારોએ અપમાન કર્યું. ફ્રેંચ કાફલાના કપ્તાને આથી હુમલો કરી તે ગામ કબજે કર્યું. તે ગોળકાંડાના નવાબના કબજામાં હતું. ડચ લોકની મદદથી નવાબે ચડાઈ કરી. તેમાં પાસે મદ્રાસમાં પડેલા અંગ્રેજો તટસ્થ રહ્યા, જોકે તેઓ ડચ સાથે રહી યુરોપમાં તે જ વખતે ફ્રેંચ સામે લડતા હતા. બે વરસ સુધી વગર મદદે ફ્રેંચ લડ્યા. અંતે તેમણે હાર કબૂલ કરી. તેવામાં યુરોપમાં ફ્રેંચ અને ડચ વચ્ચે સંધિ થઈ, અને ફ્રેંચ કપ્તાને મુસલમાન રાજા પાસેથી હાલના પાંડીચેરીની જગા કોઠી નાખવા માટે મેળવી. આમ છેવટે ફ્રાન્સે પોતાની હિંદની રાજધાની માટેનું શહેર મેળવ્યુ, જે આજ સુધી તે તરીકે તેમની પાસે છે.

પાંડીચેરી તો મળ્યુ; પણ ડચ સાથે લડી લડીને ફ્રાન્સ એવું નબળું પડયું હતું, અને હિંદમાં અંગ્રેજ અને ડચ એના ઉત્કર્ષના એવા વિરોધી હતા કે, તે સંભાળી રાખવુ પણ અઘરું હતું. છતા તે ટકાવી રાખવાનો યશ ફ્રેન્કો માર્ટિન નામના તેના ફ્રેંચ આડતિયાને મળે છે. ઈ. સ. ૧૬૭૭થી તે આ ભાગમાં પોતાના મચ્છીપટ્ટમના ફ્રેંચ થાણાથી આવ્યો હતો. કેમે કરી તેને ત્યાં કિલ્લો કરી વેપાર જમાવવો હતો. તેણે ૧૬૭૪માં કિલ્લો તો કરી લીધો, પરંતુ ડચ લોકનો મારો સતત ચાલુ હતો; એટલે સુધી કે ૧૬૯૩માં તે ડચ લોકે લઈ લીધો. યુરોપમાં બે પ્રજાઓ વચ્ચે સંધિ થઈ તેની કલમથી છેવટે પાંડીચેરી ઈ. સ. ૧૬૯૯માં ફ્રેંચને પાછુ મળ્યું.

માર્ટિને પાછુ પોતાનુ કામ શરૂ કર્યું. ઈ. સ. ૧૭૦૦માં તે ફ્રેંચ પ્રધાનને લખે છે, "સમૃદ્ધ સરયાનો અને થોડીક બરોબર કિલ્લેબંધ જગાઓ કંપની પાસે હોય તો આ લોકોમાં મોટું સ્થાન મળે." પાછુ તેણે પાંડીચેરીનુ કિલ્લાકામ ચલાવ્યું અને તે પૂરું કરી ૧૭૦૬મા મરી ગયો પાંડીચેરી ત્યાર પછી ફ્રાન્સ પાસેથી ગયું નથી, પરંતુ ૧૭૪૨માં ડુપ્લે ગવર્નર થઈને આવ્યો ત્યાં સુધી તેની

કીર્તિ ને મહત્તા વધારે એવો તેના જોટાનો કુશળ ગવર્નર આવ્યો નહોતો. દુપ્લે આવતાં યુરોપના ગોરા વેપારીઓ હવે દેશના રાજકારણમાં પણ માથું મારવા લાગે છે. અત્યાર સુધી જેમણે પોતાના વેપારી મથક કે કાયમી સંસ્થાનને માટે દેશી રાજસત્તા પાસેથી પરવાના કે ફરમાન મેળવવા જેટલી કાળજી રાખી હતી, તેઓ હવે દેશી રાજસત્તાના ઘડવૈયા બનવા તરફ વળે છે. જે કિલ્લાઓ પોતાના વેપાર પૂરતી હયાતીના રક્ષણને માટે ઢાલરૂપ કલ્પ્યા હતા, તે સ્વાભાવિક રીતે હવે રાજરમત અને કાવાદાવાનાં ધામ બને છે.* ગોરાઓનો વેપાર એક ડગલું આગળ વધે છે. રાજસત્તા જો આપણી કે આપણા વળની હોય તો વેપારમાં ફાવે; તો રાજસત્તાને હવે આપણા વળની કરવી. અંગ્રેજ અને ફ્રેંચ લોકો ૧૮મા સૈકાના મધ્ય સુધી આવતાં, હવે આ ન્યાયે કામ કરતા લાગે છે. તેને ટૂંકમાં વર્ણવવું હોય તો, હિંદની ત્યારની સ્થિતિ જોઈને, ગોરાઓની 'બકરી આદુ ખાતા શીખી હતી.'

## ૫
## હિંદી વેપાર પર જોખમ

"એ તો સિદ્ધ કરી બતાવવામાં આવ્યું છે કે, હિંદના ગામડાંના ઝૂંપડામાં તૈયાર થતા કાપડનો તેનો મુખ્ય ઉદ્યોગ અને તેની સાથેના તેના અનુષંગી બીજા ઉદ્યોગો નાશ પામ્યા ત્યારે હિંદની સ્વતંત્રતા ગઈ."
— ગાંધીજી ('શિક્ષણ અને સાહિત્ય' પુ. ૪, પા. ૧૯૫)

ગોરા ખ્રિસ્તી વેપારીઓના આવવાથી આ અરસામાં દેશના વેપારની શી સ્થિતિ થઈ હતી તે જોઈને હવે પછી ભીખડતા રાજદ્વારી પ્રકરણમાં જઈશું.

અંગ્રેજો અહીં આગળ પીપર ખરીદવા માટે આવ્યા. પીપર બે જગાએથી મળતી — મલય દ્વીપો કે જ્યાં ડચ લોકોનો અડ્ડો હતો,

---

* મદ્રાસ અને મદ્રાસ તેના પ્રથમ કેન્દ્ર બને છે, એ ચાથી તે કહેવાની જરૂર નથી.

અને મલબાર કિનારો કે જેનો કબજો પોર્ટુગીઝોનો હતો. આથી, પીપર મેળવવાને માટે અંગ્રેજોને આ બે ગોરી પ્રજાઓનું ઓશિયાળું વેઠવું પડે એમ હતું.

વળી પીપર ખરીદવાને માટે નગદ નાણું જોઈએ, એટલે કે સોનું-ચાંદી. દેશમાંથી સોનું-ચાંદી જાય એ ઇંગ્લિશ લોકને ગમતું નહિ. તો પછી હિંદમાં કે મલય દ્વીપોમાં ખરીદી કેવી રીતે કરી શકાય? અંગ્રેજ વેપારીઓએ એનો રસ્તો હિંદ અને એશિયાના અન્ય દેશો વચ્ચેનો વેપાર કરવામાંથી શોધ્યો.

તે જમાનામાં હિંદનું કાપડ એશિયામા ચલણી નાણા જેવું હતું. લોક હાથે કાંતી-વણીને ઢગના ઢગ ખાદી કરતા; વહાણો ભરી ભરીને તે પરદેશ જતી. જાવા સુમાત્રા ઇ૦ ટાપુઓમાં પણ જતી. ડચ અને અંગ્રેજ વેપારીઓએ હિંદ જઈ કાપડ લાવવું અને આ ટાપુઓમાં તે વેચવું જેથી નગદ નાણાની ઓછી જરૂર પડે, એવો વહીવટ શરૂ કર્યો. એમાંથી આ બે પ્રજાઓ કાપડ-ઉદ્યોગનાં ધામ ગુજરાત બાજુ અને પૂર્વ કિનારે આંધ્ર તથા તામિલનાડ (ત્યારે કહેવાતા કોરોમંડળ) કિનારે પહોંચી. આમ માત્ર ખરીદીમાંથી વેપાર વધ્યો, વેપારમાથી કોઠીઓ નંખાઈ, અને કોઠીઓમાંથી કિલ્લો ને લશ્કર થયાં.

જોઈતાં નાણાં મેળવવા માટે આટલું પૂરતું નહોતું, વધારે વેપાર હોવો જોઈએ. એટલે ડચ અને અંગ્રેજો ગુજરાતથી ઈરાની અખાત અને રાતા સમુદ્રનો માર્ગ પોતાનાં વહાણોમાં વહી જવા લાગ્યા. ત્યાંના ઈરાની વગેરે વેપારીઓ પાસેથી ઘોડા, સૂકો મેવો, ગુલાબજળ, અને બીજી એવી શોખની ચીજો લાવવી અને તેમને તેજાનો અને કાપડ આપવું, આ જાતનો એ વેપાર હતો.

ચીન જાપાન તરફ પણ આ લોક ગયા, કેમ કે ત્યાંના લોક નગદ નાણું આપી હિંદના રેશમ અને ચામડા ખરીદતા. આ વેપાર ડચ લોકે આગવો કરી લીધો હતો, એટલે અંગ્રેજો તે બાજુ જઈ ન શક્યા.

આમ, નગદની ઝાઝી જરૂર ન રહે તેટલા સારુ ગોરા વેપારીઓએ હદનાં વહાણોનું કામ પોતાને માટે ઝૂંટવી લીધું. તેથી ખાસ કરીને ગુજરાતના વહાણવટાને ભારે ફટકો પડ્યો.

પૂર્વનો માલ યુરોપ લઈ જવાનો તો મૂળ ઉદ્દેશ હતો, એટલે અહીંથી યુરોપ જતાં વહાણો તેનાથી ભરાતાં. યુરોપથી જ્યારે તે આવતાં હોય ત્યારે-અહીંનાં બજારો જોગો તો માલ લાવવો ?— આ પણ પ્રશ્ન હતો જ.' કેમ કે તેનાથી પણ થોડાક નગદનો પ્રશ્ન ઊકલે. ઇતિહાસકારો કહે છે કે, યુરોપથી અવનવાં રમકડાં જેવી ભેટ — નજરાણાની શોખની ચીજો ઉપરાંત ઝાઝું કાંઈ લાવી શકાય એમ હતું નહિ. પરંતુ પૂર્વ એવું સમૃદ્ધ હતું કે, પીપર ઉપરાંત બીજી વણજ ઊભી કરી શકાય. ઈંગ્લન્ડમાં અહીંનું કાપડ હોલૅન્ડ-જર્મનીથી તેમને મળતા કાપડ કરતાં સસ્તું પડતું હતું, એટલે ધીમે ધીમે અહીંનું જગતના ચલણી નાણા જેવું કાપડ ત્યાંય દાખલ થયું. સરખેજ અને આગ્રા પાસે બયાનાની ગળી પણ ખૂબ જવા લાગી. અને બંદૂકનો દારૂ બનાવવાને માટે સુરોખાર ગુજરાતમાંથી જતો. ( પછી પટણામાં ખૂબ સસ્તો સુરોખાર મળ્યો એટલે અગ્રેજ કોઠી ત્યાં નીકળી. ) આમ પીપર ઉપરાંત કાપડ, ગળી, અને સુરોખાર અહીંથી પરદેશ જવા લાગ્યાં.

આમ છતાં જો કંપનીને નાણાંની જરૂર પડતી તો તેઓ અહીંનાં બજારમાંથી વ્યાજે પણ લેતા, જોકે વ્યાજ ભારે પડવાથી ઝટ એ માર્ગ તેઓ લેતા નહિ.

આ રીતે અગ્રેજો મુખ્યત્વે હિંદના વેપારમાં અને ડચ લોકો મલય દ્વીપો ઉપરાંત ચીન જાપાન અને હિંદના વેપારમાં પડ્યા હતા. હિંદના ઇતિહાસને માટે અગ્રેજોના આ નવા ખૂલતા વેપારનું મહત્ત્વ છે. આપણે જોયું કે, તેઓ હિંદમાં વેપાર જમાવવા બને એટલી બુદ્ધિ ખરચીને નવાં નવાં બારાં શોધતા હતા. તે બધા પ્રયત્નના મૂળમાં, અલબત્ત, નગદની તાણ ટાળવાની પ્રત્યક્ષ જરૂર જણાતી તે હતી. પરંતુ તે નિમિત્તમાંથી હિંદના આખા વેપારમાં માથું મારી, તેમાંથી બને તેટલો લાભ, પોતાના દેશને માટે, ખેંચી લેવાનો લાગ મળ્યો. તેમના

વહાણુવટાની જબરાઈને જોરે તેમણે હિંદના દરિયાઈ વેપારને લાવવા લઈ જવાનો કબજો કર્યો, જેમાંથી હિંદી વહાણુવટાને ફટકો પડ્યો. એક નોંધવા જેવી વાત છે કે, યુરોપમાં ડચ વહાણોથી ઇંગ્લન્ડનો ઘણો વેપાર ચાલતો, તે રોકવાને માટે આ જ સૈકામાં ઇંગ્લન્ડની સરકારે કાયદો કર્યો હતો કે, અંગ્રેજી વહાણો જ વપરાવાં જોઈએ. નૌકાબળના અભાવે, મોગલો આ આપણું હિત સંભાળી ન શક્યા. બલ્કે, પોર્ટુગીઝોએ તો એવી પ્રથા દાખલ કરી હતી કે, હિંદી મહાસાગરમાં તેમના પરવાના વગર કોઈનું વહાણ ફરી ન શકે! ડચ અને અંગ્રેજ વહાણો તો આ જહાંગીરીને શાનાં ગાંઠે? એટલે હિંદી વહાણોને ખંડણી-રૂપી આપવી પડતી. એટલે સુધી કે, અકબરે રાતા સમુદ્રમાં મોકલેલાં વહાણો માટે ઇજારો કઢાવ્યો હતો!

આ સૈકાના વેપારનો ઇતિહાસકાર મોરલેન્ડ કહે છે કે, અંગ્રેજોના વેપારથી આ સૈકામાં હિંદી વેપારને ખાસ નુકસાન પહોંચ્યું નથી. વહાણુવટાને વાગેલો ગોદો તે કબૂલ કરે છે. પણ તે જણાવે છે કે, કાપડ ગળી રેશમ તથા સુરોખાર ઇ૦ માટે બજારો ઊઘડવાથી તે ઉત્પન્ન કરનારને કાંઈક ફાયદો થયો હશે; પરંતુ તે કબૂલ કરે છે કે, દેશની આવકમાં તેથી બહુ ફેર ન પડ્યો હોય.

ફરક પડ્યો તો એ કે, હિંદમાં પરદેશી વેપારીઓએ પોતાના સ્વાર્થની દૃષ્ટિએ વેપાર ઉપર અસર કરવા માંડી, જે કેવી ઘાતક હતી તે હવે પછી ૧૮મા સૈકામાં જઈને જણાય છે. જે દેશ ત્યારે કારીગરીથી ભરપૂર હતો ત્યાં આજની દરિદ્ર અને કંગાળ સ્થિતિ શી રીતે ઊપજી, એનાં મૂળ આ અંગ્રેજ વેપારની નવી આયાતમાંથી ઇતિહાસકારે જોવાં ને બતાવવાં જોઈએ.

અને ૧૮મા સૈકામાં હિંદની રાજ્યસત્તા પણ અંગ્રેજ વેપારીઓના હાથમાં આવવાથી, વેપાર ઉપર એક ઘાતક બળ જ કામ કરવા લાગે છે.

હિંદી રાજ્યસત્તાના હ્રાસની આ કથા તરફ હવે વળીશું.

# ખંડ ૨ જો
# ઘર ફૂટે ઘર જાય

"બીજાં મહાન રાજ્યો પેઠે, આ (મોગલ) રાજ્યના ટુકડા થઈ ગયા, તે પરદેશી શસ્ત્રબળ કરતાં આંતરિક કલહને લઈને વધારે . . . દેશમાંથી સદ્‌ગુણ જતો રહ્યો હતો. સ્વમાન, દેશાભિમાન, કે રાજનિષ્ઠાનો એકે સિદ્ધાંત બચ્યો નહોતો. મહાન શક્તિઓ મહાન ગુના સિવાય બીજું કાંઈ નિપજાવતી નહિ; અને વ્યક્તિઓની નજર સ્વાર્થી લાભ ઉપર જ સર્વથા રહેતી હોવાથી, પ્રજાનું કામકાજ ગોટાળામાં પડી નાશને પંથે પરવર્યું."

— ૧૭૬૭માં લખેલ ડૉ. કૃત 'હિંદુસ્તાનનો ઇતિહાસ'–૨–૪૦૧

'અંગ્રેજી વેપારીને આપણે ઉત્તેજન આપ્યું, ત્યારે તેઓ પગપેસારો કરી શક્યા તેમ જ જ્યારે આપણા રાજાઓ માંહોમાંહે લડ્યા, ત્યારે તેઓએ કંપની બહાદુરની મદદ માગી . . . આ વખતે હિંદુ મુસલમાન વચ્ચે વેર પણ ચાલતું હતું; તેમાં કંપનીને લાગ મળ્યો. . . . એટલે, આપણે હિંદુસ્તાન અંગ્રેજને આપ્યું, એમ કહેવું એ, હિંદુસ્તાન ગયું, એમ કહેવા કરતા વધારે સાચું છે"

—ગાંધીજી ('હિંદ સ્વરાજ'–પા. ૬૮)

## સાલવારી

૧૬૮૦ શિવાજીનું મરણ
૧૭૦૭ ઔરંગઝેબનું મરણ, બહાદુરશાહ બાદશાહ બન્યો.
૧૭૧૩ બા.શાહ ફરૂખશિયર ગાદીએ આવ્યો.
૧૭૧૪ બાળાજી વિશ્વનાથ પહેલો પેશ્વા થયો.
૧૭૧૫ ફરૂખશિયર પાસે અંગ્રેજ એલચી ગયો ને કંપનીના વેપાર તથા દીવાનું ફરમાન મેળવ્યું
૧૭૨૦ બાજીરાવ પેશ્વા થયો
૧૭૨૪ નિઝામ-ઉલ-મુલ્ક આસફજાએ દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું
૧૭૨૪ બા.—પેશ્વાશાહી કે પેશ્વાનો શરૂઆત શિંદે, હોલ્કર વગેરેની અલગ હસ્તીનો—મરાઠા રાજ્યમંડળનો આરંભ.
૧૭૩૯ નાદીરશાહની દિલ્હી ઉપર ચડાઈ, કતલ ને લૂંટ.
૧૭૪૦ બંગાળનો નવાબ અલી વર્દીખાન સ્વતંત્ર થવા લાગ્યો. બાલાજીરાવ—નાનાસાહેબ—પેશ્વા થયો
૧૭૪૮ અહમદશાહ અબ્દાલીની ચડાઈ
૧૭૫૬ અહમદશાહ દિલ્હી લૂંટે છે
૧૭૬૧ પાણીપતમાં અફઘાનોને હાથે મરાઠાઓની હાર નાનાસાહેબ પેશ્વાનું મરણ
માધવરાવ પેશ્વા થયો

## ૧

# મોગલોની પડતી

"પોતાના ત્રણ ભાઈઓને ઠેકાણે પાડ્યા પછી, ઔરંગઝેબે તેમના પરિવારને . . ઝેર આપીને ધીમે ધીમે પૂરો કર્યો, અને વૃદ્ધ પિતા (શાહજહાન)ને મહેલમાં આમરણ કેદ કર્યો પછી હિંદમાં એક ચોખલિયા ધર્મચુસ્ત મુસલમાન બાદશાહના જેવું અપાર વિનાશક બળ છૂટું દોર મૂકવામાં આવ્યું"

વિલિયમ હંટર

ઈ. સ ૧૭૦૭ની સાલમાં ઔરંગઝેબ અહમદનગરના કિલ્લામાં મરી ગયો. અકબર કરતાંય વધારે શક્તિ અને સત્તા તથા ચારિત્ર્યબળ ધરાવનાર એ બાદશાહે એ પોતાની સમૃદ્ધિ અકબરથી અવળી જ દિશામાં વાપરી, તેથી સ્વભાવિક રીતે તેનું પરિણામ પણ અવળું જ આવીને ઊભું: બાબરના મહાન વંશનો એમાંથી અંત નીપજ્યો.

ઔરંગઝેબે રાજ્ય તો સૌથી મોટું મેળવ્યું, પરંતુ તે આખું અકબરનેહના ચૂના વિનાનું ચણતર હતું. રજપૂતાના તેણે દાબી તો દીધું, પરંતુ ત્યાંના હિંદુ રાજાઓનાં મન ઊંચાં રહ્યાં. બિજાપુર ગોલકોંડાને હરાવ્યાં, પરંતુ ત્યાં શિવાજીએ નવો ઝંડો ફરકાવ્યો, જે અણનમ જ રહ્યો ને ઔરંગઝેબ મર્યો. અને આગળ ઉપર ખુદ દિલ્હી પાસે જ જાટ અને શીખ રાજ્યો જન્મ્યાં.

ઔરંગઝેબે કુલ ૫૦ વર્ષ રાજ્ય કર્યું, તેમાંનાં મોટા ભાગનાં વર્ષ તેણે લડવામાં જ કાઢ્યાં. રાજ્યની ઘણી આવક એમાં જ એણે વેડફી મારી. એ તો ઠીક, પરંતુ સતત લડાઈ અને ભાગમારીને લીધે અસ્થિરતા અને અરક્ષિતતાનું વાતાવરણ જામ્યું. તેથી કરીને આખું રાજ્યતંત્ર લગભગ સડી ગયું હતું.

વળી, આલ્પિપુરમ ખાતે પોતાના પુત્રને ખાતર પ્રાણ પાથરેલા. તેના વંશજોમાં ગજલોબને લીધે ઉલટું જ વહીવટ ચાલ્યો. બાબર પછી બાદશાહોને પુત્રોથી જાણે ડરવું પડતું અને અસ્પષ્ટ વારસાનો ઓઠો કે વત્તો ઝઘડો થતો; — જાણે કે તે વંશની ગાદી માટે અવખત કાયદો હોય કે, બાદશાહ મરે કે માંદો થઈ મરવા પડે પછી છોકરાઓએ પોતાનું માંહોમાંહે બળ દાખવીને બાદશાહ બનવું. આ પાદવીનું ચાલુ ફળ એ બનતું કે, બાદશાહના છતાં જ તેના વારસો પોતપોતાના બળને સંગાહતા રહેવા મથ્યા કરતા. આથી રાજ્યના ઉમરાવો પોતાની મદત્તા જમાવવાનો લાગ સાધતા. વિસ્તૃત મોગલ રાજ્યના અનેક સૂબાઓમાં, નવા વારસની ગોઠવણી માટે, દાવપેચ અને રાજ-રમતો ચાલ્યા જ કરતી. આથી કરીને ઉમરાવ વર્ગ સ્વાર્થી, લોભી અને કપટી બનતો ગયો. પોતાની સત્તા બને તેટલી જમાવવા જ તેઓ મથ્યા કરતા અને તેમાં સમસ્ત રાજ્યના શુભનો ખ્યાલ ભૂલી જતા. એટલું જ નહિ, તેની સામે પણ મોરચા માંડતા.

આવી સ્થિતિમાં બાદશાહને તેના લશ્કર ઉપર જ હાથ રાખીને વિશેષે ચાલવું પડે એ ઉઘાડું છે. પરિણામે, પ્રજાનું અને ઉમરાવોનું દિલ મેળવી એક અખંડ રાજતંત્ર રચવાની અને ચલાવવાની નીતિનો નાશ થયો હતો.

આ સ્થિતિમાં પ્રજાની કેવી દશા થાય એ પણ સ્પષ્ટ છે. સતત લડાઈના વાતાવરણને લઈને જાનમાલનું રક્ષણ અસ્થિર બની ગયું હતું. એક સૂચક દાખલો અહીં કહેવા જેવો છે. ઈ. સ. ૧૬૬૧માં મુંબાઈ બેટ અંગ્રેજ વેપારી કંપનીને હાથ આવ્યો. તેમણે ત્યાં કિલ્લો કરી પોતાના થાણાનો પાકો બંદોબસ્ત કર્યો. આથી કરીને થોડા જ વરસમાં મુંબઈની વસ્તી વધીને છ ગણી—૬०००० ઉપર થઈ ગઈ! અને એવું જ કલકત્તાની કોઠી વિષે પણ જોવા મળે છે. (જોકે, એ નોંધવું જોઈએ કે, આમ વધનારી વસ્તી મુખ્યત્વે વેપારી શાહુકાર જેવી ધની વર્ગોની જ હતી.) એટલે કે, હિંદની દેશી રાજ્યસત્તા આમ અવિશ્વાસપાત્ર બની હતી અને નવાસવા પરદેશી વેપારીઓ માટે એ પૂરતી કાંઈક પ્રતિષ્ઠા બંધાતી હતી.

આના તંત્રમાં લાંચરુશવત અને અન્યાયી ઉઘરાણાં તો ખૂબ જ ફાવે. સ્થાનિક અમલદારો બાદશાહને ભરવાની રકમ મોકલ્યા પછી, પોતાથી બને તેટલું ઉઘરાણું પોતા માટે કરતા અને એની સામે દાદ-ફરિયાદ નહોતી. બાદશાહી મહેસૂલ-પદ્ધતિ પણ નક્કી રકમ ગોઠની દઈને પરગણાં પાડી દીધા સિવાય બીજું શું કરે? કેમ કે તે વિના આવકની સ્થિરતા ન કરી શકાય.

આથી કરીને ખેડૂતવર્ગ તો તૂટવા લાગ્યો હતો. કુલ ઉત્પન્નનો અર્ધ જેટલો ભાગ કર અને અન્યાયી ઉઘરાણાં પેટે જતો રહેતો; અને તે ઉપરાંત મરાઠાઓનાં ધાડાં આવે તેમને ચોથ સરદેશાઈ આપવી પડે, તે પણ આ ગરીબ વર્ગ ઉપર જ છેવટે પડતી. આથી કરીને બહારથી જબરદસ્ત તોરતાન જેવું દેખાતું મોગલ રાજ્ય અંદરથી ખવાતું હતું. ઔરંગઝેબ ગયો તેની સાથે એની આબરૂ ઉઘાડી પડી ગઈ. જે જેને હાથ આવ્યું તે તેને લઈ પડી શકે એવી સ્થિતિ થઈ ગઈ; કેમ કે, તેના પછી એકે બાદશાહ લાયક ને જબરો ન આવ્યો; એ પણ હિંદનું કમનસીબ જ ગણાય.

બાદશાહનો વડો વઝીર અસફઝા તેને છોડી ઈ. સ. ૧૭૨૪માં દક્ષિણ હૈદરાબાદમાં ચાલ્યો ગયો અને દખ્ખણનું પોતાનું રાજ્ય સ્વતંત્ર જમાવ્યું. હાલના નિઝામ રાજ્યનો એ સંસ્થાપક. મોગલ બાદશાહે તેને નછૂટકે સ્વીકાર્યો અને મરાઠાઓને દખ્ખણમાં ચોથનો અધિકાર પણ આપ્યો! સ્થિતિ એવી હતી કે, બાદશાહોને જ ગાદી ઉપર ધાર્યો ઉઠાડે અને ધાર્યો બેસાડે એવા ઘાટ દિલ્લીમાં ચાલતા હતા.

અવધ અને બંગાળના મોગલ સૂબાઓ પણ સ્વતંત્ર થઈ ત્યાંના નવાબ બની બેઠા. રોહીલખંડમાં વસતી રોહીલા નામની અફઘાન જાત સ્વતંત્ર થઈ તે પ્રદેશમાં પોતાની અલગ સત્તા જમાવી બેઠી. આમ ઔરંગઝેબ ગયા પછી એક જ વીશીની અંદર રાજ્યના કકડા થઈ ગયા.* જાણે તેની નિશાની તરીકે, ઈ. સ. ૧૭૩૯માં નાદીરશાહે

* "ઔરંગઝેબના મૃત્યુ બાદની અર્ધી સદીની અંદર જ મોગલ સામ્રાજ્ય ધરાશાયી પડી ગયું, અને હિંદનો રાજકીય નકશો નવો બન્યો. આ થયું તે હિંસા કે જુલમથી થયું એમ કહેવું ખરોબર નથી. હિંદ બહારથી આવેલી ચડાઈથી આ

અને ત્યાર બાદ ૧૦ વર્ષે અહમદશાહ અબ્દાલીએ આવીને મોગલ સત્તાને છેલ્લો ફટકો માર્યો. સરહદમાં બચી રહેલા મોગલ સામ્રાજ્યને તેમણે લઈ લીધું, ત્યારે છેવટનું બધાએ જોયું કે, બાબર અને અકબરનું ઘર હવે જોર વગરનું રહ્યું છે. દિલ્હીની આસપાસના થોડાક મુલક ઉપર બાદશાહ રાજ કરતો હતો. અને તેની નામની સત્તા તો બચે હતી, છતાં તે સાપ ગયા પછીના લિસોટા હતા એમ સૌ જાણતું હતું; અને લાગ હોય તો એ ઓઠાનો લાભ પણ લઈ લેતા. કેમ કે, મોરલૅન્ડ-ચેટરજી તેમના ઇતિહાસમાં (પા. ૨૬૬) સાચું કહે છે કે, 'મોગલ સામ્રાજ્ય આમ ગમે તેવું જીર્ણ અને કમતાકાત હોવા છતાં, તે એક રાજકીય હકીકત રૂપે તો હતું.' નિઝામ, અવધનો નવાબ-વજીર, બંગાળાનો નવાબ, કે કંપનીના થાણદાર ગવર્નરો તેને નામે પોતાનાં કામો કાઢવાનો લાગ હોય તો ચૂકતા નહિ. ગરબડ થઈ તે એ કે, આ બધો કારભાર ઢંગધડા વગરનો નામનો હતો; એટલે બાદશાહના ફરમાન પાછળ જો તેને ગેળવનારનું જોર ન હોય, તો બાદશાહ તેને પોતાના ફરમાન મુજબ કાંઈ કરી કે કરાવી શકતો નહિ.

---

પ્રક્રિયાને મદદ મળી; કેટલાક દાખલામાં મરાઠાઓના હુમલાથી મદદ થઈ; તો કેટલાંક રાજ્યો માંહોમાંહે લડી મર્યાં. પણ સામાન્યપણે કહીએ તો, મોગલ પ્રાંતો ખસ ખરી જ પડ્યા ને દિલ્હીથી સ્વતંત્ર બની ગયા; (કેમ કે) દિલ્હી તેમને બરોબર કાબૂમાં રાખી શકતું નહોતું"

(મોરલૅન્ડ-ચેટરજીનો ઇતિહાસ, પા. ૨૬૫)

# ૨

## મરાઠાઓની કજિયાખોરી

"દરેક મરાઠા રાજપુરુષ એક જે મુખ્ય ઇરાદો ધરાવે છે તે એ છે કે, બધી શક્તિ એકઠી કરી બ્રિટિશ રાજ પર હલ્લો કરવો; અને જો તેઓ માંહોમાંહેના કજિયાઓથી મુક્ત હોત, તો આ તેમની યોજના તેમણે અમલમાં મૂકી હોત, એ વિષે મુદ્દલ શંકા હોઈ શકે એમ નથી"

આર્થર વેલેસ્લી

આમ મોગલ રાજ્ય તૂટતાં જે અનેક રાજસત્તાઓ ઊભી થઈ, એમાં સૌથી જબરી સત્તા, મહારાષ્ટ્રમાં ઉદય પામેલી મરાઠા સત્તા હતી. આ સત્તાના ઉદયનો રસિક અને બોધક ઇતિહાસ અહીં અસ્થાને છે. પણ, ટૂંકમાં કહીએ તો, તેનું રહસ્ય રૉલિન્સન તેના 'ઇંડિયા' ગ્રંથમાં (પા. ૩૭૭) કહે છે કે, "હિંદના ઇતિહાસની સૌથી મોટી એક નોંધપાત્ર હકીકત હિંદુધર્મની જીવનશક્તિ છે." આ કાળમાં આ સૂક્ષ્મ તાકાત સામાન્ય લોકના ભક્તિ ધર્મ તરીકે ઠેર ઠેર પ્રગટ થાય છે. અને '૧૭મા સૈકામાં તે મુખ્યત્વે બે પ્રજાઓમાં કેન્દ્રિત થઈ હતી — પંજાબમાં શીખ અને દક્ષિણમાં મરાઠા.' અને મોગલ પડતી કાળમાં તેની ધર્મઝનૂની ને અવિચારી કુરાજ્યનીતિ સામે જે દેશવ્યાપી વિરોધબળ જાગ્યું, તેનાં આ બે પ્રજાઓ જ્વલંત પ્રતીક હતાં. (રજપૂતાનામાં તે વિરોધે મુખ્યત્વે સામાજિક ઢંઢેવાય તેવું રૂપ બતાવ્યું; પરંતુ મૂળમાં તે ધાર્મિક જ હતો એમાં શંકા નથી.)

મરાઠા પ્રજાને સંગઠિત કરી એક રાષ્ટ્રરૂપે સ્થાપનાર શિવાજી, ઈ. સ. ૧૬૮૦માં સ્વરાજનું છત્રપતિત્વ સોંપીને ગયા પછી, છત્રપતિના પ્રથમ ત્રણ પેશ્વાઓએ મરાઠા સત્તાને હિંદની જબરદસ્ત સરકાર બનાવી હતી. વાયવ્ય સરહદે ઠેઠ પંજાબ સુધી તેઓ પહોંચ્યા હતા; પૂર્વમાં બંગાળ સુધી ને લગભગ આખા દક્ષિણમાં તેઓ ચોથ

સરદેશાઈ ઉઘરાવી શકતા હતા. અને એવું ઉઘરાણું તે યુગમાં રાજ-સત્તાનું ચિહ્ન હતું.

પરંતુ એ સત્તામાંય સડો પડ્યો હતો. [જુઓ જ૦ સરકાર-'મોગલ પડતી' ૧–૬૮,૯] હોલ્કર, શિંદે અને ગાયકવાડ કે જેઓ પેશ્વાના સામંતો કે સેનાપતિઓ હતા, તે ઈ. સ. ૧૭૨૪થી અનુક્રમે ઇંદોર, ગ્વાલિયર અને ગુજરાતમાં ચોથ–ઉઘરાતદાર તરીકે રહ્યા, અને પોતાની સત્તા જમાવતા ગયા. એમાંથી કાળાંતરે, મોગલશાહીના જેવું જ આ પેશ્વાઈનું પણ હવે બન્યું. શિવાજીની ગાદી પર જાણે હવે પેશ્વા જ રાજ કરે છે એમ ચાલવા માંડયું. નામનો છત્રપતિ સતારામાં રહેતો. પણ બધો કારભાર પેશ્વા જ ચલાવતો. એમાંથી આપોઆપ પેશ્વા-પદ વંશપરંપરાનું બનતાં તે એક બ્રાહ્મણ રાજ્ય જેવું જાણે બની ગયું, અને તેને માટે વારસોમાં માંહોમાંહે મારામારી અને કાવાદાવા જાગ્યા. મરાઠા સરદારો આ કે તે પક્ષમાં ભાગ લેતા થયા, અને તેઓ પોતાનું હિત પેશ્વાની મધ્યસ્થ સત્તાથી અલગ જોતા ગયા. વળી મુખ્ય મરાઠા સરદારો ને શિવાજી અબ્રાહ્મણ હતા; પેશ્વા બ્રાહ્મણ હતા. કાળાંતરે, નબળા દહાડા આવતાં, તેમાંથી બ્રાહ્મણ–અબ્રાહ્મણપણાની સંકુચિત દ્વેષબુદ્ધિ અને ઊંચનીચના પણ પેઠી. આ દશામાંથી જ, મોગલ પેઠે, મરાઠા સત્તાનાય કટકા થયા. ઉત્તરમાં હોલ્કર શિંદે, ગુજરાતમાં ગાયકવાડ, અને ઉત્તરે વરાડ ને મધ્યપ્રાંતમાં ભોંસલે અલગ થયા, ને પોતપોતાનું અલગ રાજકારણ કર્યું; અને આ સરદારો પણ પેશ્વાપદની લડાઈમાં આમ કે તેમ પોતાને ફાવતા પક્ષમાં ભાગ લેતા થયા.

છતાં જ્યાં સુધી પેશ્વાપદ સમર્થ હાથમાં ગયું ત્યાં સુધી બધું ઠીક ચાલ્યું. જબરો પેશ્વા પોતાના સરદારો પાસેથી ધાર્યું કામ લઈ શકતો હતો.

અહીં આગળ એક મરાઠા સરદારની વાત ખાસ કરવા જેવી છે, કેમ કે સામાન્ય ઇતિહાસોમાં એ જોવામાં નથી આવતી. શિવાજીના પ્રધાનમંડળમાં તુકોજી આન્ગ્રે કરીને નૌકાધિપતિ હતો, એ એક શિવાજીની વિરલ રાજબુદ્ધિનો નમૂનો છે. આગળ આપણે જોયું કે, મોગલો પાસે નૌકાબળ નહોતું. ખરું કહેવું હોય તો એમ કહેવું

જોઈએ કે, મોગલ બાદશાહોએ તે તરફ બહુ લક્ષ નહોતું આપ્યું, કેમ કે જંજીરામાં રહેતા સીદીઓને મોગલ બાદશાહે પોતા તરફના નૌકાપતિ તરીકે નીમ્યા હતા. તે લોકોએ ગોરા વેપારીઓને રોકવા કેટલોક પ્રયત્ન પણ કર્યો હતો. પણ તે તરફ બાદશાહોએ બહુ મહત્ત્વની નજર રાખી નથી. શિવાજીએ આ ભૂલ સમજીને પોતાનું નૌકાદળ પણ રાખેલું અને તેનો નાયક આ તુકોજી આન્ગ્રે હતો. હાલના કોલાબા—અલીબાગ ભાગમાં તેનું દળ રહેતું. અને તે એટલું જબરું હતું કે, લગભગ ૧૭૫૫ સુધી તેણે ગોરા વેપારીઓને કોકણને કિનારે ઠીક ઠીક હંફાવ્યા હતા. આથી ચિડાઈને અંગ્રેજ ઇતિહાસકારો આન્ગ્રેને ચાંચિયો કહીને વખોડે છે. પરંતુ ખરું જોતાં, અંગ્રેજ કરતાં કોઈ રીતે તે વધારે ચાંચિયો નહોતો. બલ્કે, મરાઠા સત્તાના નૌકાદળ તરીકે આન્ગ્રેને ચાંચિયો કહી શકાય નહિ.

તુકોજી આન્ગ્રે ૧૬૯૦માં મરી ગયો. પછી તેનો દીકરો કહાનોજી ૧૬૯૭માં નૌકાધિપતિ થયો ને તે પદે એ ૧૭૨૯ સુધી રહ્યો. અને ત્યાર બાદ પણ એ કુટુંબમાં આ કામ ચાલુ રહ્યું. બીજા સરદારોની જેમ આન્ગ્રે સરદારો પણ મરાઠાશાહીના કજિયામાં પડ્યા હતા, અને પરિણામે તેઓએ કોકણપટ્ટી પર, ૧૫૦ માઈલ લાંબું અને ૫૦–૬૦ માઈલ પહોળું, નાનું સરખું રાજ્ય જમાવ્યું હતું. એ કિનારે ફરતાં વહાણો પાસેથી તેઓ કર લેતા, અને તેને તેઓ 'દરિયાઈ ચોથ' કહેતા. ૧૭૫૫માં અંગ્રેજોએ આન્ગ્રેને હરાવ્યો ત્યારે તેની મદદમાં પેશવાઈ નહોતી, એ મરાઠા સત્તામાં પડેલા કજિયાના ફાંકાને લઈને જ કહેવું જોઈએ. બલ્કે, ઇતિહાસ એવો છે કે, આન્ગ્રેને નાબૂદ કરવામાં પેશ્વાનો હાથ હતો. ૧૭૫૫માં તેણે અંગ્રેજો જોડે તે સારુ સંધિ કરી હતી. શ્રી કેળકર તેમના 'મરાઠા વ અંગ્રેજ'માં (ઉત્તર૦ પા. ૧૩) કહે છે કે, 'મરાઠાના રાજકારણમાં અંગ્રેજોનો હાથ પેસવા દેવાનું પહેલું માન રાઘોબાને આપવામાં આવે છે, પણ તે ભૂલ છે. મારા મતે, આ માન નાનાસાહેબ પેશ્વાને દેવું જોઈએ. રાઘોબાને તો ગાદી જોઈતી હતી, પણ નાનાસાહેબને તો પોતાના એક સરદારની પડતી કરાવવી હતી. અંગ્રેજો આપણા ભાવી શત્રુ છે તે નાનાસાહેબને

બરોબર દેખાતું હતું. આન્ગ્રેને પાડવાથી કોકણપટ્ટી પરનો અંગ્રેજોનો એક શત્રુ કમી થશે તે પણ તેને ખબર હતી. છતાં અંગ્રેજોની મદદથી આન્ગ્રેને જમીનદોસ્ત કરવાનો મોહ તે રોકી શક્યો નહિ.' અરે! જે અંગ્રેજો નહોતા કરી શકતા, તે પેશ્વાએ પોતે થઈને કરી આપ્યું! અને આવું તો જાણેઅજાણે મરાઠાઓ ને મોગલ સૂબેદારોએ ઘણું કર્યું છે.

મોગલ સત્તાની પેઠે હવે મરાઠા સત્તા પર પણ તે જ દિશામાંથી મરણતોલ પ્રહાર આવ્યો. મરાઠા સત્તા ૧૭૬૦ સુધીમાં એવી પ્રબળ બની હતી કે, અટકથી કન્યાકુમારી અને દ્વારકાથી જગન્નાથ સુધી તેઓની ચોથની હાક વાગતી હતી. નાદીરશાહ પછી અહમદશાહ અબ્દલ્લીએ પંજાબનો કબજો લીધો હતો. મરાઠા સત્તાને જબરી થતી તથા પંજાબ પર આગળ વધતી જોઈ તેણે તેને હાથ દેખાડવાનો ઠરાવ કર્યો. આમાં રોહીલાઓએ મદદ કરવા કહ્યું. બંગાળના નવાબ સુધી અબ્દલ્લીએ મદદનું કહેણ મોકલ્યું. એક વખત જાણે હિંદમાં ફરી મુસલમાન સત્તા સ્થાપિત કરવાનો ઠરાવ થયો ન હોય!

સામેથી મરાઠાઓએ પણ પોતાનું પૂરું જોર એકઠું કર્યું. તેમના સેનાપતિ સદાશિવ ભાઉના હાથ તળે જબરી સેના પાણીપતના મેદાનમાં પહોંચી, પણ હારી, અને મરાઠા સત્તાને ત્યાં જે જબરો ઘા વાગ્યો તે વાગ્યો. તેમાંથી તેને થોડાં વર્ષોમાં ધવા વળી ખરી, પણ તેનો પ્રવેગ તો રોકાયો તે રોકાયો, અને છેવટે બંધિયાર પાણી જેમ તેમાં સડો પેઠો. સામેથી અબ્દલ્લી પણ હિંદમાં ટકી ન રહ્યો. એલેક્ઝાંડરની પેઠે, તેની સેનાના આગ્રહને વશ થઈને, હિંદની આખી સત્તા હાથમાં આવેલી હતી તે છોડી, તે પાછો દેશ ગયો. એટલે ૧૭૬૧માં એવું બન્યું કે, મોગલો બાદ જે એક સત્તા હિંદનો આખો એકહથ્થુ કબજો લઈ શકત એવી હતી, તેને ફટકો વાગ્યો. આમ આખા દેશની, ધણી વગરના ઢોર જેવી સ્થિતિ થઈને રહી હતી.* જમીન પર એકે સત્તા એવી નહોતી રહી કે જે આખા હિંદની વ્યવસ્થાની

* આ સ્થિતિની સમાલોચના માટે લાયલનો ઇતિહાસ (પા. ૧૪-૫) પણ જોવા જેવો ગણાય.

જવાબદારી લઈ શકે. લગભગ એક સૈકા સુધી લડાઈઓ જ ચાલ્યા કરવાથી આર્થિક અને રાજકીય તંત્ર જ આખું તૂટી ગયું હતું; એકલું લશ્કરી તંત્ર મુખ્યત્વે સંભાળીને અકબર પછીના મોગલ બાદશાહો પોતાનું ગાડું ગબડાવ્યે રાખતા હતા, અને તેનો કબજો લઈ મરાઠાઓ ઉદય ઉપર આવ્યા હતા; તે તંત્ર પણ હવે ૧૭૬૧માં ઘવાયું. એટલે દેશમાં એકે પ્રકારની એવી સત્તા ન રહી કે જેને જોરે આખા દેશનું સંગઠન ફરી સાધી શકાય.

આજે જોવા મળતી રાષ્ટ્રભાવના પણ ત્યારે નહોતી.* આજની રાષ્ટ્રભાવના બીજા રાષ્ટ્રના સંઘર્ષથી જાગી છે. તે વખતે એ પ્રકારનો સંઘર્ષ જ નહોતો; યા હતો તો માત્ર લશ્કરી, જેવો કે નાદીર-અબ્દલ્લીનો. તેથી ફરીને દેશનાં રાજા-રજવાડાંઓમાં સંકુચિતતાના કજિયા અને અહમહમિકા ખૂબ ચાલી લાગે છે. એટલે મોગલ બાદશાહના નામનું ઓઠું તો સૌ સ્વીકારતા, પણ સૌ પોતાના બળ મુજબ હિંદમાં રાજરમત ખેલી શકતા.

અંગ્રેજ કંપનીએ પણ, ૧૮મા સૈકાના આ મધ્યસ્થ તંત્રની આવી નબળાઈના જમાનામાં, પોતાના કિલ્લાના તથા વેપાર વગેરેના કાયદેસર પરવાના પાકા મેળવી લીધા હતા.

ઈ. સ. ૧૭૧૭માં બાદશાહ ફરુકશિયર પાસે એલચી મોકલીને, કંપનીએ ૬ લાખ રૂપિયા ખરચીને ફરમાન મેળવ્યું. આ ફરમાનથી કંપનીને બંગાળમાં વેપારની જકાતમાફી મળી. ઉપરાંત, સુરત મદ્રાસ ને કલકત્તા કોઠીઓ આગેનાં જમીન ખરીદી કે ભાડાપટા જે હતા, તેમને પાકી બાદશાહી મહોર લાગી. આ ફરમાન મળવાથી કંપની એવી તો ગજી થઈ હતી કે, તે મળ્યુ એ દિવસે તેને દરેક થાણેથી આનંદોલ્લાસની તોપો ફોડવામાં આવી હતી! આપણે આગળ જોઈશું કે, આગળ ઉપર આ ફરમાનને જ નિમિત્તે અંગ્રેજો અનાડીપણું ખેલીને બંગાળના નવાબને નામશેષ કરી દઈ સત્તા પચાવી પાડે છે.

*આ બાબત પ્રકરણને અંતે પુરવણીમાં અલગ વિચાર કર્યો છે.

આ ફરમાન મેળવનાર એલચીના એ કામ વિષે ઇતિહાસકાર વિલ્સન જે લખે છે તે, અંગ્રેજોનો આગળનો ઇતિહાસ સમજવાને માટે, કીમતી છે (થોમસન-ગેરેટ પા. ૫૫) —

"એલચી મોકલવામાં આવ્યો તે પ્રગતિને પંથે એક સાચું પગલું હતું હિંદમાં કંપનીનું જે સ્થાન હતું તેને એનાથી કાયદાની મહોર વાગી. એ ફરમાન ને બાદશાહનો હુકમ બંગાળાની સરકાર ન માને ત્યાં સુધી એ ફરમાન, કાયદાના અક્ષર પ્રમાણે (સત્તાની રૂએ નહિ), તેને ખોટી ઠરાવતું હતું. આથી અંગ્રેજોને એક કાયમી ઝઘડાનું કારણ મળ્યું, કે જે તેઓ ગમે ત્યારે ઊભું કરી શકે અને એમ જ તેમણે ઊભરે, કાળી કોટડીના બનાવ બાદ, કર્યું. સિરાજુદ્દૌલા સાથે ક્લાઇવે અણબનાવ કર્યો અને બંગાળ જીતવાનું શરૂ કર્યું, ત્યારે તેણે, સુરમેને (ફરુખસિયર પાસેથી) જે હક્કો મેળવેલા તેનો ભોગવટો (નવાબે) રોક્યો, એને લડાઈનું કારણ બતાવ્યું હતું (સુરમેન) એલચીએ જે શરૂ કર્યું તે સૈનિકે (ક્લાઇવે) પૂરું કર્યું — પૂરા કરતાંય વધારે કર્યું."

## ૩

# ઉપસંહાર

હિંદની આ દશાનું ચિત્ર ગમે તેવું દુઃખદ લાગે, છતાં વસ્તુસ્થિતિ આ પ્રકારે એક જાતના મધ્યવર્તી અરાજકની હતી, એમ કહેવું જોઈએ. પણ એ ઉપરથી એમેય નથી સમજવાનું કે, કોઈ તંત્ર જ રહ્યું નહોતું. છૂટા પડેલા મોગલ રાજ્યના બધા ઘટકોને પોતપોતાની વહીવટ વ્યવસ્થા હતી; તે સંભાળનારા કેટલાક સમર્થ રાજપુરુષો પણ હતા. પરંતુ, આ કાળનું ખાસ તરી આવતું લક્ષણ, સબળ મધ્યવર્તી તંત્રનો અભાવ અને ઘટક એકમોની અંદરઅંદર ઈર્ષા, લડાલડી, ને સંકુચિત દૃષ્ટિ — એ હતું એમ કહી શકાય. એક ઉપમા આપીને કહેવું હોય તો કહી શકાય કે, જેમ આપણાં ગામોનું ઘરેઘર ચોખ્ખું; પણ સમગ્રપણે જોતાં આખું ગામ ગંદું, — અરસપરસ પરવા કર્યા વિના સૌ સૌનું સંભાળીને, છૂટા દાણા પેઠે વર્તે; તેવી જ દશા આ કાળે સમસ્ત દેશની ને તેના સૂબાઓની હતી.

એ પણ વાચકે જોયું હશે કે, અંગ્રેજ વેપારી કંપની આ કાળમાં રાજકારણી દૃષ્ટિએ કાંઈ જ વસ્તુ નહોતી. અને એવું લાગે છે કે, તેના સંબંધમાં આવતી દેશની છૂટી છૂટી રાજસત્તાઓ 'આ કાળમાં (૧૭૪૦ સુધી લગભગ) કંપનીને, બહારથી દેશમાં આવ્યા કરતા એવા સામાન્ય વેપારી જ માનીને, ચાલતી હતી. અને કંપની પણ ઇંગ્લંડના રાજાના એલચી મારફત કામ કરીને, એટલે કે, હિંદની દેશી રાજસત્તાનો અંગીકાર કરીને, એક પ્રકારના આંતરરાષ્ટ્રીય વ્યવહારવિધિથી ચાલતી હતી. (અહીં આગળ જે નવાઈ જેવું નોંધવું જોઈએ તો એ કે, સામેથી દેશી રાજસત્તાઓ વિલાયતમાં પોતાનો એલચી કે બાતમીદાર નથી મોકલતા, અને લગભગ પોતાનો સમૂળ નાશ કે હ્રાસ થાય છે ત્યાં સુધી, આ બાબતની અજ્ઞાનતા જ રાખે છે.) આવા મર્યાદાશીલ વ્યવહારમાંથી કંપની જે રાજસત્તામાં દખલ દેવા ને તેમાં પગપેસારો કરવા સુધીની દોડી ગઈ, તેનું કારણ

હિંદની આ અવ્યવસ્થિત રાજકીય દશા હતી. પોતાના નૌકાબળથી અને વેપારી કુનેહથી કંપનીના નોકરોએ, જેવો દેશ તેવો વેશ ને જેવો કાળ તેવું વર્તન, એ પ્રમાણે ચાલીને વેપાર જમાવ્યો, તેનાં થાણાં નાખ્યાં, તેમના રક્ષણની જરૂર જણાતાં કિલ્લેબંધી કરી લશ્કર રાખતા થયા, ને વેપારી થાણાંને લશ્કરી કિલ્લા પણ બનાવી લીધા. અને આ બધી કામગીરીને તેમણે વેળાસર બાદશાહ પાસેથી ફરમાન મેળવી લઈને કાયદેસર કરાવી લીધી. એટલે તેઓ આ કાળમાં કોઈ રીતની રાજસત્તા નહોતા. પરંતુ, એકતંત્રથી અને એકલક્ષ્યથી ચાલતી વેપારી જમાત તો તેઓ હતા જ. તેમની મધ્યસ્થ સત્તા, વિલાયત જેટલે દૂર રહેવા છતાં, છૂટાં છૂટાં થાણાંને એકકળે ચલાવતી હતી, અને અલગ રીતે થાણાં પોતપોતાનું કામ કરતાં છતાં, તે એકમેકમાં કુમક ને સાથ દેવાનું સંભાળીને. આ વસ્તુ આ જમાતનું એક લક્ષણ છે ખરું, જોકે તેમાં કજિયા વિખવાદના પ્રસંગ મળે છે. ત્યારના છિન્ન-ભિન્ન હિંદમાં આ લક્ષણવાળી જમાત કેવી આબાદ ભેદનીતિ રમીને રાજ્ય સંપાડે છે, તે હવે પછીનો ઇતિહાસ કહેવાનો. ગયાં બે પ્રકરણોમાં આપણે જોઈ તે દશા આવી ભેદનીતિ માટે આબાદ ફાવે એવી હતી, એ ઉઘાડું છે. ખંડને પ્રારંભે ટાંકેલા અવતરણનો લેખક આ કાળનો પ્રત્યક્ષ જોનાર — સમકાલીન હતો; તે ટૂંકમાં પણ રજવાડી હિંદના પતનનું સાચું કારણ તેમાં બતાવે છે.

## ૪

## પુરવણી

હિંદુસ્તાનના આ કાળે રાષ્ટ્રનિષ્ઠા હતી કે નહિ, ને હતી તો કેવા પ્રકારની, એ એક મોટો ઐતિહાસિક મુદ્દો છે. આ પુરવણીરૂપે તે વિષે એક સામાન્ય બાબત નોંધી છે, જોકે આખો મુદ્દો એવડો મોટો છે કે, ચર્ચાગ્રસ્ત હોવા ઉપરાંત તેના નિરૂપણને માટે એક સ્વતંત્ર ગ્રંથ જ જોઈએ.

ઘણી વાર એમ કહેવાતું સાંભળવા મળે છે કે, અંગ્રેજો પેઠે હિંદીઓમાં આ વખતે રાષ્ટ્રનિષ્ઠા કે દેશાભિમાન જેવું હોય એમ લાગતું નથી, તેથી આપણે હાર્યા. યુરોપથી આવેલી પ્રજાઓમાં એક-જાતિના અભિમાન ઉપર રચાયેલું દેશાભિમાન હતું; હિંદમાં તે પ્રકારનું નહોતું, એ ખરું છે. અનેક જાતિઓ, ધર્મો, અને વિચારોના એક ખંડ જેવડા વિશાળ મુલકમાં એકજાતિના પાયા પરનાં સ્વાભિમાન કે અસ્મિતાની આશા પણ ન રાખી શકાય. પરંતુ એનો અર્થ એમ નથી કે, આપણા દેશમાં કોઈ ખાસ પ્રકારની પોતાની એકતા-ગાંઠ કે અસ્મિતા જ નહોતી. આપણે ત્યાં એક બહુવિધ ને બહોળા છતાં આખા જનસમુદાયની એક-સંસ્કૃતિ ઘડવાની ઢબે રચાતી ને સ્થપાતી એકતા પ્રાચીન કાળથી ને પ્રયત્નપૂર્વક સેવાતી આવી છે, એમ વિચારકોએ ઇતિહાસમાંથી સમર્થન કરીને બતાવ્યું છે. અને એ સર્વ-સમન્વયી સાંસ્કૃતિક બળને જોરે સામાજિક, ધાર્મિક, આર્થિક વગેરે ભેદોને જીતીને દૂર કરવા સતત પ્રયત્ન થતા રહ્યા છે.

પણ રાજકીય ભેદોનું શું? — એ સવાલ ઊઠે છે. આવી એકતાબુદ્ધિ ત્યાં કેવું કામ કરતી? આ બળ-અને-પ્રજા-સંગઠન-પદ્ધતિ રાજકારણી ક્ષેત્રને અમુક ખાસ દૃષ્ટિએ જોતી, તેને એક પ્રકારની મર્યાદામાં જ કદર કરતી, એમ કહેવું જોઈએ. નીચેના ભાવનાં અનેક જોવા મળતાં કથનોમાં આ મર્યાદાને જ દોરવામાં આવે છે.—

'કોઈ પણ પરકીય લોક આપણી ઉપર સવારી કરો, અને આપણાં રાજ્યો દબાવી પાડો; પરંતુ આપણી ગ્રામસંસ્થા, ધર્મસમજ, રીતરિવાજ, વતનહકમાં જ્યાં સુધી રાજકર્તા હાથ ઘાલે નહિ ત્યાં સુધી, તે લોકો કોણ છે, શું કરે છે, તેની પંચાત આપણે કરતા નથી!' — ખરે

(કેળકર કૃત 'મરાઠા વ અંગ્રેજ'ની પ્રસ્તાવના પા ૩)

કેટલાક વિચારકોએ આ પ્રકારની, રાજકારણી ક્રાંતિઓથી નિરપેક્ષ કે ઉપેક્ષા કરનારી, સમાજ કેરાષ્ટ્ર-વ્યવસ્થાને આપણા સંગઠનની ખાસિયત કહી છે. અને એની નોંધ અંગ્રેજોએ પણ લીધી છે. પ્રજા પોતાનું જીવન વ્યવસ્થિત રાખે અને મહેસૂલી ગરજ પૂરતી રાજસત્તા તેમને પ્રત્યક્ષ દેખાય, તો જેને આજે પ્રજાના રાજકારણી ગુણો આપણે કહીએ, એવા ગુણો તે ન કેળવે — કેળવવાની તેને જરૂર ન ભાસે. પરંતુ તેવા સમુદાયમાં વિદ્યમાન રાજકારણી ભેદોના નિવારણમાં પણ ઉપરની સાંસ્કૃતિક સંગઠન પદ્ધતિ સાવ કામ જ નહોતી કરતી એમ નથી. એની ઢબ આજના સ્વદેશાભિમાનને મળતી નહોતી એટલું જ; શ્રી. ખરે તે પ્રસ્તાવનામાં આગળ કહે છે એમ, તેમાં રાજ્યાભિમાન હતું એમ કહેવું જોઈએ. હિંદની પ્રજા પ્રધાનપણે એક રાજકારણી સમૂહ તરીકે પોતાને માનીને એવું જ વર્તે છે, એમ બતાવી શકાય. ઉપર પ્રમાણેનું જૂનું સંગઠન જ સમાજનું જો ચાલુ રહેત, તો આ ઘટના બહુ વિક્ષેપક કે નાશક ન બનત. પરંતુ અંગ્રેજોના આગમનથી એક નવું જ તત્ત્વ તેમાં ઉમેરાયું. ને તેથી એ સમાજમાં એક નવું જ રસાયણ જાણે કે રેડાયું, જેને લઈને પેલી જૂની પ્રાચીન સંગઠન-પદ્ધતિની ખાસ બાબતો નવે રૂપે દોષ ને ઊણપ તરીકે દાખવવા લાગી. પશ્ચિમ અને પૂર્વનો સંઘર્ષ જે કહેવાય છે એ જ એક મહાન ક્રાંતિનો પ્રારંભ થયો, એમ કહો તોય બરોબર છે.

આવી સ્થિતિ ભેદચતુર ત્રીજા ને પરાયી સંસ્કૃતિવાળા રાજ્યાભિમાની પક્ષને માટે બારે લાભનારી બને. અને અંગ્રેજોના આવવાથી હિંદના ઇતિહાસમાં પહેલી વાર તે ઘટના કાબેલ વિક્ષેપરૂપે દાખલ થાય છે. મુસલમાનો દેશમાં આવતાં ત્યારની હિંદી પ્રજાને ધર્માભિમાની ને ઝનૂની લડાયક પ્રજાઓનો સામનો કરવાનો આવ્યો. લગભગ સાત

સૈકાં સુધી એ ઘમસાણ ચાલ્યું. એમ લડી વઢીને અંતે તે નવી પ્રજાઓ અહીં જ રહી એક હિંદી પ્રજા બનવાને માર્ગે પડી. (આ બાબતમાં વિસ્તારથી ચર્ચા માટે જુઓ મારા પુસ્તક 'જપજી'નો આદિ નિબંધ.)

ખ્રિસ્તી ગોરી પ્રજા રાજકારણ ને વેપારમાં (ને તે રીતે દેશના સમગ્ર જીવનમાં) દાખલ થતાં, સાંસ્કૃતિક એકતા અને સમભાવ સાધી જીવન સંગઠનારી હિંદી પ્રજા માટે, સામા બળરૂપે કામ કરતી, અમુક જાતીય કે વર્ણાભિમાની એકતાવાળી, નાની અને દેશાભિમાની, ભેદ-પ્ પ્રજાનાં પાનાં પડ્યાં. ઇસ્લામી આગમન પછી આ એક બીજો નવો પચાવવાનો અનુભવ હતો. ઇસ્લામે હિંદુધર્મની ધાર્મિક સંગઠન રીતિને ધક્કો પહોંચાડ્યો; અંગ્રેજ રાજ્યસંગઠન નીતિએ આપણી જૂની રાજકારણી ઉપેક્ષાવૃત્તિ પર પૂરો પ્રહાર કર્યો. એક એક ક્ષેત્રમાં અને બીજાએ બીજા જીવન-ક્ષેત્રમાં એક નવા સમન્વયની સમસ્યા ઉઠાવી. આ બે નવી સમસ્યાઓને એકતાની વિશાળ સાંસ્કૃતિક દૃષ્ટિથી ઉકે ધર્મકારણ અને રાજકારણમાં પાછા સ્વસ્થ થઈ સ્વતંત્ર બનવું, એ અર્વાચીન યુગમાં આપણા દેશ સામે ઇતિહાસે મૂકેલો પ્રશ્ન છે. એ પ્રશ્નનો પ્રથમ યુગ એટલે રજવાડી હિંદનો પરાજય, અને તેની કમ-તાકાત અને અનાવડતના પાયા ઉપર બ્રિટિશ સામ્રાજ્યની રચના પછી આવતો તેનો બીજો યુગ એટલે પ્રજાને અંગ્રેજ રાજ્યની વ્યવસ્થા તળે વળેલી કળ, ને તેમાંથી સભાન થતા આવેલી જાગૃતિ, કે જેને પરિણામે આપણા દેશનો ઇતિહાસ-પ્રશ્ન પ્રજા આગળ ચલાવે છે હિંદનો અર્વાચીન ઇતિહાસ એટલે આ બે યુગોનો ઓતપ્રોત વણાયેલો એકપ્રવાહ ઇતિહાસ.

એટલે, મૂળ પ્રશ્ન પર આવીએ તો, રાષ્ટ્રનિષ્ઠા એ પણ સંસ્કૃતિ-નિષ્ઠાનું એક અંગ છે, અને તે તરીકે, રાજનિષ્ઠા, સ્વામીભક્તિ નિમકહલાલી, ઇત્યાદિ આપણા જૂના ગુણોની સાથે, તેને પણ કેળવવી જોઈએ, એ ખરું. પરંતુ તે જ એકમાત્ર તો અવગુણ જ છે, એ જગતનો અદ્યતન અનુભવ છે. તે હિસાબે, હિંદની વિશાળ સંસ્કૃતિનિષ્ઠા ભલે પોચી ને ગરીબ લાગે, છતાં ઇતિહાસની સનાતનતાના ત્રાજવામ

એ આજે ઉપર આવે છે અને જગત એ તરફ વળતું જાય છે આપણી એકતાને સરખામણી આપવી હોય તો, અમુક અંશે યુરોપના ગ્રીસ રોમના પાયા પર રચાયેલા ખ્રિસ્તી રાષ્ટ્રો જેવી છે, પણ તે રાષ્ટ્રોમા પણ રાજકીય એકતા તો નથી જ, બલ્કે તેનો અભાવ જ છે તે રીતે જોતા, હિંદમા તેનાથી કદાચ વધારે એકતા ને મેળ જણાશે, કારણ કે આપણે ત્યાની સંસ્કૃતિશક્તિનો રાજકારણ પર પણ પ્રભાવ હતો જ મોગલ બાદશાહો વિષે નામનો પણ ઉપરીભાવ જે હતો તે આનુ ઉદાહરણ છે યુરોપના લોકો આજે એવો કાઈંક યુરોપવ્યાપી સાસ્કૃતિક પ્રભાવ ખોળે છે આપણી પાસે તેનું પાયારૂપ ચણતર હતું એમ કહી શકાય. ખૂટે માત્ર સ્વતંત્ર રાજકીય સમૂહ તરીકે પણ ફાવવાના ગુણ તે સારુ આપણે નિશાનો એક નવો પ્રકાર ખીલવવો જોઈએ અર્વાચીન હિંદના ઇતિહાસમા એનો વિકાસ પણ સ્પષ્ટ દેખાય છે એક બાજુથી રાજાઓ ફૂટયા ને ઘર ખોયુ તો તેમા જૂના ટકગતી ને જુનવાણી પદ્ધતિના રાજસગઠનનો અંત જોઈ શકાય છે, પરંતુ તે કાઈ હિંદી પ્રજાધરનો — એટલે કે સંસ્કૃતિના બળે ટકતા હિંદનો — અંત નથી. એની દૃષ્ટિએ જોતા, આ તો માત્ર પ્રાચીન લોકસંગઠનમા પેતા ઉપેક્ષાપાત્ર માનેના રાજકીય અંગમા જ પરિવર્તન થયુ આ ફેરફમા નવીનતા જે આવી તે એટલી જ કે, એ લોકસંગઠનમાથી જ ઊછરીને તૈયાર થયેલી કોઈ જમાત કે જૂથ રાજસત્તા મેળવતા નથી, પરંતુ આ નવુ રાજકારણી જૂથ બધી જ રીતે નવીન હતું, એટલે, 'ઘર ફૂટયે ઘર જાય' — એ કહેવત, અત્યારે તો મોગલ મરાઠા સત્તા પડતા, જે રજવાડા ઊભા થયા તેમને માટે લાગુ પડે છે હિંદની પ્રજા એક રાજકીય બળ તરીકે તે સૈકામા જોવા મળતી નથી, તેનો યુગ ત્યાર પછી ૧૯મા સૈકાના ઉત્તરાર્ધે આવે છે

આ નોધરૂપ આડ-વાત અહી ઉમેરવાનુ કારણ એ છે કે, આથી બીજી રીતે વિચારતા હિંદના ઇતિહાસનું બીજું કશું સુસંગત તત્ત્વ કે વિકાસબીજ યા ટકાવબળ મળતું નથી અને આપણો અર્વાચીન ઇતિહાસ એથી બીજી રીતે સુસંબદ્ધ સમજી પણ ન શકાય એમ લાગે છે

## ખંડ ૩

# ગોરા વેપારી રાજકારણમાં પડ્યા

"કોઈ પણ દેશમાં જ્યારે રાજસત્તા તૂટી પડે છે અને અરાજક બેસે છે, ત્યારે સામાન્ય ધારો એ છે કે, દેશમાં જે કોઈ સંગઠિત બળો બાકી રહ્યાં હોય, તેમની અંદરોઅંદર પછી તકરાર ચાલે છે, અને તેમાંથી સૌથી સબળ હોય તે દેશની રાજ્યસત્તા ગોઠવે છે"

— **પ્રો. સીલી 'એક્સ્પાન્શન ઑફ ઇંગ્લંડ', પા ૨૦૮**

"સત્તરમા સૈકાની મોટી વેપારી કંપનીઓ, સમસ્ત બિનખ્રિસ્તી જગતમાં વેપાર અને મુલકને માટેની સ્પર્ધાને સારુ, પોતપોતાના રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ ધરાવતા એજન્ટો અને તેના હિત માટે મથનારી સંસ્થાઓ હતી, એ હેતુ કાંઈ વધારેપડતુ નથી"

— **લાયલ પા. ૭૦**

"કંપની બહાદુર વેપારમાં ને લડાઈના કામમા કુશળ હતી. તેમાં તેને નીતિઅનીતિની નડતર ન હતી વેપાર વધારવો અને પૈસા કમાવા એ તેનો ધંધો હતો તેમા જ્યારે આપણે મદદ આપી ત્યારે તેણે મદદ લીધી ને પોતાની કોઠીઓ વધારી કોઠીઓનો બચાવ કરવા તેણે લશ્કર રાખ્યું તે લશ્કરનો આપણે ઉપયોગ કર્યો, "

— **ગાંધીજી ('હિંદ સ્વરાજ', પા ૩૮)**

## સાલવારી

૧૭૪૨ ડુપ્લે પાંડીચેરીનો ગવર્નર થયો.
૧૭૪૪ યુરોપમાં ફ્રાન્સ ઇંગ્લંડની લડાઈ જામી.
૧૭૪૬ ડુપ્લેએ મદ્રાસ લીધું
૧૭૪૮ નિઝામ-ઉલ મુલ્ક અસફઝાનું મરણ
૧૭૪૯ ફ્રાન્સ ઇંગ્લંડની યુરોપમા સંધિ તે રૂએ મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું
૧૭૫૦ દક્ષિણ ભારતમાં ગાદીવારસાનું યુદ્ધ જાગ્યું — ગોરાઓ તેમાં ભાગ લે છે
૧૭૫૧ ડુપ્લેનો વિજય પોતાના પગનો નિઝામ ગાદી ઉપર બેસાડયો.
ક્લાઇવ આર્કટનું રક્ષણ કરે છે કર્ણાટકમાં અંગ્રેજો ફાવ્યા.
૧૭૫૩ નિઝામે ઉત્તર સરકાર ફ્રેન્ચોને આપ્યો — લશ્કરી મદદના કરાર પેટે
૧૭૫૫ ડુપ્લેને ફ્રાન્સ પાછો બોલાવી લીધો.
દક્ષિણ ભારતના ગોરા વેપારી વચ્ચેના ઝઘડાનો એક વાર અંત આવ્યો.

# ૧

# દક્ષિણ ભારતમાં શરૂઆત

'દક્ષિણમાં મોગલ સામ્રાજ્ય કદી સ્થપાયું જ નહોતું એમ લાગે છે.'

—સીલી

મોગલ રાજ્ય ગબડવાની પહેલી અસર દક્ષિણ ભારતમાં જણાઈ. અને એમાં નવાઈ નથી. વિજ્યનગરનું રાજ્ય ૧૬મા સૈકામાં તૂટ્યું, ત્યાર પછી તેની જગાએ નાના નાના અનેક રાજા થયા, જે નાયક કહેવાતા હતા. બિજાપુર અને ગોલકાંડાનાં મુસલમાન રાજ્યો ઔરંગઝેબના જ વખતમાં છેક છેવટે જિતાયાં હતાં; અને મરાઠા સત્તાએ મોગલો સામે બળવો ઉઠાવ્યો હતો, તેની અસર દક્ષિણ ઉપર સારી પેઠે હતી. એટલે મધ્યસ્થ સરકાર નબળી પડતાં આખા દેશમાં પહેલી અવ્યવસ્થાની શરૂઆત દક્ષિણ ભારતમાં થાય, એ બનવા જોગ હતું. બાદશાહના નિઝામ–ઉલ–મુલ્કનું પદ છોડીને અસફઝા હૈદરાબાદ આવ્યો અને દખ્ખણ આખાનો સૂબો બન્યો. પરંતુ તેને મરાઠાઓ જોડે હિસાબ પતવવાનો હતો, કેમ કે ૧૭૦૭ પછીના નબળા મોગલ બાદશાહે તેમને દક્ષિણમાં ચોથ ઉઘરાવવાનોય અધિકાર આપ્યો હતો. આથી દક્ષિણના સર્વોપરીપણા માટે મરાઠાઓ અને નિઝામ જોડે સતત યુદ્ધ ચાલ્યા કર્યું. પરિણામે એકે વ્યવસ્થા રહી નહિ. બલ્કે, અંગ્રેજી રાજ્યની સ્થાપનાનો ઇતિહાસકાર લાયલ આ બે દેશી સત્તાઓ વચ્ચેની પોતાના જ પગ ભાગનારી સ્પર્ધાની સમીક્ષા કરે છે કે,

"દક્ષિણ પ્રાંતમાં મોગલ સામ્રાજ્ય છેવટે અદશ્ય થયું હતું. બધી મુસલમાન સત્તાઓ પર ચઢી બેસીને એમની પર રાજ્ય ચલાવવા દ્વારા પરદેશી હકૂમતને આવવાનો માર્ગ મોકળો કરવાના મિશનવાળા મરેઠાઓ આખો પ્રદેશ ખૂંદી વળી એની શક્તિ ધોઈ કાઢતા હતા."

અને અંગ્રેજો પણ સમય વર્તી મરાઠાઓ જોડે સારાસારી રાખવાનું ચૂક્યા નહિ. કારણ કે, અંગ્રેજોને પાકી ખબર હતી કે, મોગલ રાજ્ય તૂટ્યા પછી જો ગોરાઓ વચમાં ન હોત તો તે આખું રાજ્ય મરાઠાઓ લઈ લેત. આ મતના સમર્થનમાં લાયલ ઈ. સ. ૧૭૫૬માં મદ્રાસકોઠીના પ્રમુખે લખેલો પત્ર ટાંકે છે કે, "જો યુરોપિયનો વચ્ચે ન પડે તો, અમે સમજીએ છીએ કે, મરાઠાઓ આખા મોગલ સામ્રાજ્યને તો ક્યાંય પહોંચી વળે એવા છે." (તેનો ઇતિહાસ પા. ૧૩૬)

અને લાયલ એક બીજી વસ્તુ કહે છે — "દક્ષિણનું દેશી લશ્કર, બાહુતી, અવ્યવસ્થિત અને અધૂરાં શસ્ત્રોવાળું ખાલી ટોળું હોય, તેના કરતાં સારું નહોતું." અને આપણે જોઈ ગયા કે, હિંદમાં નૌકાસૈન્ય ન હોવાથી "કિનારા ખુલ્લા અને અરક્ષિત પડ્યા હતા."

દેશી રાજ્યો પણ સમજ્યાં હતાં કે, ગોરાઓ ખુશ્કી તથા તરી લશ્કરની બાબતમાં પોતાથી ચડિયાતા છે. તેથી કેટલાંક રાજ્યોમાં લશ્કરને તાલીમ આપવા સારુ ગોરા (મોટે ભાગે ફ્રેંચ) અમલદારો રાખવાની શરૂઆત થઈ હતી. અને હવે સૌ નબળાં પડતાં, તેમણે એક નવી શરૂઆત એ કરી કે, આ ગોરા વેપારીઓના કિલ્લાનાં તેમનાં લશ્કરને પોતાના અંદર અંદરના ઝઘડાઓમાં મદદે બોલાવવાં. આ છેલ્લી બાબત* હવે પછીના હિંદના ઇતિહાસને નવી જ દિશામાં ઘડનાર નીવડી.

ગોરા વેપારીઓ પણ આ દશા તરત પામી ગયા. તેમણે જોયું કે, મધ્યસ્થ સરકાર હવે રહી નથી, પરંતુ તેની પાસેથી મળેલા અધિકારને નામે, જો પોતામાં જોર હોય તો, રળી ખવાય એમ છે; અને આ કાર્યને માટે દેશી રાજાઓમાં પણ પગપેસારો, તેઓના જ નોતરવા દ્વારા, કરી શકાય એમ છે.

* આ નવી બાબત શરૂ કરનારા કદાચ પ્રારંભમાં ન સમજ્યા કે, તે નાનીશીક લાગતી વસ્તુ કાળાંતરે ક્યાં જઈને પહોંચાડશે. કદાચ, ગોરા વેપારીને પોતાના રાજ્યના બીજા સામાન્ય રોક વેપારી જેમ જ સમજીને તે વર્ત્યાં. આ ભૂલ થવામાં કારણ એ લાગે છે કે, ગોરા લોકની દેશદશા તથા રાજકારણી નીતિરીતિ વગેરેનું આપણા રાજાઓને અજ્ઞાન હતું. તેથી તેઓ પામી ન શક્યા કે, આ લોકના વેપાર પાછળ તો રાજ્ય અને રાજકારણ પણ છે.

હિંદના આ ગોરા વેપારીઓમાં હવે બે જ રહ્યા હતા — ફ્રેંચ અને અંગ્રેજ? દક્ષિણ ભારતમાં કોરોમંડળ કિનારે બેઉએ કિલ્લા બાંધીને પડાવ નાંખ્યો હતો. બેઉ સરખા જામેલા હતા. ઉપર વર્ણવેલા નવા સંજોગો નીપજતાં, તેમાંથી પૂરો લાભ લેવાની શરૂઆત ફ્રેંચ વેપારીઓએ કરી. તેનું એક કારણ છે, જે હિંદના ઇતિહાસ બહારનું હોવા છતાં, સમજવાને માટે મહત્ત્વનું હોઈ ટૂંકામાં જોઈએ.

યુરોપમાં આ કાળે ફ્રાન્સ અને ઇંગ્લંડ આખા જગતમાં જ્યાં જ્યાં ભેગાં હતા ત્યાં ત્યાં બધે મહત્તાને માટે લડતાં હતાં. ઉત્તર અમેરિકામાં બેઉ દેશનાં સંસ્થાનો જોડે જોડે હતાં; આખરે કયા દેશનો ત્યાં ઝંડો રોપાય, તેને માટે બેઉ દેશો ત્યાં લડતા હતા. યુરોપમાં એમની લડાઈઓ તો નવાઈની વસ્તુ જ નહોતી. બે દેશો સૈકાંથી અવારનવાર લડ્યા જ કરતા હતા. હિંદમાં બે દેશો પોતાનું સંસ્થાન જમાવી વેપારમાં વધવા તાકતા હતા; ત્યાં પણ જોડે પડાવ નાખ્યો હતો. આમ ફ્રાન્સને માટે, હિંદનું પોતાની વેપારી કંપનીનું પ્રકરણ યુરોપના એક મોટા રાજદ્વારી પ્રકરણના ભાગરૂપ હતું. અંગ્રેજોને પ્રારંભમાં તો ચોખ્ખો એક વેપારી સોદો જ હતો. તેથી વિલાયતની અંગ્રેજ સરકારે એમાં સીધો હાથ રાખ્યો ન હતો, જોકે આડકતરી બધી મદદ તથા લાભ કંપની પાસેથી તે ઉઠાવતી જ હતી. બે દેશોની આ વર્તણૂકનો ફરક હવે પછીના ઇતિહાસમાં એક મોટી વાત બને છે. એને જ લઈને ફ્રેંચ કંપનીના હાથ ઘણી વાર બંધાઈ જતા, ત્યારે અંગ્રેજ કંપનીના નોકરો જેવી ઘડી તેમ વર્તીને છૂટથી ફાવે તેમ આચરી શકતા હતા, અને તેને માટે તેમની સરકારને જવાબદારી રહેતી નહોતી. તેથી, ફ્રેંચ કંપનીએ દક્ષિણ ભારતની દશાનો લાભ લેવા પહેલ કરી ને એમાં તે આગળ હોવા છતાં, આખરે અંગ્રેજો જ ફાવ્યા. હવે તે ઇતિહાસ જોઈએ.

# ૨

# ફ્રેંચો અને અંગ્રેજો

ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ જાગ્યાના ખબર હિંદમા પહોચ્યા કે તરત, ઈ સ ૧૭૪૫મા અહીં ફ્રેંચો અને અગ્રેજો મારામારીએ ચડ્યા. એમ બે રાષ્ટ્રો વચ્ચે પહેલવહેલુ વેર હિંદની ભૂમિ પર શરૂ થયુ તે તેમા વચ્ચે દૂકા ગાળા આવ્યા છતા સતત ૧૮ વર્ષ ચાલ્યુ તેમાં છેવટે એક પક્ષના હથિયાર હેઠા પડ્યા ને તેને હિંદના ક્ષેત્રમાથી લગભગ તગેડી જ કાઢવામા આવ્યો ”

—લાયલ

ઈ સ. ૧૭૪૧ સુધી દુપ્લે હૂગલી પાસે ચદ્રનગરની ફ્રેંચ કોઠીનો ગવર્નર હતો, તે ૧૭૪૨મા પાડીચેરીનો ગવર્નર નિમાયો એ ભારે શક્તિશાળી અને પહોચવાળો તથા દૂરદષ્ટિનો માણુસ હતો તેણે પોતાની કપનીની લાગવગ અને પ્રતિષ્ઠા સ્થાપવાનો મોકો જોયો, અને ઈ સ. ૧૭૪૪મા યુરોપમા ફ્રાન્સ ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ જાગ્યુ કે તરત તેણે કોરોમડળ કિનારે દરિયાઈ લડાઈ જગવી ૧૭૧૫મા ફ્રેંચોએ મોરીશિયસ ટાપુ મેળવ્યો હતો, ને ત્યા પોતાનું લશ્કરી મથક કર્યું હતું ત્યાનું ફ્રેંચ નૌકાબળ ૧૭૪૬મા પાડીચેરી પહોચ્યુ ને મદ્રાસ પર તેણે હલ્લો કર્યો, ને તેનો કબજો કર્યો દુપ્લેએ જોયુ કે, જો મદ્રાસ સાફ થઈ જાય તો પોતાના પડખાનુ એક ભારે શૂળ જાય પણ અગ્રેજોએ નવાબની મદદ મેળવી, અને પોતાના પ્રજાજનો કહેવાય એવી બે વેપારી પેઢીઓ આમ લડે તે બરોબર નથી એમ જણાવીને કર્ણાટકનો નવાબ અન્વરુદ્દીન વચ્ચે પડ્યો, અને તેણે બેના કજિયામા મદ્રાસ પોતાને પાછુ સોપી દેવા ફરમાવ્યુ દુપ્લેએ એની હા તો ભણી, પણ સોપ્યુ નહિ તેથી નવાબે મદ્રાસ તરફ કૂચ કરી દુપ્લે માન્યો નહિ ને સામે થયો નવાબ પાસે દસ હજારની જગી ફોજ હતી દુપ્લે પાસે હજારની હતી બેઉ ફોજો સેનથોમી યા મૈલાપુરમા ભેગી થઈ પહેલે જ ધડાકે નવાબની ફોજ ભાગી તે પાછુ વળીને

જોયું જ નહિ. નવાબની સેના મુખ્યત્વે હયદળની હતી. દેશી યુદ્ધકળામાં હયદળનું સ્થાન મોટું મનાતું. પણ ગોરાઓની બંદૂકો ને તોપોથી સજ્જ એવા પાયદળ આગળ તે નકામું હતું. આમ જે આ લડાઈમાં સિદ્ધ થયું તે થયું. આ એક ભારે ક્રાંતિની વાત હતી. વળી ગોરી ફોજની શ્રેષ્ઠતાની પાકી પારખ થઈ ગઈ, અને દેશી ફોજનો પરપોટો ફૂટ્યો તે ફૂટ્યો. અને તેથી કરીને, ખુશ્કી તથા તરી બેઉ બળમાં ગોરું સૈન્ય દેશી રાજાઓની સેનાને સ્પર્ધતું થયું તે થયું.

દુપ્લેએ હવે (ઈ. સ. ૧૭૪૭) અંગ્રેજોના બીજા કિલ્લા સેન્ટ ડેવિડ પર હલ્લો કર્યો. પરંતુ ત્યાં તે પાછો પડ્યો. અંગ્રેજોની ફોજે સામેથી પાંડીચેરી પર હલ્લો કર્યો; પણ તેઓ પાછા પડ્યા. ત્યાં તો ૧૭૪૯માં યુરોપમાં બે દેશો વચ્ચે સંધિ થઈ, તેમાં અમેરિકામાં પોતે ગુમાવેલા એક ફ્રેંચ શહેર પેટે ફ્રાન્સે અંગ્રેજોને તેમનું મદ્રાસ પાછું સોંપ્યું. દુપ્લેને આ ન ગમતી વાત થઈ. છતાં તે હિંમત હાર્યો નહિ. બેઉ પ્રજાઓએ પોતાની ખડી ફોજો, સંધિ થવાથી જે નવરી થઈ ખોટકાઈ પડી હતી, તેમનો હવે નવો ઉપયોગ શોધી કાઢ્યો. આ ઉપયોગ વિલક્ષણ હતો, કેમ કે બેઉ સામસામે લડવા છતાં નથી લડતા, એવું મનાતું હતું! આ ઉપયોગ તેમને હિંદની રાજદ્વારી નબળાઈમાંથી જડ્યો હતો.

ઈ. સ. ૧૭૪૯માં તાંજોરના મરાઠા રાજવંશના એક નબીરાએ અંગ્રેજોને એક ગામ આપવાનું કરીને એવી માગણી કરી કે, પોતાને તાંજોરની ગાદીએ બેસવામાં અંગ્રેજો મદદ કરે. નદીના મુખ પર હોવાથી અંદરના વેપારના કારણે આ ગામ (દેવી-કોટાઈ) કાંઈક કીમતી થશે એમ માની, અંગ્રેજ સેનાને આ કામમાં વાળવામાં આવી. અંગ્રેજોને પેલા ગામનો કબજો મળ્યો, પણ રાજા થનાર તો હતો તેવો જ રહી ગયો.

ફ્રેંચ ગવર્નર આના કરતાં મોટો સટ્ટો ખેલવામાં પડ્યો હતો. ઈ. સ. ૧૭૪૮માં પહેલો નિઝામ અસફઝા મરણ પામ્યો, એટલે વારસા માટે અસફઝાના દૌહિત્ર મુજફ્ફરજંગ અને તેના બીજા પુત્ર નાસીરજંગ વચ્ચે ઝઘડો થયો.

તેવો જ બીજો ઝઘડો નિઝામ તાબાની કર્ણાટકની નવાબીમાં જાગ્યો. કર્ણાટકમાં ઈ. સ. ૧૭૪૧ અગાઉ મરાઠા સત્તાએ હાથ નાખ્યો હતો. આથી ત્યાં બહુ અવ્યવસ્થા ચાલતી હતી. અસફઝાએ ઈ. સ. ૧૭૪૩માં ચડાઈ કરી અન્વરુદ્દીન નામના પોતાના માણસને નવાબ નીમ્યો. આપણે જોયું કે, શરૂમાં જે અંગ્રેજ–ફ્રેંચ યુદ્ધની વાત આવી તેમાં આ નવાબ હતો.

ઈ. સ. ૧૭૪૮ના અરસામાં, ચંદાસાહેબ નામનો કર્ણાટકના જૂના નવાબી કુટુંબનો એક વારસ ૭ વર્ષથી સતારામાં મરાઠાઓની કેદમાં હતો, તે છૂટયો. તે હોશિયાર માણસ હતો. અસફઝા ગયો, એટલે તેણે હવે કર્ણાટકની નવાબી અન્વરુદ્દીન પાસેથી પડાવી લેવાનું ધાર્યું. તેને સારુ, નિઝામની ગાદીના ઝઘડાનો લાભ જોઈ, તેણે મુજફ્ફરજંગની દોસ્તી કરી, અને બેઉએ ઠરાવ કર્યો કે, ફ્રેંચની મદદથી બેઉએ પોતપોતાની ગાદીનો સ્વાર્થ પાર પાડવો. આમ ડુપ્લેને માટે એક મોટું ઠારબારું ઊભું થયું.

બેઉ દોસ્તોએ ફ્રેંચની ખડી ફોજની મદદથી અન્વરુદ્દીન પર ચડાઈ કરી તેને (અંબૂરની લડાઈમાં) ઈ. સ. ૧૭૪૯માં હાર કર્યો. મરનાર નવાબ અન્વરુદ્દીનનો છોકરો મહમદઅલી જીવ લઈને નાઠો, ને ત્રિચિનાપલ્લીના કિલ્લામાં ભરાયો.

આ સ્થિતિમાં અંગ્રેજો બેઠા તો રહી ન શકે. તાંજોરમાં પોતે શરૂ કરેલી રાજરમત પરથી પાઠ લઈને ડુપ્લેએ તેનાથી મોટો દાવ હવે નાખ્યો હતો. સામેથી જો અંગ્રેજો ન ખેલે તો ફ્રેંચોને તો ટાઢે પાણીએ ખસ જાય. તેથી અંગ્રેજોએ બેઉ સામાવાળિયા વારસોનો સાથ લીધો. નાસીરજંગને નિઝામત માટે અને મહમદઅલીને કર્ણાટક (યા તેની રાજધાની આર્કટ)ની નવાબી માટે મદદ કરવી, એ હવે અંગ્રેજ વેપારીઓનો મુખ્ય વ્યાપાર બન્યો. આમ યુરોપનાં બે શાંત રાજ્યોના આડતિયાઓએ તે શાંતિને માન આપ્યું; અને છતાં નવરાં લશ્કરોને, દેશી રાજાઓને ખરચે, પણ પોતાના લાભ માટે રોકી દીધાં!

નાસીરજંગે નિઝામના પુત્ર તરીકે બાપાની ગાદીનો કબજો તો કરી લીધો હતો, અને તેથી નિરાંત સમજીને અંબૂરની લડાઈ વખતે તે

હાર્યો નહોતો. આ ભૂલ છે એમ અંગ્રેજો એને ઘણું સમજાવતા હતા, પણ તે અડગ રહ્યો હતો. પણ જ્યારે કર્ણાટકનું પતવી ડુપ્લે અને મુજફ્ફરજંગ તથા ચંદાસાહેબ નિઝામ તરફ વળશે એ તેણે જોયું, ત્યારે તે હાર્યો, અને કર્ણાટક પહોંચી મુજફ્ફર (તેના ભાણેજ) ને કેદ કર્યો, અને પોતે (૧૭૫૦) આર્કટમાં જ ગયો. ૭ માસ પછી ડુપ્લેએ ફરી આર્કટ પર ચડાઈ કરી. આ વખતે નાસીરજંગના સરદારોમાં તથા લશ્કરમાં ફૂટ પડી અને તે લડાઈમાં મરાયો. તેની કેદમાં પડેલો મુજફ્ફરજંગ હવે છૂટો થયો, અને ફ્રેંચોના આશરા તળે પાંડીચેરીમાં જ નિઝામ (૧૭૫૧) તરીકે જાહેર થયો. આમ ડુપ્લે આખા દક્ષિણના મોગલ સૂબેદાર કહેવાતા નિઝામનો જ કબજો મેળવી પોતે જ ખરેખરો સૂબો બની બેઠો.

આને પાકે પાયે ગોઠવવા ડુપ્લેએ બૂસી નામના ફ્રેંચ સેનાપતિના આશરા તળે નવા નિઝામને તેની રાજધાની ઔરંગાબાદ વિદાય કર્યો. રસ્તામાં જ મુજફ્ફરજંગ એક ઝપાઝપીમાં મરાયો પહોંચેલ બૂસીએ લાગલો જ અસફઝાના સલાબતજંગ નામના બીજા છોકરાને તેની જગાએ નિઝામ જાહેર કરી, ફ્રેંચ આશરા તળે દક્ષિણની ગાદી ઉપર બેસાડી દીધો.

આ ફ્રેંચ આશરાની હકીકત ખાસ ધ્યાન ઉપર લેવા જેવી છે. એમાં એવું એક નવું ધોરણ સમાયેલુ છે કે જે આગળ ઉપર લોર્ડ વેલેસ્લી લશ્કરની સહાયકારી પદ્ધતિ તરીકે અંગ્રેજોના લાભમાં વાપરે છે. બૂસી ઔરંગાબાદમાં નિઝામના સલાહકાર તરીકે સાત વર્ષ (ઈ. સ. ૧૭૫૮ સુધી) રહ્યો. તેની સાથે રહેતા લશ્કરના ખર્ચ પેટે નિઝામે તેને (ઈ. સ. ૧૭૫૩) ઉત્તર સરકાર કહેવાતો દરિયાકિનારાનો પ્રદેશ આપ્યો. આમાંથી જોકે બહુ આવક થતી નહોતી, છતાં લડાઈઓના આ કાળમાં ડુપ્લેના ભીડમાં રહેતા હાથને આથી ઠીક રાહત મળી હશે. દેશી રાજ્યોમાં પોતાનું ચલણ તેમને જ ખર્ચે કરવાની આ ગોરી પદ્ધતિ, થોડાક સુધારાવધારા સાથે, વેલેસ્લીની હિંદનાં બધાં રજવાડાં જીતી લેવાની પદ્ધતિ આગળ ઉપર બને છે. હિંદના પરદેશી રાજના પાયારૂપ આ લશ્કરી યોજના ફ્રેંચોએ શોધી; પણ અંગ્રેજોએ

વાપરી જાણી અને એવી જ કીમતી બીજી શોધ* દેશી લડાયક વર્ગોને પોતાના લશ્કરમા લઈ, તેમને તાલીમ આપી, તેમના જ દેશને વશ કરવા માટે ભાડૂતી સેના તૈયાર કરી કામમા લેવાની હતી. તે શોધ પણ ફ્રેંચ ગવર્નર દુપ્લેને ભાગે જ જાય છે. પણ તેનોય પાકો લાભ તો અગ્રેજોએ ઉઠાવ્યો

## ૩

## હિંદી સિપાહીની શોધ

"નોધાયેલુ મળે છે કે, ગમે તેટલી સખ્યામા (હિંદમાથી) પાયદળ ભરતી કરી શકાતુ હતુ, જોકે લાબી કૂચ કરવાની હોય તો ઢગલાબધ તેમાથી નાસી પણ જતા એ ખરુ, અને (અફગાન તાર્તાર, ઇરાની તથા મરાઠા એ) હિંદનુ ઉત્તમ ઘોડદળ, ૬ અઠવાડિયાની નોટિસે, જોઈએ તેટલુ — અરે, ઘણુ તો શત્રુની સેનામાથી પણ — મળી શકતુ પરતુ અગ્રેજ સેનાપતિઓ મુખ્યત્વે હિંદના લોકોમાથી જ પોતાને જોઈતુ પાયદળ ભરતી કરતા, મધ્ય એશિયાના વધારે દુર્દાન્ત લોકો કરતા તેઓ ઘણુ કરીને વધારે નિમકહલાલ અને વધારે તાલીમ લઈ શકે એવા હતા — લાયલ

પોતાના વળનો નિઝામ ગોઠવીને દુપ્લેએ માન્યું કે, તેના તાબાના કર્ણાટકના નવાબનો સવાલ હવે ઊકલી જશે. પરતુ નિરાંતે નિઝામને ત્યા ગોઠવાયેલા દુપ્લે સામે પોતાનો બચાવ કરવા માટે હવે અગ્રેજોને એ જ બહાનાનો આધાર રહ્યો હતો તેમણે ત્રિચિનાપલીમા પુરાયેલા મહમદઅલીનો પક્ષ છોડ્યો નહિ. એટલે દુપ્લેની ધારણા×

* 'હિંદને જીતવા માટેની બે મહત્ત્વની શોધો — ૧ યુરોપીય શિસ્ત સામે લશ્કરની નબળાઈ, ૨ યુરોપિયનો નીચે દેશીઓને નોકરીમા રાખી તે શિસ્ત તેમને શીખવવાની સરળતા. આ બેઉ શોધો ફ્રેંચોએ કરી હતી" — મિલ

× "એનો તાત્કાલિક ઇરાદો એ હતો કે, મદ્રાસ પાડીચેરી જે પ્રાંતમા આવ્યા હતા તે કર્ણાટકમાં એવો રાજા બેસાડવો કે જે ફ્રેંચ આશરે હોય. અને એનો દૂરનો ઇરાદો એ હતો કે, નિઝામના જ દરબારમા ફ્રેંચ પક્ષનું જોર સ્થાપવુ, નામનું પણ કર્ણાટક એને જ તાબે હતુ આ બે પગલા ભરીને એ પોતાના દેશનું સ્થિર પ્રભુત્વ હિંદમા સ્થાપવા ઇચ્છતો હતો' — લાયલ

ધૂળમાં મળી, અને પછી તેને લડાઈ કરવી પડી. તેમાં તે નાસીપાસ થયો અને તેને બદનામી મળી, કેમ કે ફ્રાન્સની સરકારે એને ગવર્નરપદેથી ખેંચી લઈ, બીજો માણસ મોકલ્યો. (ઈ. સ. ૧૭૫૫)

આથી અંગ્રેજોને જોકે ફ્રેંચો તરફની કાયમી નિરાંત ન થઈ, છતાં સારના રાજાઓમાં તેમની લડાયક આબરૂ વધી. પરંતુ તેથી મોટો ફાયદો તો બીજો થયો. આ લડાઈમાં અંગ્રેજોને ક્લાઇવ જેવો કુશળ સૈનિક જડ્યો; અને બીજું, હિંદની વસતીમાં, આપણને જોઈતી સેના મેળવી શકાય, એવો અખૂટ ઝરો પડ્યો છે, એ વાત અંગ્રેજો અનુભવે શીખ્યા.

ક્લાઇવે જે લશ્કરથી આર્કટની આ લડાઈમાં કામ લીધું તેનો મોટો ભાગ કાચા દેશી સિપાહીઓ હતા. ડુપ્લેએ જોયું કે, હિંદના દેશી લોકોને જો નિયમિત પગાર આપીએ, તો તેઓ પરદેશી લોકના લશ્કરમાં ભરતી થવા ખુશી છે; એટલું જ નહિ, તેઓને યુરોપી ઢબની લશ્કરી તાલીમ અપાય તો સારા ગોરા લશ્કર જેવા થઈ શકે છે. આ શોધનો લાભ ક્લાઇવે લીધો. તેણે પોતાના હાથ તળેના તાજા ભરતી કરેલા દેશી સિપાહીઓને તાલીમ આપી તૈયાર કર્યા, અને એમની શક્તિનો પ્રત્યક્ષ પાઠ કર્ણાટકના આ યુદ્ધમાં બતાવ્યો.

મહમદઅલી ત્રિચિનાપલ્લીમાં પડ્યો હતો, એટલે ચંદાસાહેબ અને ફ્રેંચોએ તે કિલ્લા પર હવે પ્રયાણ (ઈ. સ. ૧૭૫૧) કર્યું. મહમદઅલીએ પોતાની તૈયારી સારી કરી હતી. અંગ્રેજોની મદદ તો તેને હતી જ. ઉપરાંતમાં તેણે તાંજોર અને મૈસૂરની મદદ પણ મેળવી રાખી હતી. આથી ડુપ્લેએ ધારેલું તેથી ઊલટું જ બન્યું. (૧૭૫૨) તેને કિલ્લો છોડી પાછા હઠવું પડયું, અને ચંદાસાહેબ જીવતો પકડાઈ ગયો; જેને તાંજોરના એક સરદારે ઠાર કર્યો. છતાં ડુપ્લેએ યુદ્ધ ચાલુ રાખ્યું. મુશ્કેલીઓમાં તેની પ્રતિભા ઓર ખીલતી, એમ એના ચરિત્રકાર કહે છે. પણ હવે મુશ્કેલી બીજી રીતની આવી અને તે માટે તે લાચાર હતો.

ઈ. સ. ૧૭૪૯થી શરૂ થયેલું આ યુદ્ધ ઇંગ્લંડ અને ફ્રાન્સની સરકારની રજા કે જાણ વગર હતું. તે બે રાજ્યો ત્યારે યુરોપમાં લડતાં

નહોતાં, છતાં તેમના પ્રતિનિધિ હિંદમાં લડતા હતા, તે આંતરરાષ્ટ્રીય કાયદા બહાર હતું; તેથી બેઉ સરકારોએ એ તરત બંધ કરાવ્યું. પણ તેથી યુદ્ધનું કારણ મટ્યું નહોતું. એટલે 'હુ નહિ કે તું નહિ'— એ કક્ષાએ પહોંચેલુ આ યુદ્ધ માત્ર ખાલી યુદ્ધવિરામ જેવું જ હતું, કેમ કે ૧૭૫૬માં યુરોપમાં બે દેશો વચ્ચે યુદ્ધ શરૂ થયાની ખબર હિંદમાં પહોંચતાંવેંત, અધૂરું રહેલુ આ યુદ્ધપ્રકરણ પાછું શરૂ થયું. અને ૧૭૬૩માં તે પૂરું થયુ તેની સાથે ફ્રાન્સની હિંદી સત્તાનો પણ લગભગ અંત આવ્યો; અને તેની જ સાથે દેશી સત્તાઓમાં પણ તડ પડી, જેનો લાભ હવે લઈ શકાય એમ અંગ્રેજો સમજી ગયા.

# ખંડ ૪થો

# અંગ્રેજ કંપની ફાવી

**[ ૧૭૫૭–૧૭૬૦ ]**

"આવા વિરોષ સંજોગોમાં, કાંઈક ફાવવાની આશા રાખી સામ્રાજ્યને સારુ હામ ભીડી શકે એવી કોઈ સત્તા હોય તો તે ત્યારની ભિન્ન ભિન્ન સ્થાનિક સત્તાઓમાં કેટલાક વેપારીઓની હતી, કે જેમણે બંદરોમાં પોતાની કોઠીઓ નાખી હતી ઇસ્ટ ઇન્ડિયા કંપની પાસે શરૂઆત કરવાની કાંઈક મૂડી હતી. તેની પાસે ધન હતું, બે ત્રણ જિલ્લા હતા, દરિયા પર કાબૂ હતો, અને પોતે એક સંગઠિત મંડળ હોવાનો એક વિરોષ લાભ તેને હતો, એટલે કે, (હિંદના રાજા નવાબો પેઠે) લડાઈમાં કે તાવથી મરી જવાય એવી બીતિ તેને માટે નહોતી"

—સીલી

'લડાઈ અને પ્રેમમાં (અને સ્વાર્થમાં પણ) જે કરીએ તે સારું અને શોભીતું જ હોય છે'

— એક અંગ્રેજ કહેવત

"આ સમયે બનતા બનાવોનો પ્રવાહ આંતરરાષ્ટ્રીય કાયદાના સિદ્ધાંતોના શાસ્ત્રશુદ્ધ પાલનને માટે નોંધપાત્ર નહોતો"

—થૉર્ન્ટન ૧–૩૬૯

# સાલવારી

૧૭૫૬ યુરોપમાં (ફ્રાન્સ ઇંગ્લંડ વચ્ચે) સાત–વરસી યુદ્ધ શરૂ
સિરાજદૌલ્લા કલકત્તા સર કરી અંગ્રેજ વેપારીઓને આમન્યા–ભંગને કારણે
કાઢી મૂકે છે.
કલાઇવ પાછો હિંદ આવ્યો.
૧૭૫૭ અંગ્રેજોએ ચંદ્રનગર ને કલકત્તા લીધું.
(જૂન ૨૩મી) પ્લાસીનું યુદ્ધ
મીર જાફર નવાબ બન્યો.
૧૭૫૮ ફ્રેંચ સેનાપતિ લલી હિંદ આવ્યો.
બુસીને નિઝામ પાસેથી તેણે બોલાવી લીધો.
કલાઇવ બંગાળાનો ગવર્નર બન્યો
૧૭૫૯ શાહજાદો અલી ગોહર બિહાર પર ચડી આવ્યો.
(નવેંબર)—બાદશાહ આલમગીરનું દિલ્હીમાં ખૂન
(ડિસેંબર)—અલી ગોહર શાહઆલમ નામ ધારીને બાદશાહ બન્યો.
૧૭૬૦ (ફેબ્રુઆરી) કલાઇવ વિલાયત પાછો ગયો.
(ફેબ્રુઆરીથી ઓગસ્ટ) અંગ્રેજો અને શાહ આલમ બાદશાહ વચ્ચે લડાઈ
બાદશાહ પાછો પડ્યો.
મીર કાસમને બંગાળાનો નવાબ બનાવ્યો.
મરાઠાઓ દિલ્હી કબજે કરે છે
ફ્રેન્ચોની દક્ષિણભારતમાં હાર—વાન્ડિવાસનું યુદ્ધ.
૧૭૬૧ અહમદશાહ અબ્દલ્લીની ચડાઈ
મરાઠાઓ પાણીપતમાં હાર્યા, અબ્દલ્લી પાછો ગયો.

## ૧

# કલાઇવ

આગળ એક પ્રકરણમાં આપણે ઇતિહાસકાર, વિલ્સનનું એક વાક્ય જોયું, તેમાં કહ્યું હતું કે 'એડવર્ડ્ઝે (બંગાળમાં) જે શરૂ કર્યું તે સૈનિકે પૂરું કર્યું.' આ સૈનિક તે રૉબર્ટ ક્લાઇવ હતો. અંગ્રેજો એને હિંદમાં તેમનું રાજ્ય સ્થાપનાર તરીકે આજ માને છે, અને ત્યારે પણ તેઓ આ સમજ્યા હતા. કેમ કે ઈ. સ. ૧૭૫૨માં આર્કટનો વિજય મેળવી ક્લાઇવ વિલાયત ગયો ત્યાં એને ભારે માન આપ્યુ: બ્રિટિશ સરકારે તેને કર્નલની લશ્કરી પદવી આપી, અને કંપનીએ ઈ. સ. ૧૭૫૫માં મદ્રાસ તાબાના સેંટ ડેવિડના કિલ્લાનો ગવર્નર બનાવીને તેને પાછો હિંદ મોકલ્યો. ૧૭૫૬માં તે પહોંચ્યો ત્યારે તેને માટે હિંદમાં ચારે બાજુ કામ ઊભું હતું.

એક નકામા છોકરા તરીકે તેના બાપે ક્લાઇવને બીજી રીતે નકામો જાણી હિંદમાં ધકેલી મૂક્યો હતો. તે કાળમાં કંપનીમાં એવા માણસો પણ ખપ લાગતા હતા. ઈ. સ. ૧૭૪૪માં તે મદ્રાસ એક ગુમાસ્તા તરીકે ઊતર્યો. આ કામ એને રુચ્યુ નહિ. તે એવા ઉન્મત્ત સ્વભાવનો ઉધમાતી અને કાવાદાવી માણસ હતો કે, ગુમાસ્તી જેવું ધમધમાટ વગરનુ જીવન તેને નીરસ લાગ્યુ; તેથી કંટાળીને એક દહાડો પિસ્તોલથી તે આપઘાત કરવા ગયો, પણ તેમાં બચી ગયો.

પાંચ જ વર્ષ પછી (૧૭૪૮માં દક્ષિણ ભાગતમાં કર્ણાટકની નવાબીના વારસાના ઝઘડા વખતે) તેને પોતાના જીવનું કામ મળ્યું. એ કામ મળતાં તેની શક્તિ તરત ઝળકી ઊઠી. ત્રિચિનાપલ્લીના ઘેરાની અંગ્રેજોની નિગરાશામાંથી તેણે કેવી રીતે માર્ગ કાઢી આપ્યો એ આપણે આગળ જોયુ. હવે એનાથી આગળ વધીને તે કંપનીનું એવું કામ કરી આપે છે, કે જે ખરેખર અંગ્રેજી રાજ્યના આરંભનો પાયો નાંખનાર નીવડે છે.

ઈ. સ. ૧૭૫૬માં તે પાછો આવ્યો ત્યારે કંપનીના ત્રણે કિલ્લાઓ આગળ ઓછીવત્તી આફત ઊભી થઈ હતી. મુંબઈ પાસે આન્ગ્રેની દરિયાઈ સત્તા અંગ્રેજોને ખૂંચતી હતી. નૌકાસૈન્ય સાથે ક્લાઈવ જમીનનું લશ્કર લઈને તેને દાબવા ગયો ને ફાવ્યો. મદ્રાસ પાસે ફ્રેંચનું પાંડીચેરી તો છાતી ઉપર જ હતું. અને દુપ્લેના જવા છતાં અંગ્રેજોના વેપારને હિંદમાંથી સાફ કરવાની ફ્રેન્ચ નીતિ તો ચાલુ જ હતી.* આ સત્તાને નાબૂદ કરવી એ બીજું કામ હતું.

ઈ. સ. ૧૭૫૫માં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે સાત વરસનું યુદ્ધ શરૂ થયું તેની સાથે હિંદમાંય ત્યાંની બે વેપારી કંપનીઓ લડવા લાગી. હિંદમાં તેમનું યુદ્ધ શરૂ થયું ૧૭૫૮માં. દરમિયાન કલકત્તાના ત્રીજા કિલ્લાની ઉપર આવેલી આફત ટાળવાનો ખરો લાગ અંગ્રેજોએ સાધી લીધો, અને તેનું માન (કે અપમાન, તે આગળના પ્રકરણમાં જોઈશું.) મોટે ભાગે ક્લાઈવને જાય છે.

આ આફત ટાળવામાંથી અંગ્રેજોને આખો બંગાળ-બિહાર-ઓરીસા પ્રાંત હાથ આવી ગયો;—ઈ. સ. ૧૭૫૭. દક્ષિણમાં નિઝામને ત્યાં બૂસી જેવા પદે આવ્યો હતો, તેવા જ જોખમના અને ફાયદાના પદ પર બંગાળમાં ક્લાઈવ આવ્યો. (કેમ્બ્રિજ ઇતિ૰ ૫–૧૫૧) પ્લાસીના યુદ્ધ અગાઉથી વિલાયતથી રવાના કરેલા હુકમો તે યુદ્ધ બાદ કલકત્તા પહોંચ્યા. (ત્યારે મુસાફરીમાં ૮ માસ લાગતા.) તેમાં એમ હતું કે, બંગાળ કોઠીની વ્યવસ્થા માટે એક સમિતિ નીમવી ને તેના સભ્યોએ વારાફરતી ગવર્નર બનવું. આ હુકમને બાજુએ રાખી

---

* ફ્રેંચ કંપનીના ડિરેક્ટરોની ઇચ્છા હવે રાજપ્રાપ્તિની યોજનાઓ પાછળ ફરી મંડવાની નહોતી તેમણે મુખ્ય એમ ઠરાવ્યું કે, 'આપણી નાણાકીય સ્થિતિ અને વેપારી ઇજારો પાછાં બરોબર સાબૂત કરી લેવાં; એટલે, તેને માટે કોરોમંડળ કિનારા પરથી અંગ્રેજોને સમૂળગા ધકેલી કાઢવા જોઈએ, — એમ લાયલ જણાવે છે

એટલે કે બૂસીને રેસિડંટ તરીકે નીમીને દુપ્લેએ આખા દક્ષિણની સૂબાગીરી હાથ કરી હતી, તેવું હવે ન કરવું હિંદના કારભારામાં હાથ ઘાલવાની આ યુક્તિ શોધનારા ફ્રેંચ અટક્યા; પણ અંગ્રેજોએ તે ઝડપી લીધી।

ક્લાઈવ ગવર્નર બન્યો; અને પછીથી તેને વખતે વિલાયતથી તેની મંજૂરી આવી રહી; — અવમાન્યાની સજા કરવાની તો ક્યાંય રહી!

બંગાળ હાથ આવતાં પહેલી ફાયદાની વાત એ થઈ કે, ઢગલાબંધ ધન મુર્શિદાબાદની નવાબની રાજધાનીએથી કલકત્તાની કોઠીએ પહોંચ્યું. એલ્ફિન્સ્ટન કહે છે (પા. ૩૨૭) કે, ધનનો પહેલો હપતો કદાચ ૧૦ લાખ પૌંડ — એટલે કરોડ રૂપિયાનો આવ્યો; તે એવડો મોટો હતો કે, અંગ્રેજ તિજોરીમાં ભાગ્યે જ કદી એવડી મોટી રકમ એકીસાથે આવી હતી! આટલું ધન પહેલવહેલું જ જોઈ આંખ પણ બગડે, અને બગડી, એ આપણે આગળ ઉપર જોઈશું.

બંગાળનું આ મબલક ધન હાથ આવતાં મદ્રાસ થાણાની ફ્રેન્ચો જોડેની લડાઈને માટે હાથ છૂટા થયા. આ દરમિયાન લાગ જોઈને, અને નવાબના વિરોધને ન ગણકારી, અને ફ્રેન્ચો સંધિ ઇચ્છતા હોવા છતાં, — અરે, સંધિની વાતો ચાલતી હતી તે વચમાં જ અધ્ધર મૂકી દઈ, — ક્લાઈવે ફ્રેંચોના બંગાળના ચંદ્રનગરના થાણાનો પણ કબજો લઈ લીધો, અને એ રીતે પણ પાંડીચેરીને પાંગળું કર્યું. આ બધું પરવારીને ક્લાઈવ મદ્રાસમાં ૧૭૫૮માં શરૂ થયેલા ફ્રેંચો સાથેના યુદ્ધમાં પણ પોતાનો ફાળો આપી શક્યો.

આપણે જોયું કે, બૂસી નિઝામના દરબારમાં આજના દેશીરાજના રેસિડન્ટ જેવો થઈને બેઠો હતો. એના ખર્ચ પેટે ઉત્તર સરકારની આવક નિઝામે ફ્રેંચોને કાઢી આપી હતી. ક્લાઈવે વિચાર્યું કે, ફ્રેંચોની આવકનું આ સાધન જો તોડી નખાય તો, નાણાં વગર ડુપ્લેને જેમ લડવાની હાડમારી પડતી હતી તેવી, આ સાત વરસના યુદ્ધ માટે ફ્રાન્સથી હિંદ માટે ખાસ મોકલેલા ફ્રેંચ સેનાપતિ લાલીને પણ પડશે. અને એમ થાય તો મદ્રાસ થાણાને એ કાંઈ નાનીસૂની મદદ ન કહેવાય. એટલે ૧૭૫૭ માં બંગાળનું કામ પતવીને એણે એક લશ્કરી ટુકડી ઉત્તર સરકાર તરફ મોકલી[1] આપી. વિજય મેળવીને તે પાછી કલકત્તા

1 ક્લાઈવે ઉત્તર સરકારમા ટુકડી મોકલવાનું સૂઝ્યું, તે ત્યાંના જમીનદારના પરની અંદરે અંદરની ફૂટથી વિજયાનગરમનો રાજા (એટલે મોટો જમીનદાર કે માલગુજાર) ફ્રેન્ચોનો મોટો જમીનદાર હતો. બૂસીને લાલીએ

પહોંચી, ત્યાં તો બીજું કામ એને માટે ત્યાં જ તૈયાર હતું. કલકત્તા પાસે ચિનસૂરાના ડચ થાણાએ અંગ્રેજોની રાજદ્વારી લાગવગ ને સત્તા વધતી જોઈ, પોતાનો વેપાર જવાના ભયથી, કાંઈક કરવાનો લાગ જોઈને માથું ઊંચું કર્યું. તેમને થયું કે, ક્લાઈવની સેના હમણાં મદ્રાસ ભણી ગઈ છે એ તાકડો સાધી, આપણે વેપારી હકો સાબૂત કરી લેવા.* અંગ્રેજો કલકત્તા બંદરમાંથી જતાં ડચ વહાણો પોતે તપાસવાનો હક રાખતા અને સૂરોખારનો વેપાર તેમને બિલકુલ કરવા દેતા નહિ. ડચ લોકોએ આ બધીમાંથી મુક્તિ સાધવાનું તાક્યું. પરંતુ તે જ વખતે ઉત્તર સરકારમાંથી જીત મેળવીને ક્લાઈવનું લશ્કર પરત આવ્યું, તેને તેણે ડચ થાણા પર તૂટી પડવા હુકમ કર્યો, અને એમાંથી ઈ. સ. ૧૭૫૯માં ડચ લોકના હિંદના વેપારનો અંત આવ્યો તે આવ્યો.

---

બોલાવી લીધા. પછી તેણે નિઝામ દરબારમાં તેની જગાએ એને રેસિડેન્ટ તરીકે મૂક્યો, તે માણસ નવો હતો, દેશ તથા લોકથી સાવ અજાણ હતો એટલે તે તેના કામમાં બહુ ફાવ્યો નહિ. આ લાગ જોઈ વિજયાનગરમના રાજાએ ફ્રેન્ચો સામે બળવો કર્યો, અને અંગ્રેજોને મદ્રાસ તથા કલકત્તા કહેણ મોકલ્યું કે, તમે અહીં આવો, મેં ફ્રેન્ચોનો વાવટો ઉતારીને તમારો ચડાવ્યો છે. આ ૧૭૫૮ની વાત, એટલે કે પ્લાસી પછી તરત. એમ તાજી જીત બાદ લશ્કર ઓછું કરી દક્ષિણ સરકાર મોકલવું એમાં જોખમ હતું, પણ ક્લાઈવે, તેમાં ફાવીએ તો તેનો ફાયદો જોઈ, એ સાહસ ખેડ્યું ને લશ્કરનો અમુક ભાગ રવાના કર્યો.

* બંગાળના નવાબ જોડે પણ ડચને સારાસારી થઈ હતી, અને તે પણ અંગ્રેજોને ખૂંચતી વાત હતી. અને આમ હકો મેળવી લેવામાં તો બધા જ ગોરા વેપારીઓ સરખા તકસાધુ, ખંધા ને વિવેક વગર વર્તનારા હતા. કદાચ અંગ્રેજો સૌને એ બાબતમાં આંટે એવા જણાય. એટલે ડચ લોકે એમાં કશું ખોટું કર્યું હતું, એમ કહેવાપણું હોઈ શકતું નથી. બલ્કે એલ્ફિન્સ્ટન તેના ઇતિહાસમાં (પા. ૨૪૨-૩) સાફ કહે છે કે, 'અંગ્રેજોએ (ડચ લોકે) હડી લેવાનું અગાઉથી જ નક્કી કર્યું હતું,' જોકે તે વેળા ડચ અંગ્રેજ વચ્ચે યુરોપમાં યુદ્ધ નહોતું ઊપડ્યું તે છતાં. પરંતુ ડચને પેસવા દેવા એટલે બંગાળમાં વેપારશત્રુને વહોરવો ને કદાચ એમાં બંગાળ ઝડપ કરવું પડે, અને એ તો ક્લાઈવ કેમ જ સાંખે!

મદ્રાસ આસપાસનો યુદ્ધનો રોજ પણ અંગ્રેજોના જ લાભમાં આવ્યો. લાલીએ ઈ. સ. ૧૭૫૮ માં આવતાંવેંત બુસીને ઔરંગાબાદના નિઝામ દરબારમાંથી પોતાની પાસે લડવા બોલાવી લીધો. ઇતિહાસકારો બતાવે છે કે, લાલી કાંઈક અભિમાની હતો, ઉમરાવ કુટુંબનો હોઈ તુમાખીથી વર્તતો હતો; આથી કેટલીક ભૂલો કરી બેઠો. બુસીને નિઝામને ત્યાંની ફાયદાની જગ્યાએથી ખસેડવાની ભૂલ તેમાંની મોટી એક થઈ. બાકી જો અંગ્રેજોને વશ કરી ઉત્તર સરકારનો તેણે કબજો કર્યો હોત, તો પછી તે કલકત્તા જાત, અને અંગ્રેજોએ જે ક્લાઈવની નેતાગીરીમાં કર્યું તે ફ્રેંચોને માટે લાલી કરત. પરંતુ લાલી ડુપ્લે નહોતો. એવી કશી પહોંચ લાલીએ બતાવી નહિ, અને તે એવી રીતે વર્ત્યો કે આખરે ૧૭૬૦માં વાન્ડિવાસની લડાઈમાં હાર્યો, કેદ પકડાયો, ને તેને વિલાયત મોકલવામાં આવ્યો. ત્યાંથી તે ફ્રાન્સ ગયો, ત્યાં તેના પર કેસ ચલાવી ફ્રાન્સે તેને ફાંસીનો બદલો આપ્યો! ડુપ્લે બદનામી પામ્યો; લાલી ફાંસી પામ્યો. ફ્રેંચ સરકારની તેના નોકરોને બદલો આપવાની આ રીત વિલક્ષણ કહેવાય!

સામેથી અંગ્રેજોની નીતિ જુઓ. ક્લાઈવને મદ્રાસના ગવર્નરે ૧૭૫૬માં કલકત્તા મોકલ્યો, પણ શરત એ હતી કે, મદ્રાસ વિભાગમાં લડાઈ સળગે કે લશ્કર લઈ તેણે પાછા આવી જવું. આપણે ઉપર જોયું કે, તેનું અક્ષરશઃ પાલન તો તેણે ન કર્યું, છતાં તેની રીતે મદ્રાસને મદદ તો કરી. આ વર્તણૂક મદ્રાસના ગવર્નરને ગમી નહોતી. પણ ક્લાઈવે પોતાની યોજનાથી જે ફળ આણ્યું, તેની સૌએ કદર કરી. ઈ. સ. ૧૭૬૦માં આ બધી નામના મેળવીને ક્લાઈવ વિલાયત ગયો, ત્યાં તેને ભારે માન આપવામાં આવ્યું, અને તે કેવાં કામો કર્યાં છતાં, એ હવે પછી જોઈ એ.

## ૨

## કાળું પ્રકરણ

'સિરાજદોલ્લાની બીજી ભૂલો તે ભૂલો હશે, પરંતુ તેણે તેના માલિકનો દ્રોહ નહોતો કર્યો કે પોતાના દેશને વેચ્યો નહોતો. ના; તે ઉપરાંત:– ૧૭૫૭ના ફેબ્રુઆરીની ૯મી અને જૂનની ૨૩મી વચ્ચેના ગાળામાં જે બનાવો બન્યા, તેમનો ન્યાય કરવા જો પૂર્વગ્રહ વગરનો કોઈ અંગ્રેજ બેસે, તો એ વાતનો ઇન્કાર ન કરી શકે કે, ઈમાન કે સ્વમાનને હિસાબે ક્લાઈવના નામ કરતાં સિરાજનું નામ ઊંચે આવે છે. એ કરુણ નાટકનાં મુખ્ય પાત્રોમાં સિરાજ જ એકલો એક હતો કે જેણે છળકપટ કરવા પ્રયત્ન નથી કર્યો'

— માલેસન–'હિંદનાં નિર્ણાયક યુદ્ધો' પા. ૭૧

દક્ષિણ હિંદનો મોગલ સૂબા અસફઝા અથવા પહેલા નિઝામના મરણ પછી જે વારસાયુદ્ધ થયું, તેનો પૂરો લાભ લેવાનું ડુપ્લેએ તાક્યું. તેમાં તે પૂરો ફાવ્યો નહિ. અને તેના ક્યાંનું જે કાંઈ રહ્યું સહ્યું હતું, તેને પછી લાલીએ આવીને ઊંધું વાળ્યું. પરંતુ, તેનું દેખાને અંગ્રેજોએ પૂર્વના મોગલ સૂબા બંગાળ બિહાર ઓરિસ્સામાં જે પ્રકરણ શરૂ કર્યું, તેમાં તેઓ ફાવ્યા. ફાવ્યા જ નહિ, તેમાંથી આગળ ઉપર આખું હિંદ જીતવાના મનોરથ સેવવા સુધી ઊડયા. પરંતુ તે ફાવટની કાળાશ કેમે કરી ન ધોઈ શકાય એવી અટળ છે.

આ પ્રકરણનો નાયક કર્નલ ક્લાઈવ હતો. તેના સૌ દેશભાઈઓ આજ સુધી તેને માન આપે છે, તે તેના હિંદના રાજસંપાદનના કામને માટે; બાકી એક માણસ તરીકે ભાગ્યે જ કોઈએ તેની નીતિમત્તાની કશી કદર કે પ્રશંસા કરી હોય. હિંદમાં અંગ્રેજી રાજ્યના, તાજેતરના બે અંગ્રેજ-ઇતિહાસકાર થોમસન ને ગૅરેટ ક્લાઈવને નીચેનું પ્રમાણપત્ર આપે છે:—

"ક્લાઈવ પોતાના વર્તન વિશે બેપરવા બન્યો: તેના ચારિત્ર્યમાં નઠોર અપ્રામાણિકતા દાખલ થાય છે. . . . તેના વર્તનમાંથી સદાચાર નીતિ અદૃશ્ય થાય છે. નીતિ-અનીતિનો વિવેક જ જેમાંથી નાશ પામ્યો

છે, એવી એક અજબ અસત્ય પરિસ્થિતિમાં તે ગરક થાય છે, એમ આપણને લાગે; અને તેને પણ તેમ લાગતું હતું ”

તે કાળના તેના મિત્ર ઓર્મને ક્લાઈવ લખે છે,

“ લડાઈ, દાવપેચ, લૂટ, કૂડકપટ ને કાવતરાં, રાજકારણ અને રામ જાણે બીજું શું શું ! ટૂંકમાં તારી પ્રતિભા ( ઓર્મ ઇતિહાસકાર હતો ) દેખાડવા માટે મજાનું ક્ષેત્ર તને મળશે ”

અને આ પ્રમાણપત્રમાં બધા ઇતિહાસકારો મતું આપે છે.

બંગાળનો સૂબો નવાબ અલીવર્દીખાન અસફઝા જેવો પહોંચેલ રાજકર્તા હતો. એઉને મરાઠા ચોથઉઘરાતદારો લાગેલા હતા, અને એઉના રાજ્યમાં ગોરા વેપારીઓએ પણ પગપેસારો કર્યો હતો. ચોથની બાબતમાં, મરાઠા જોડે* અલીવર્દીખાને, અસફઝા પેઠે, વર્ષો સુધી લડયા બાદ થાકીને પતાવટ કરી લઈ, મરાઠાઓનાં આક્રમણોથી પોતાના સૂબાને સુરક્ષિત કર્યો. પછી ગોરા વેપારીઓનું ભેદી આક્રમણ તેણે સંભાળવાનું હતું.

ડચ, ફ્રેંચ, અને અંગ્રેજ — ત્રણે જાતના ગોરાઓ કલકત્તાની આસપાસ પોતાની કોઠીઓ નાખીને પડયા હતા, કેમ કે વેપારની સવડ સારુ બંદર પાસે તેમણે રહેવું જોઈએ. એ ત્રણેમાં અંગ્રેજો વધારે ફાવ્યા હતા. આપણે જોયું કે, તેમણે ૧૭૧૭માં ફરુકશિયર બાદશાહ પાસેથી કંપનીના વેપારને માટે જકાત-માફી મેળવી હતી, અને બંગાળમાં ફાવે ત્યાં કોઠીઓ નાખવાનો તેમને પરવાનો હતો. અલીવર્દીખાનને, બાદશાહે આપેલા આ પરવાના અને માફી-હક સામે વાંધો નહોતો; બાદશાહના સૂબેદાર તરીકે તેને હોઈ પણ ન શકે. પરંતુ આ માફીના ફરમાનના ઓઠા તળે ગેરકાયદેસર કરાતી દાણચોરી ખૂબ થતી, તેની સામે એને સખત વાંધો હતો. અંગ્રેજ વેપારીઓ આ ધંધો ઊંધું ઘાલીને કરતા હતા. તેઓ કંપનીને નામે પોતાનો ખાનગી વેપાર પણ ચલાવતા, અને મોગલ ફરમાન પ્રમાણે દાણ-માફી ભોગવતા. એ તો ઠીક; આગળ વધીને તેઓ દેશી વેપાર માટે

* ૧૭૫૧ ઓરિસ્સાને કટક વિભાગ જાગીર તરીકે આપી દીધો ને દર વર્ષે ૧૨ લાખ રૂપિયા જેટલી ચોથ કબૂલી હતી, આ કરારથી ૧૭૫૬મા અલીવર્દીખાન મર્યો ત્યાં સુધી તેને મરાઠા તરફની નિરાંત રહી

પણ દરકત કરી આપી, દાણચોરી કરતા કરાવતા. પરિણામે દેશી વેપારને ભારે ધોકો પહોંચતો અને નવાબની આવક પણ ઘટતી. (જુઓ થૉમસન-ગેરેટ–૧૦૦૧)

પોતાના અંગ્રેજ નોકરો આ જાતની દાણચોરી કરતા હતા, તે કાંઈ કંપનીના વિલાયતના સંચાલકો નહોતા જાણતા એવું નથી. ગવર્નરથી માંડી ગુમાસ્તા ને ઉમેદવાર સુધીના સૌ કોઈ, આ રીતના ધંધા કરવા કે લાગ જોઈ લાંચો ખાવી, એ પોતાનો હક માની છડેચોક વર્તતા, અને કંપની તેમાં વાંધો નહિ લેતી. કેમ કે કંપનીને એક જ ચિંતા હતી અને તે પોતાના નફાની.* હિંદના પોતાના આડતિયા વધુ ને વધુ નફો કરી આપે, ત્યાં સુધી કંપનીને કશો ઉજાગરો નહોતો. બદલે, આ અન્યાયી મળતર તરફ આંખ આડા કાન કરી, નોકરોના પગારમાંથી પોતે બચત કરી લેતી હતી! પોતાના નોકરોને તે કેટલા ઓછા પગારો આપતી તે તો જુઓ! કંપનીની નોકરીની સૌથી નીચલી પાયરીનો નોકર 'ઉમેદવાર' કહેવાતો હતો. તેને સાત વર્ષની બાંધણી કરવી પડતી. પહેલાં ૫ વર્ષ વાર્ષિક પગાર ૫ પાઉંડ (=પચાસેક રૂપિયા) ને બાકીનાં ૨ વર્ષ ૧૦ પાઉંડ મળતા. બીજી પાયરીએ ૫ વર્ષની બાંધણીનો 'ગુમાસ્તો': પછી 'મુનીમ' આવે. મોટી કોઠી હોય તો મુનીમ 'આડતિયો' કહેવાતો; અને કલકત્તા જેવા મથકનો આડતિયો 'પ્રમુખ' કહેવાતો. દા. ત., ઢાકા જેવા મોટા મથકમાં (ઈ. સ ૧૭૭૭માં) વાર્ષિક પગાર (પાઉંડમાં) આ પ્રમાણે હતા —

| | |
|---|---|
| વડો આડતિયો | ૪૦ |
| મદદનીશ | ૩૦ |
| મુનીમ | ૧૫ |
| ગુમાસ્તો | ૫ |

એટલે આ પગાર તો માત્ર નામનો, નોકરીમાં રાખ્યા કે રહેવા પેરના બહાના જેવો જ હતો. આ સ્થિતિમાં અંગ્રેજ વેપારીઓનું

* 'No source was forbidden that did not interfere with the interests of the Company.' એલ્ફિન્સ્ટન – ૨૧૫

ધ્યાન કઈ બાજુ હોય એ કહેવાની જરૂર નથી. ટૉમસનઍરેટ કહે છે તેમ, "નાનામાં નાનો નોકર રાજવી જેમ રહેતો," એમાં પછી નવાઈ પણ શી!

બંગાળામાં હવે જે પ્રકરણ ઊઘડે છે તે સમજવા આ અતિ આવશ્યક હકીકત છે.

૨

અલીવર્દીખાને, કર્ણાટકમાં ગોરા વેપારીઓએ અસફઝાના વંશજોના તથા કર્ણાટકના નવાબના શા હાલ કર્યા હતા, એનો તાજો ઇતિહાસ પણ સાંભળ્યો હતો. તેથી પોતાના પ્રાંતમાં એ પ્રકારની દુરૅળી પોતાની પ્રજા ગણાતા ગોરાઓ ન કરે, એ બાબત તે જાગ્રત હતો; અને પોતાના વારસ (તેનો દૌહિત્ર) સિરાજુદ્દૌલાને જાગ્રત કર્યો હતો. ઈ. સ. ૧૭૫૬માં પોતે મરણ પામ્યો, એટલે દેશ પરના આ ભયને સંભાળવાનું કામ એના જુવાન દૌહિત્રને માથે આવ્યું.

રાજા કે નવાબ મરે તો તેની પાછળ વારસાયુદ્ધ તો જાગવી શકાય, એટલું તો ગોરા વેપારીઓ હવે પામી ગયા હતા. અને ત્યારનાં રજવાડાંમાં એ જાગવતું અટકું પણ નહોતું. પુરાવો મળે છે કે, કલકત્તાની અંગ્રેજ કોઠીએ આ જાતનું છૂપું કાવતરું પણ ઉત્તેજ્યું હતું. પરંતુ જે બે ત્રણ જણને વારસ તરીકે ઉસ્કેરી શકાતા હતા, તેઓ ૧૭૫૬ના અરસામાં જ મૂઆ, એટલે વૃદ્ધ અલીવર્દીખાન, તે વખત પૂરતી, સિરાજને નિરાંતે ગાદી આપીને મર્યો.

સિરાજને નામોશી દેવામાં તથા હજેત કરવામાં અંગ્રેજ ઇતિહાસકારોએ જરા પણ પાછું વાળીને જોયું કે પ્રભુની પરવા કરી, એમ જોવા નથી મળતું. પરંતુ બધી બાજુથી જોતાં લાગે છે કે, તે તેના રાજ્યને સંભાળી શકે એવો તો હતો. અંગ્રેજો તેને જકાતમાં જે પૈસો દેતા હતા તે એ સમજતો હતો, અને પોતાની નવાબીમાં એમનો પગપેસારો ન વધે એ સંભાળવાની એના આજાની સલાહ એને ગળે ઊતરી હતી. એક એનો દોષ લાગે છે અને તે એ કે, રાજકર્તા તરીકે તે જરા વધારે ભોળો હતો, અને વીસેક વર્ષનો નવજુવાન

કોઈ રાજકારણમાં કાંઈક નાદાન પણ કહેવાય. એટલે અંગ્રેજ મુત્સદ્દીઓ જ નહિ, એના જ માણસો પણ એને રમાડ્યા કરતા હતા, છતા તે વેળાસર ચેત્યો નહિ, અને ભરમનસાઈ રાખીને બાળક જેવું વર્તન રાખતા છેવટે ખુવાર થયો, ને બેહાલ મરણ પામ્યો

૩

૧૭૫૬મા ઇગ્લડ-ફ્રાન્સની લડાઈ શરૂ થઈ એટલે અગ્રેજોએ હિંદમાં જ્યા જ્યા ફ્રેંચ પડોશી હતા ત્યા પોતાના હથિયાર સભાળવા માંડ્યાં. તે મુજબ બગાળમા પણ શરૂ થયુ. સિરાજે તરત બેઉ પ્રજાઓને લખ્યુ કે, મારા રાજ્યમા તમે વેપાર કરવા આવ્યા છો તે સુખે કાયદેસર રીતે કરો, ને હું તમારુ રક્ષણ કરીશ, પરતુ માંહોમાંહે લડવા માટે આમ શસ્ત્ર સજો તે નહિ ચાલે, માટે તાબડતોબ તે ગેરકાયદેસર કામ બધ કરજો *

ફ્રેંચ શાણાએ આ વાત કબૂલી; પણ અંગ્રેજો એમ કરવા તૈયાર નહોતા, અને નવાબને તેમણે લખ્યુ કે, ફ્રેંચ લોક અમારા ઉપર ચડી આવવાનો સભવ હોવાથી અમે તો માત્ર નદીકિનારે તોપો ગોઠવવાનું સ્થાન જ સમરાવીએ છીએ ઉદ્ધતાઈભર્યો આ જૂઠથી ખીજવાઈને સિરાજે કાસમબજારની અંગ્રેજ કોઠી પર લશ્કર મોકલ્યુ

---

* કર્ણાટકની નવાબીને અગ્રેજોએ આમ જ કરતે કરતે રોળી હતી. કેમ્બ્રિજ ઇતિહાસ (પ ૧૪૨) કહે છે કે, અગ્રેજ ગવર્નર ડ્રેકે નવાબને પત્ર લખીને તેમાં સમજાવેલુ કે ' ફ્રેન્ચ હુમલા સામે રક્ષણને ઇરાદે, કલકત્તાની રક્ષણની તૈયારીઓમા તાજેતરમા વધારો કરવામાં આવે છે આ પત્ર કોઈ રૂપે સઘરાયેલો મળતો નથી, તેથી તેમા નવાબને ક્યાથી છછેડાવાનુ કાઈ હતું કે કેમ એ કહી શકાતું નથી પરતુ, તેના મગજમા ચોક્કસ એક એવી અજપાની લાગણી હતી જ કે, જો પોતે સાવચેતીના પગલા નહિ લે તો ગોરાઓએ કર્ણાટક અને દક્ષિણમા કર્યું" એમ બગાળમા બધુ ગડબડ કરી નાખશે. ઘણો સંભવ છે કે, ડ્રેકની બીજી અવિવેકી વર્તણૂકથી આ લાગણી વળી વધારે તીવ્ર બની હોય પરતુ નવાબના હુમલાનું મુખ્ય કારણ એ હતું કે એને એવો ખ્યાલ થયો કે અગ્રેજોએ પોતાની લશ્કરી સ્થિતિ મજબૂત કરવાને માટે અલીવર્દીની માંદગીનો લાભ લીધો, અને તેથી તેઓ બળકર બને તે અગાઉ તેમને કાબૂમાં લેવા એ વધારે સારું છે

અને તે સર કરી, અને ત્યાંથી કલકત્તા કહેણ મોકલ્યું કે, કિલ્લો કરવાનું બંધ કરો. વળી, બારસાપુર્ટ જગતશેઠના કાવતરાં અંગેના કેટલાક દેશી રાજદ્રોહીઓને અંગ્રેજોએ પોતાના કિલ્લામાં સંઘર્યા હતા: સિરાજે કહ્યું કે, તે મારા રાજ્યના ગુનેગારો મને સોંપો. અને ઉપરાંત તેણે જણાવ્યું કે, દાણચોરી હવે પછી બંધ થવી જોઈએ; કંપનીના માલ પૂરતી જકાતમાફીનો તમને પરવાનો છે તે સુખે ભોગવો, પણ ગોરા વેપારીઓના ખાનગી માલ ઉપર જકાત આપવી જોઈશે.

કલકત્તાના ગવર્નરે આ વાજબી હુકમનો કશો જવાબ ન વાળ્યો, એટલે સિરાજે તે તરફ કૂચ કરી. તેના લશ્કરમાં કેટલાક ગોરા તોપચીઓ હતા તેમને ખ્રિસ્તી સહધર્મીપણું બતાવી ફોડવામાં આવ્યા હતા, તેમણે છેવટની ઘડીએ પોતાના શેઠને દગો દીધો. છતાં સિરાજનું બીજું લશ્કર તે વખતે એટલું વ્યવસ્થિત અને વફાદાર હતું કે, તેને જોરે તેણે કલકત્તા સર કર્યું. કોઠીના પ્રમુખ અંગ્રેજો પડીને નાઠા અને હુગલીના મુખમાં આવેલા ફલ્ટા નામના ટાપુમાં જઈને રહ્યા, અને ત્યાં રહ્યાં રહ્યાં એક બાજુ મદ્રાસ કોઠીએ ખબર મોકલી તાબડતોબ મદદ માગી, અને બીજી બાજુ નવાબ જોડે એથી ઊલટી જ બાજી* ચલાવી: તેમણે નવાબને એમ સમજાવ્યું કે, અમે તો મદ્રાસ જવા નીકળ્યા છીએ; હવા અનુકૂળ થશે એટલે ઊપડીશું; દરમિયાન અમને દાણોપાણી મળે તો સારું.

ભોળો સિરાજ આ કીમિયો ન સમજ્યો. તેણે અંગ્રેજોને ખોરાકપાણી અપાવ્યાં, અને તેના રાજ્યને માટે અંગ્રેજોના કાંટાથી નિરાંત કરવાની હતી એમાં તે ખરે વખતે ચૂક્યો—રાજનીતિની ઓછી આવડ બતાવી. કલકત્તા સર કરી તે ગર્વ ધરતો પાછો પોતાની રાજધાનીએ ગયો, અને તેણે માન્યું કે, હવે નવી ચિંતા ઊભી નહિ થાય. તેને અંગ્રેજોના ચબરાક અને ચાલાકી-ભરી બંધા સ્વભાવ વગેરે

* કેમ્બ્રિજ ઇતિહાસ (૫-૧૪૭) કહે છે કે, ફલ્ટામાં આ ગોરાઓને, નવાબ સામે તેના દ્રોહીઓ રાજપલટાનું કપટ રચે છે, એવી ખબર, અમીચંદ મારફત, મળી હતી

વિષે અજ્ઞાન જ હતું. ઑર્મ કહે છે કે, સિરાજ એમ માનતો કે આખા યુરોપમાં ૧૦ હજાર માણસો નથી. (જુઓ થૉર્નટન ૧-૨૦૩)

૪

મદ્રાસ ખબર પહોંચતાં જ ખુશ્કી અને તરી લશ્કર કલકત્તા કોઠીની મદદે રવાના કરવામાં આવ્યું. ખુશ્કી લશ્કરનો સેનાપતિ ક્લાઈવ હતો, તરીનો વૉટસન કરીને નૌકાપતિ હતો. મુંબઈ તરફ આંગ્રેને સર કરવા આ બે જ ગયા હતા. તેઓએ કલકત્તા (૧૭૫૬નો ડિસેંબર) પહોંચી, પોતાના કામને માટે એક સમિતિ નીમી. જે કાળાં કરતૂતો હવે પછી થાય છે, તેની જવાબદારી આ સમિતિની છે, અને તેનો આગેવાન વસ્તુતાએ ક્લાઈવ બન્યો. જો લશ્કરી તૈયારી જ જોઈએ, તો કલકત્તામાં આવેલા બધા અંગ્રેજ લશ્કરથી નવાબ સામે સીવેસીધું કાંઈ થઈ શકે એમ નહોતુ, એ તેઓ પણ જાણતા હતા. અને જો સિરાજ ફ્રેંચો જોડે દોસ્તી કરી લે, તો તો અંગ્રેજોનો બંગાળમાંથી પગ કાઢી નાખવામાં કશી મણા ન રહે. આ સંજોગોમાં ક્લાઈવ અને વૉટસનને પોતાનું કામ કાઢવાનું હતું. તેમણે કર્ણાટકમાં અજમાઈ ચૂકેલી યુક્તિ વિચારી. મીર જાફર કરીને સિરાજનો ફૂઓ તેનો સેનાપતિ હતો. જૂના વારસા-યુદ્ધના કાવતરા વખતે અંગ્રેજ કોઠીએ સાધેલા દેશી સાગરીતો પાછા જાગ્રત કર્યા, અને મીર જાફર મારફત ઘરકંકાસ જગવવાની ભેદનીતિનુ એક પગલું નક્કી થયું. આ ભેદની જાળ કેટલી ઊંડી હતી તે જોઈએ.

ક્લાઈવ વૉટસન કલકત્તા પહોંચ્યા. સિરાજે તેના રક્ષણ માટે માણેકચંદ નામના પોતાના માણસને મૂકેલો. પરંતુ અગાઉથી જ તેને ફોડવામાં આવ્યો હતો, એટલે યુદ્ધ શરૂ થતાં ન થતાં જ તેણે તો લડવાનો થોડો દેખાવ કરી નવાબી લશ્કર પાછું લઈ લીધુ, અને નાઠો નવાબ પાસે મુર્શિદાબાદ! ત્યાં જઈ ખૂબ હાવકાઈથી નિવેદન કર્યું કે, અંગ્રેજો તો ભારે તૈયારી કરીને આવ્યા છે!

આમ અંગ્રેજોને કલકત્તા લાધ્યું. (૧૭૫૭નો પ્રારંભ). હવે ત્યાં રહીને તેમણે પોતાનું કામ વધારવાનું હતું. કલકત્તા જીતી તરત તેમણે હુગલીમાં લૂંટ ચલાવી, સૌએ ઠીક ઠીક ખિસ્સાં ભર્યાં. આ સમાચાર

સિરાજને પહોંચતાં, તે ભલા માણસે વિરોધપત્ર લખી આ બળવાખોર કૃત્ય માટે ઠપકો લખ્યો, અને કહ્યું કે, હું લશ્કર સાથે હુગલી આવું છું. જો તમારે ખરેખર વેપારની જ ગરજ હોય, તો મારા રાજ્ય જોડે સમાધાની બની શકશે. "તમે ખ્રિસ્તી છો અને ટંટો ચાલુ રાખવા કરતાં સમાધાની કરવી એ કેટલું પસંદ કરવા જેવું છે એ સમજો છો. પણ તમારે જો લડાઈ જ કરવી હોય તો મારો દોષ ન કાઢતા."

સિરાજ લશ્કર સાથે હુગલી આવ્યો. આ વખતે ફ્રેંચ લોકો ચંદ્રનગરથી તેની જોડે જોડાત તોપણ ઇતિહાસ જુદો જ બનત. પણ તેઓએ અંગ્રેજોને જણાવ્યું કે, અમે તો તમારી જોડે લડવા નથી માગતા, બલ્કે યુરોપની લડાઈ છતાં તમારી સાથે સલાહ કરવા તૈયાર છીએ. ક્લાઈવને આ ખબરથી ભારે નિશ્ચિંતી થઈ. અંગ્રેજ ઇતિહાસકારો પણ ફ્રેંચોની આ બાઘાઈ માટે તેમની ટીકા કરે છે. તેમણે જો આ વખત સાધ્યો હોત તો મદ્રાસમાં પછીથી ઈ. સ. ૧૭૬૦માં અંગ્રેજોની જે જીત થઈ તે રહી જાત. પરંતુ ચંદ્રનગરના તેમના થાણામાં તે વખતે ડુપ્લે કે બુસી જેવો કલ્પનાવાળો કોઈ હતો નહિ.

ક્લાઈવે નવાબની છાવણીમાં સુલેહનો વિચાર કરવાને બહાને બે જાસૂસો મોકલ્યા. તેઓ નવાબનો વ્યૂહ જોઈ આવી પાછા આવ્યા કે ગતાગત ક્લાઈવે તેની પર હલ્લો કર્યો. સિરાજનો જાન લેવાનો પેતરો તો હતો, પરંતુ ધાર્યા કરતાં બીજી જગાએ તે રાતે સૂતેલો એટલે બચી ગયો, અને તરત પોતાનું સૈન્ય સજી અંગ્રેજોને પાછા હઠાવ્યા. આ વખતે સિરાજને પોતાના પ્રધાનોમાં ફૂટ પડ્યાની ગંધ આવી, પણ તે ચેત્યો નહિ. ફૂટેલા પ્રધાનોએ અંગ્રેજો જોડે સંધિ કરવાની સલાહ આપી, અને અંગ્રેજો પણ એ જ ચાહતા હતા. કેમ કે સિરાજની બાજી સમૂળી ઊંધી પાડવામાં હજી થોડીક તૈયારી બાકી હતી. ક્લાઈવને બીક હતી કે, કદાચ ચંદ્રનગરના ફ્રેન્ચો નવાબ જોડે જ મળીને સામા લડે તો બેવડા કજિયામાં ફસાય કે કેમ. વળી તેની સેના લડાઈ વહોરવા માટે પૂરતી નહોતી. બાકી નૌકાપતિ વોટસને

તો ક્લાઈવને લખી જણાવ્યું હતું કે, લડવું જ સારું છે. પરંતુ, બધી બાજુ જોતાં, ક્લાઈવને અત્યારે શાણપણ ધરવું જ યોગ્ય લાગ્યું. (જુઓ થોર્નટન ૧–૨૧૧-૨) સિરાજે સંધિ કરી અને પાછો મુર્શિદાબાદ પહોંચી ગયો! આમ તેણે ફરી ભૂલ કરી

૫

સંધિની રૂએ, વૉટ્સ નામના એક ભારે કપટી ને દગાબાજ માણસને અંગ્રેજોએ નવાબના દરબારમાં પોતાના એલચી તરીકે રાખ્યો. આ જ વૉટ્સ કાસમબજારની કોઠી સિરાજે લીધી ત્યારે કેદ પકડાયો હતો. તે સિરાજના દરબારને પહોંચી વળે એવી માયા હતો. તેણે હવે મીર જાફર જોડેનું કાવતરું વ્યવસ્થિત આગળ ચલાવ્યું.

દરમિયાન, અંગ્રેજોએ ચંદ્રનગરનું ફ્રેંચ થાણું તો પૂરું કરવું જ જોઈએ; ત્યાંના ફ્રેંચોની સલાહની ઈચ્છાને માન આપે એવા તે હતા નહિ. વૉટસન માનતો કે, યુરોપમાં ફ્રેંચો જોડે યુદ્ધ છે એટલે તેણે અહીં લડવું જ જોઈએ. પણ નવાબ જોડેની સંધિની રૂએ, ફ્રેંચો જોડે લડવાને સારુ નવાબની પરવાનગી જોઈએ. તેને આંટીમાં નાખીને તે મેળવવામાં આવી.

આ અરસામાં નવાબને એક નવી બીક ઊભી થઈ હતી. અહમદશાહ અબ્દલ્લી ૧૭૫૬માં દિલ્હી સુધી આવ્યો હતો, અને તે બંગાળા ભણી આવે છે એમ તેને ખબર મળી. દિલ્હીના બાદશાહને ડરાવનાર આગળ મારું શું ગજું? એમ વિચારી નાછૂટકે તેણે અંગ્રેજોની ફ્રેંચ જોડેની લડાઈ માટે આંખ આડા કાન કર્યા, એમ લાગે છે.

આ જ અરસામાં મુંબઈથી ત્રણ વહાણ લશ્કર કલકત્તા આવ્યું. ક્લાઈવ ફ્રેંચો જોડે સલાહ કરવાની તૈયારીમાં હતો. પણ, એમ જણાવે છે કે, 'આ ભરતીથી અંગ્રેજી સેનાબળ ચંદ્રનગર લઈ લેવા માટે પૂરતું લાગ્યું (નવાબની સેના રક્ષણ આપે તે છતાં); એટલે ક્લાઈવે તરત સંધિ કામે આવેલા ફ્રેંચ એલચીઓને પાછા કાઢયા. બાકી, કરારનામું ફરી સાફ લખાઈને તૈયાર હતું તે ઉપર સહી કરવા માટે જ તેઓ આવ્યા હતા!' (મિલ ૨–૧૦૭)

હુકમ મળતાં અંગ્રેજોએ ઈ. સ. ૧૭૫૭માં ફ્રેંચોને ચંદનગરમાંથી નાબૂદ કર્યા. સિરાજે તેમને યુદ્ધમાં મદદ તો ન કરી, પણ આશ્રય આપી પટણા જવા સવડ કરી આપી. પટણા જતાં પહેલાં ફ્રેંચ ગવર્નર લોએ તેને ચેતવ્યો કે, અંગ્રેજો તારું કાસળ કાઢવા તાકે છે; તારા મંત્રી-સેનાપતિઓને ફોડેલા છે, ને છેવટની બધી તૈયારીઓ થઈ ચૂકી છે. પરંતુ તેને પાયમાલ કરવાના કપટમાં પડેલા માણસોએ તેને સમજાવ્યો કે, ફ્રેન્ચો હારેલા છે, ને જીતેલા અંગ્રેજો જોડે અણબનાવ કરવામાં ડહાપણ નથી. ભોળો સિરાજ આ માની ગયો, અને લોને કહ્યું કે, કાંઈ નવાજૂની હશે તો ફરી બોલાવીશ. લોએ ઉત્તર વાળ્યો કે, 'નવાબ સાહેબ, આ છેલ્લી સલામ સમજો; આપણે ફરી કદી મળવાના નથી. આ મારા શબ્દો યાદ રાખજો — હવે મળવું અશક્ય છે.' (મિલ ૨-૧૦૯) અને બન્યું પણ એમ જ!

અબ્દલ્લી તો બંગાળા સુધી ન આવ્યો એટલે સિરાજે અંગ્રેજ-પ્રકરણ ઉકેલવા પ્રયત્ન આરંભ્યો. ફલ્ટાના ભાગેડુઓ જેમ, અંગ્રેજો બેવડી રમત* રમતા હતા — એક બાજુ તેઓ સંધિની કલમોનો અમલ કરવાની નવાબની પાસે માગણી કરતા હતા, અને અમલ થતો જાય તેમ નવા નવા અર્થો કાઢી નવી વાતો ઉમેરતા જતા હતા. બીજી બાજુ વોટ્સ મારફત મીરજાફરને નવાબી આપવાની શરતો છૂપી રીતે વિચારાતી હતી. પહેલી રમત હાંકપિછોડો હતો એ સ્પષ્ટ છે. બીજી રમત એક મોટી રાજરમત હતી, કે જેને માટે ઇતિહાસકારો એકમતે ક્લાઈવને વખોડે છે.× એને જ માટે આગળ ઉપર ક્લાઈવ ઉપર ઇંગ્લેન્ડમાં ત્યાંની સરકારને કેસ ચલાવવો પડ્યો હતો. તેમાં જાણવા જેવું છે કે, પોતે સાક્ષીમાં કરેલા નિવેદનમાં ક્લાઈવે સાફ કબૂલ કર્યું છે કે, બંગાળામાં ક્રાંતિ તો જોઈએ, એમ માનીને

* આ બાબત જુઓ એલ્ફિન્સ્ટનનો ઇતિહાસ ૩૦૨; બીવરીજ ૧-૫૬૯-૭૦

× જેમ કે, ઇતિહાસકાર બીવરીજ કહે છે (૧-૫૬૯)— 'ષડ્યંત્ર પ્રપંચ ખરેખર રચાયો અને દુઃખદ એ છે કે, ક્લાઈવ અને કંપની તેમાં સંડોવાયાં હતાં એટલું જ નહિ, પણ તેની અમલ-બજાવણીમા આગેવાન ભાગ લેવામાં તે રોકાયાં હતાં.'

તે સાધવાનું કામ અંગ્રેજ એલચી વૉટ્સને આપવામાં આવ્યું તે છતાં છેવટે બ્રિટિશ સરકારે તેને જતો કર્યો હતો!

મીરજાફર જોડે એવો છૂપો કરાર કરવામાં આવ્યો હતો કે અંગ્રેજો તેને નવાબી આપે; તેણે સિરાજને હરાવવા માટે નિમકહરામ થઈ અંગ્રેજોને મદદ કરવી. અને કંપનીને, તેના નોકરો તથા બીજાઓને મળીને લગભગ ૩૫ કરોડ રૂપિયા પાઘડી આપવાની હતી. બંગાળાના નવાબની તિજોરી બહુ તર ભરેલી છે, તેને પ્રમાણે તોડ ગોઠવાયો હતો. કલ્પના કરો કે, આ સોદામાં ક્લાઈવને ખાનગી ખાતે લગભગ ૨૩૫ લાખ રૂપિયા મળવાના હતા. તે બધા લડાઈ પત્યે તરત જ પડાવી લેવામાં આવ્યા હતા!

પણ ક્લાઈવનો ધિક્કારપાત્ર અપરાધ તો બીજો હતો, અ એવો કે ત્યારના અંગ્રેજી કાયદા પ્રમાણે તે બદલ એને ફાંસી મીરજાફર જોડે કાવતરું કરવા માટે અંગ્રેજોએ અમીચંદ નામના દેશદ્રોહીને સાધ્યો હતો. દગા પેટે લખપટ રકમો કરારપત્રમાં મ જોઈ, આ અમીચંદે સ્વાભાવિક રીતે પોતાનો ભાગ પણ મા આ માગણીની ના પાડી, આરે આવેલા વહાણને ડુબાડવું એ મૂર્ખામી કહેવાય; એટલે, ક્લાઈવે, અમીચંદે આખી વડેચણીના ટકા માગ્યા, તે કબૂલ્યા અને મીરજાફર જોડે કરવાની શરતોમાં ક્લમ પણ ઉમેરી. પણ અમીચંદનો એ ગુરુ હતો. જે કરાર ઉપર આ ઉમેરો કરાયો, તે બનાવટી હતું; મીરજાફરની સહીવ ખરા પત્રમાં એ શરત નહોતી! એમ એ બિચારા કામ કરી આપના દગો દીધો. દેશદ્રોહી લોકોને આ એક સદાના પાઠરૂપ દાખ ગણાય.

આ તો ઠીક. એવી ફરેબી તો અગાઉના કારભારમાં કેટલ થઈ હશે. પરંતુ આ કરારપત્ર તૈયાર કરવા માટે ક્લાઈવે વૉટ્સન જાડી સહી સુધ્ધાં કરી કે કરાવવી પડી! મીરજાફર જોડેનો પ્રપંચ અને તેની પાપી વડેચણી જોઈ એ અંગ્રેજનું દિલ ન ચાલ્યું — તે તેમાં સહી કરવા ના પાડી. ધાર્યું કરવામાં ક્લાઈવને આ બીજી આં આવી, તે તેણે ખોટી સહી કરવાનો બીજો અપરાધ કરીને ઊલી

આમ બધી બાજુ તૈયાર થયા પછી તેણે સિરાજને કહ્યું કે, સંધિના અમલ બાબત રૂબરૂ વાત કરવા હું તમારી પાસે જ હવે આવું છું. નવાબ આ વખતે તેની ફોજ સાથે પ્લાસી હતો. હવે તેને કાવતરાની જાણ થઈ ચૂકી હતી. મીર જાફરને રૂબરૂ મળી તેણે તેને કુરાનના સોગન ખવડાવ્યા કે, પોતે દગો નહિ દે, ને તે તેણે ખાધા. છતાં બીજી બાજુએ એ બેવફા આદમીએ કલાઈવને કહાવ્યું કે, કાવતરામાં પોતે મક્કમ છે. એટલે બેધડક કલાઈવ પ્લાસી પહોંચ્યો અને યુદ્ધ ખેડ્યું. જો સિરાજના સૈનિકો વફાદારીથી લડ્યા હોત તોય કલાઈવને સખત હાર મળત, એમાં શંકા નથી.

લડાઈ જામી; નવાબના બે વફાદાર સેનાપતિ મીર મદન અને મોહનલાલ જીવ મૂકીને લડ્યા. મીર મદન મરાયો. છતાં મોહનલાલે યુદ્ધ ચલાવ્યું. પણ બરોબર વખતે મીર જાફર વગેરે બીજાઓએ તેને હાથ ન દીધો તો ન દીધો, પરંતુ વડા સેનાપતિ તરીકે હુકમ કરી મીર જાફરે તેને ખરે વખતે પાછો બોલાવી લીધો! આ જોઈ કલાઈવ હવે આગળ ધસ્યો. અત્યાર સુધી દૂર રહ્યો દગો દેનારો મીર જાફર છેવટે કલાઈવને જઈ મળ્યો. સિરાજ મુર્શિદાબાદ નાઠો. કલાઈવ મીર જાફરને લઈને કેડે ત્યાં પહોંચ્યો. ગભરાટમાં સિરાજ વળી ત્યાંથી નાઠો. હવે તેણે વિચાર્યું કે, ફ્રેન્ચો ભેગા થવું અને જો કદાચ અવધનો નવાબ મદદ કરે તો જોવું. આમ વિચારી તે પટણા તરફ ભાગ્યો. ફ્રેંચ લોક આ યુદ્ધના સમાચાર જાણી સિરાજની મદદે આવતા હતા, ત્યાં રસ્તામાં નવાબની હારના ખબર મળ્યા, એટલે તેઓ* પાછા ફર્યા. સિરાજ વાટમાં એક ફકીરને ત્યાં સતાયો હતો; તેણે દગો દઈ તેને શત્રુને સોંપી દીધો. મીર જાફરના છોકરા મિરાનને હાથે તેનું મોત આવ્યું. આમ અંગ્રેજોને ખૂચતો, પણ પ્રજાહિતૈષી, બંગાળાનો નવાબ

* ઓર્મ લખે છે, 'જો સૈન્ય તરત ૨૦ માઈલ આગળ વધ્યું હોત તો તે બીજે દિવસે સિરાજને મળત ને તેને બચાવત તેમ થાત તો નવો જ ઇતિહાસ લખવાનું કદાચ બનત' (મિલ ૨ ૧૧૩૪) પણ સોની અનિશ્ચયતા ભરી પડી આવી ઘટના, નસીબ ઇતિહાસમાં જે ભાગ ભજવે છે, તેને અંગેની માનવી જોઈએ.

સિરાજુદ્દૌલા પૂરો થયો. પછી ક્લાઈવે મુર્શિદાબાદમાં દરબાર ભરી મીર જાફરને નવાબ તરીકે સ્થાપ્યો અને પેલા કરારપત્રનો હિસાબ કરવા કહ્યું. અનેક ખર્ચો એને પોતાને પણ નવાબી મળ્યા પછે ચૂકવવાનાં હતાં, ત્યાં શા કરોડનું એક બિલ કેમ ચૂકવવું? ક્લાઈવે ઝવેરાત સિક્કે ક્ષ્મને કરી મુર્શિદાબાદથી કલકત્તા બાજુ રવાનગી લીધી.

અને આ બધું કરતાં છતાં તેને કશાનો પસ્તાવો નહોતો. ઇતિહાસકાર સરદેસાઈ કહે છે કે, "ખોટા દસ્તાવેજ તૈયાર કરવો અને તેના ઉપર બનાવટી સહી કરવી, એ બે ઘોર પાપો ક્લાઈવે કર્યાં, તોપણ તે કદી શરમાયો નથી. ઊલટું તે કહેતો કે, 'તેવો પ્રસંગ આવે તો હજી હું સો વખત પણ કરતાં અચકાઉં નહિ.'...અંગ્રેજી રાજ્યનો પાયો આવી રાજનીતિ ઉપર રચવામાં આવ્યો હતો, એથી વધારે ટીકા આ બાબત ઉપર કરવાની આવશ્યકતા જણાતી નથી."

## ૩

## હૉલ્વેલની તોપ

ઉપરના આખા પ્રકરણમાં ક્યાંયે જેને કલકત્તાની 'કાળી કોટડી' કહેવામાં આવે છે, તે બાબત કશો જ ઉલ્લેખ આવ્યો નથી. અને ખરેખર એનો કશો ઉલ્લેખ ત્યારના અંગ્રેજી કે નવાબી કોઈ કાગળોમાં મળતો નથી. સિરાજ જોડે ક્લાઈવે જે સંધિ કરી તેમાં અને પછી તેની સામે ફરિયાદનામું ઘડી કાઢ્યું તેમાં પણ આ વસ્તુનો ઉલ્લેખ મળતો નથી,— કે જેમાં તો, જો તે બન્યું હોય તો, મળ્યા વગર રહે નહિ. (જુઓ થૉર્નટન ૧–૨૧૨–૪). છતાં, ત્યાર પછી થોડે વખતે લખાયેલા, ઓર્મ નામના અંગ્રેજના ઇતિહાસથી શરૂ થઈ, શાળાના આજના સાદા ઇતિહાસ સુધી બધે જ આ 'કાળી કોટડી'ની વાત આવે છે, અને તે નિમિત્તે નવાબ સિરાજુદ્દૌલા સામે પુણ્યપ્રકોપ જગવાયો છે.

એમ કહેવામાં આવે છે કે, ઈ. સ. ૧૭૫૬માં સિરાજે કલકત્તા કબજે કર્યું ત્યારે ત્યાંથી નાસી જવામાંથી બાકી રહેલા ૧૪૬ અંગ્રેજોને એક ૧૮' x ૧૪ ફૂ. ૧૦ ઇંચની નાની કોટડીમાં આખી રાત પૂર્યા, જેને પરિણામે સવારે તેમાંથી ૨૩ જ જીવતા નીકળ્યા. એમાં હૉલ્વેલ નામનો એક જણ હતો, જે આ પુરાયેલાઓનો મુખી હતો. કાળી કોટડીની આ વાત એ માણસે પહેલવહેલી કરી અને તેને ચલાવી. અને એને કાયમ કરવા પોતાને ખરચે એ માણસે પછીથી એક ખાંભી પણ કલકત્તામાં મુકાવેલી, જે ૧૮૫૧માં ત્યાં મકાન બાંધવામાં આડે આવતી હોવાથી સરકારે કાઢી નંખાવેલી. એ પરથી એ અનુમાન કઢાય કે, સરકાર એને કોઈ સાચા સ્મારકની વસ્તુ ગણતી નહોતી. સામ્રાજ્યવાદી અને જૂની ઇતિહાસસ્મૃતિના પ્રેમી કર્ઝને વાઇસરૉય તરીકે આવીને તરત પાછી તે ૧૯૦૫માં ઊભી કરાવી હતી. છેવટે આજે સત્ય તરી આવ્યું છે અને એ ખાંભી હૉલ્વેલના એક નામચીન જૂઠના સ્મારક તરીકે બંગાળ સરકારે એક સરકારી સંગ્રહસ્થાનમાં મુકાવી દીધી છે.

હિંદના સત્યપ્રિય ઇતિહાસકારોએ એક દેશી રાજા પરનો આ ક્રૂર અને નિર્લજ્જ આક્ષેપ શી રીતે જૂઠો ઠરાવ્યો, એની સાબિતીની બધી વિગતો ચર્ચવાનું અહીં સ્થાન નથી. એકબે વાતો પણ તેમાની બસ થશે.

સાદું ગણિત કરતાં પણ જણાય છે કે, એવડી કોટડીમાં એટલા માણસો આલતી ગૂણો પેઠે ગોઠવતાં પણ માય નહિ !

વળી હૉલ્વેલે જે મરી ગયેલાનાં નામો તેની ખાંભી ઉપર લખેલાં, તેમાંના ઘણા તો જીવતા મળ્યા; અને કેટલાંક નામ તો કોનાં છે તેનો જ પત્તો નથી ! મતલબ કે, તે નામો બનાવટી હોવાં જોઈએ.

હૉલ્વેલના જ એક પત્રમાં એવી બીના મળે છે કે, કુલ ગોરાઓની સંખ્યા જ કિલ્લામાં ત્યારે ૬૦ હતી !

અને હૉલ્વેલના જ દેશભાઈઓએ ગપ હાંકવાની એની કુટેવની વાત તો બહુ કહેલી છે. એટલે કદાચ સિરાજ જોડે જે ખરાબ રીતે ક્લાઈવ લડ્યો તે ઢાંકવા [illegible]

ગોઠવી દઈને હાંક્યું, અને તે સિરાજને વગોવવા ઠીક કામ લાગવાથી અંગ્રેજ ઇતિહાસમાં અમર થઈ ગયું !

અને હોલ્વેલને સિરાજ જોડે સારાસારી તો નહોતી જ; અને એ તો એવો જૂઠો માણસ હતો કે, મીરજાફર, જેનો તેની સાથેનો સંબંધ સારો હતો, તેને વિષે પણ એણે હડહડતાં જૂઠાણાં ચલાવ્યાં હતાં, જે ક્લાઈવે તપાસ કરીને ખોટાં છે, એમ લખ્યું છે !

—

# ૪

## પ્લાસીની ક્રાંતિ

'અલબત્ત અંગ્રેજો જે લડ્યા તે બંગાળના વિજયના કશા હેતુથી નહિ, પણ પોતાના વેપારને લાભ કરવા સારુ તે પ્રાંતમાં ક્રાંતિ કરવાને માટે.'

—બસુ ૧-૨૭૭

'હા, વિજયની દૃષ્ટિએ જોતાં, પ્લાસી, તેનાં પરિણામો પરથી, કદાચ મોટામાં મોટો વિજય હતો. પરંતુ મારા મત મુજબ, એક યુદ્ધ તરીકે તેમાં કશો ગર્વ લેવા જેવું નથી. પહેલું તો એ કે, તે સીધી ઈમાનદાર લડાઈ નહોતી. સિરાજુદ્દૌલાના ત્રણ મુખ્ય સેનાપતિ જો પોતાના માલિકને વફાદાર રહ્યા હોત તો પ્લાસીની જીત ન થાત, એમાં કોઈ શંકા લાવી શકે એમ છે? . . . જ્યારે રાજદ્રોહે પોતાનાં કરતૂત કર્યાં, તેણે નવાબને રણક્ષેત્રમાંથી નસાડી મૂક્યો, તેના લશ્કરની ઉપર હાથ વાળી કબજેદાર મોગ્યાની જગાએથી રાજદ્રોહે તેને ધકેલી મૂક્યું, ત્યારે ક્લાઈવ ખુવારી થવાની ખાતરી વગર આગળ વધી શક્યો. એટલે પ્લાસીની લડાઈ જોકે નિર્ણાયક હતી, છતાં તે મહાન હતી એમ કદી ન ગણી શકાય.'—

આ પ્રમાણે કર્નલ માલેસન તેના 'હિંદની નિર્ણાયક લડાઈઓ' નામના ગ્રંથમાં પ્લાસી વિષે (પા. ૬૮-૯) કહે છે. પ્લાસી એ અંગ્રેજ શસ્ત્રાસ્ત્ર કે સેનાનો વિજય નહોતો. એ જો કોઈ વિજય હતો તો તેમની કાવાદાવા શક્તિ અને અને કપટ તથા ભેદ અને

લબાડીવેડાને જોરે ખેલાતા ગણતરીબાજ સાહસનો. એટલે પ્લાસીનું યુદ્ધ કહેવા કરતાં તેને કપટ-ક્રાંતિ જ કહેવી એ સાચું છે. અર્થાત્ આ ક્રાંતિનો સૂત્રધાર ક્લાઈવ હતો. બંગાળ આવતાં તેને કલકત્તાનો સોદો કબજે મળી ગયો. પછી આખી પરિસ્થિતિ પામી જઈ તેણે પહેલી ઢોંગબાજી[1] ચલાવી તે સિરાજ જોડે મૈત્રીની સંધિની. અંગ્રેજોને આ બધા પ્રકરણમાં ગરજ હતી વેપારના પોતાના આગવા ઇજારાની. તેમાં તેમને શળ હતું તે ફ્રેંચ અને ડચ એ બે એમના સહધર્મીનું; અને ઉપરાંત હતું મોગલ સૂબેદાર બંગાળના નવાબની દેશહિતૈષી સત્તાનું. આ ત્રિવિધ કે દ્વિવિધ શત્રુઓમાંથી તરત તો એણે શાણપણ-ભેર ને વખત મેળવવાને હિસાબે સંધિનું ઢાંકણ કરી લીધું, કેમ કે તે એ શત્રુઓને એક પછી એક જ લઈ શકે—તેમના એકત્રિત જૂથ સામે તેને પરવડી ન શકે. પરંતુ તે સાહસિક અને દાવપેચી અંગ્રેજે તરત મનમાં કરાવ્યું કે, નવાબીમાં ક્રાંતિ કરાવ્યા વગર ફાવે એમ નથી. તેમાં એને તેના જ જેવા સ્વાર્થી વેપાર-અંધ દેશી વાણિયાઓનો સાથ મળી ગયો. બેમાં ફેર એટલો જ હતો કે, આ અંગ્રેજ વાણિયો હિંદને ચૂસીને પોતાના દેશના વેપારની વૃદ્ધિને માટે (અને તેમાં તેનેય અંગત લાભ હતો.) ક્રાંતિ ચાહતો હતો; બંગાળના દેશી નાણાવટી શેઠો દેશના દ્રોહમાં પોતાના જ અંધ એકલપેટાપણાથી પ્રેરાયા હતા. કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો દેશી શાહુકારોને (તેઓ તેમને 'શેઠ' કહે છે.) આ દ્રોહી કામને હિંદુઓનું કાર્ય કહી એમ ઊંધા પાટા બંધાવવા માગે છે કે, આની અંદર કોમભાવ હતો! બધા શેઠ હિંદુ હતા એ ખરું. પરંતુ ત્યારની મુસલમાની રાજ્યની રીત જ એવી હતી કે, વેપારવણજ અને શરાફી નાણાવટ જેવાં કામો મોટે ભાગે હિંદુઓ કરતા, ને લશ્કરી ને ફોજદારી કારભારું ઘણે ભાગે મુસલમાન કરતા. અને શેઠોએ જો કોમભાવથી પ્રેરાઈ કામ ઉપાડ્યું હોય, તો નવા નવાબ તરીકે મુસલમાનને જ શું કામ

---

૧ કેમ કે તે માનતો જ નહિ કે પૂર્વના લોકો પર વિશ્વાસ રાખી શકાય. ને વિશ્વાસ વગર સંધિ કેવી? તે તો ગોરા લશ્કરના બીકબળવાળી ચાણક્ય કે મેકિયાવેલી- નીતિનો જ આકંઠ પૂજારી હતો.

લાવે ? આખાનો સાર એટલો જ લાગે છે કે, વેપારન્તરસ્યા પણ દેશદષ્ટિવાળા અંગ્રેજો અને વેપાર-ગરજુ પણ દેશદ્રોહી સ્વાર્થાંધ શેઠો ક્રાંતિના એક જ કામમાં, સાવ ભિન્ન અને ભયાનક કારણોસર છતાં, એક થયા. કદાચ શેઠોને ભાન નહોતું કે તેઓ શું કરી રહ્યા છે; પોતાના કાવતરા પાછળ કેવી મોટી ક્રાંતિ છે એ તેમની ટૂંકી નજરમાં ન આવ્યું; કે પછી વેપાર ને મૂડીના અંધા એ જોઈ શકતા નથી કે જોવા માગતા નથી એવો મૂડી-પ્રેમને લાગેલો શાપ પણ કામ કરતો હોય. ગમે તેમ હો, ફ્રેંચ ગવર્નર લોએ તેનાં સંસ્મરણોમાં કહ્યું છે કે, '૧૭૫૭ની ક્રાંતિ તેમના વગર * થઈ જ ન શકી હોત' (કેમ્બ્રિજ ઇતિહાસ, ૫-૧૪૭). અને લો તે કાળે હાજર હોવાથી આખા પ્રકરણને બરોબર નિહાળવાની સ્થિતિમાં હતો.

પછી બાકી રહ્યો નવાબનો પક્ષ. તેના મુલકી વહીવટના મદદગાર જેવા ગણાય એવા શેઠોના હાલ જોયા. તેના લશ્કરી વહીવટના પણ એવા જ હાલ હતા. ત્યારે એવી પદ્ધતિ હતી કે, તેના મોટા જાગીરદારો કે ઠાકોર યા રાજા જમીનદારો પોતપોતાનું લશ્કર રાખતા; તેનું ખર્ચ પોતે વેઠતા ને નવાબને જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ આપતા, અને સામાન્યતઃ પોતાની જાગીર જમીનના મળતર મહેસૂલમાંથી અમુક ખંડણી નવાબને ભરતા. આવા પ્રકારની જાગીરદારી કે ઠકરાતી પદ્ધતિ પ્રમાણે, જાગીરદારો ગમે તેટલું લશ્કર રાખી શકતા.

---

* શેઠોની આવડી મોટી સત્તા વિષે સર જોન માલ્કમે તેનાં 'ક્લાઇવનાં સંસ્મરણોમાં લખ્યું છે તે જોવા જેવું ગણાય. (જુઓ થોર્નટન ૧-૩૬૪ પાનની ટીપ. આ જ બાબત જાવડેકર કૃત મરાઠી 'આધુનિક ભારત' પા. ૭-૧૦ પણ જુઓ )

આ પ્રકારની શાહુકાર-નાણાવટ-સત્તાને રખે કોઈ હિંદી જ લક્ષણ માને આજે મૂડીવાદ અને તેના માનસનો જે અભ્યાસ થયો છે તે બતાવે છે કે, પશ્ચિમ દેશોમાં વેપાર અને મૂડીવાદનાં ત્યાં એક અપ ને માનવતા-ઘાતક શસ્ત્ર ને કળા બન્યાં—બનાવ્યાં છે. બંગાળાના શેઠો તે કાળમાં પોતાના કામનો રાજકારણી અર્થ અને તેનાં ફળ જોઈ, કલ્પી કે સમજી ન શક્યા, એટલું જ અહીં બતાવવાની મતલબ છે

અને વારસાહકની રાજરમત તો હમેશ દેશી રજવાડાં નવાબીમાં હોય જ, તેમાં આ લોકો પક્ષાપક્ષી પણ ખેલી શકતા. અંગ્રેજોને આ બધાનું જ્ઞાન કર્ણાટક-ઔરંગાબાદના સ્વાનુભવથી મળ્યુ હતું. ક્લાઈવે તેનો અહીં આબાદ ઉપયોગ કર્યો; તેણે નવાબના બક્ષી ને તેના ફૂઆ મીર જાફરને જ ફોડ્યો[1], ને પેલા શેઠોમાંથી કેટલાક હૈયાફૂટા તે પ્રપંચના હાથા બન્યા.

કાવતરાના આવા મંચ ઉપર પછી પ્લાસીનું રણમેદાન તો ખાલી દેખાવ જ હતું. ખરેખર તો એ તેના છેલ્લા અંકનું દસ્ય જ કહેવાય. બે લશ્કરો ત્યાં ઝપાઝપી સુધીય પહોંચ્યાં નહિ ! અંગ્રેજો દૂર રહ્યા રહ્યા જ તોપોના બાર કરતા રહ્યા; આગળ વધી ચોક્કસ મોતના પંજામાં પડે એવો ઊંધી ગણતરીવાળો મૂર્ખ ક્લાઈવ નહોતો. પ્લાસી સુધી તે આવ્યો તે પણ મીર જાફરની બેઈમાનીની કબૂલાત પરથી જ. એટલે પ્લાસી જો ખરેખર ઈમાનદારીથી જ લડાયું હોત

---

૧ કાવતરાના મુખ્ય પાત્ર આ મીર જાફરની ભ્રષ્ટતાને માટે માલેસન જે કડક વાક્યો કહે છે, તે અહીં ટપકાવવા જેવા છે — 'પ્લાસીની લડાઈ અગાઉ દશ વર્ષ ઉપર અલીવર્દીખાને તેને સેનાપતિપદેથી કાઢ્યો હતો, કેમ કે તે મરાઠાઓ સામે પાછો પડેલો. તેની જગાએ જે આવ્યો તે આગળ ધપ્યો ને એમને હરાવ્યા પછી તેણે મીર જાફર પાસે આવીને તેને કહ્યુ કે, જો અલીવર્દીખાનને પદભ્રષ્ટ કરવામાં તુ મને મદદ કરે તો હું તને બિહારનો ગવર્નર બનાવું. ત્યારે મીર જાફરે ના પાડી (આ બાબત જરા જુદી રીતે જુઓ જદુ૰ સરકાર ૧-૧૩૬) પરતુ તે વખતનો આવો વફાદાર માણસ ૧૭૫૭માં પરદેશી લોકો જોડે કાવતરું કરતો જોવા મળે છે તેને આ પરદેશીઓની શક્તિનું ભાન છે અને કાવતરુ કરે છે તે પોતાના જ માલિકની ગાદી પચાવી પાડવાને માટે ! આ અંગત સ્વાર્થનું કામ સાધવાને માટે તે જૂઠા સોગન ખાવાનું કાળામાં કાળું કામ કરવા, જેની આગળ પોતાની વફાદારીના સોગન ખાવેલા તેવા પોતાના જ ભત્રીજાને કમોતે મારવા ધકેલી દેવા, અને પોતાના દેશનુ ભવિષ્ય વધેરવા, તે અચકાતો કે ખમચાતો નથી. જો ખરેખર હિંદના લોકો તેમના પરદેશી વિજેતાઓની હકૂમત તળે સબડતા હોય, તો તેમણે આ મીર જાફરને તેનો જવાબદાર ગણવો જોઈએ. પોતે નવાબીનો માત્ર ઠાઠ-દમામ ભોગવી શકે તેને સારુ, હિંદના લોકોના ત્રણ સમૃદ્ધમા સમૃદ્ધ પ્રાંતો અંગ્રેજોને વેચી આનાર આ માણસ હતો' (પા. ૬૯–૭૦)

તો હિંદનો ઇતિહાસ જુદો જ સ્યાત. તે તો એક કપટક્રાંતિના* નાટકનો છેલ્લો અંક જ હતો. અને તે સમાપ્ત થયે અંગ્રેજો એવું પામ્યા કે જેનું વર્ણન ટૂંકમાં જ આપી શકાય કે, બ્રિટન અને તેની પ્રજા આજ જગતમાં જે સમૃદ્ધિ, નામના, મહત્તા ને આગેવાની ભોગવે છે, તે તેના સામ્રાજ્યને આભારી છે; અને તે સામ્રાજ્યમાં હિંદ મુખ્ય છે. એવા કીમતી પ્રદેશની પ્રાપ્તિનો પ્રારંભ પ્લાસીથી થાય છે. જગતના અને હિંદના હિત કે અહિતને માટે, પ્લાસી આવી ભારે નિર્ણાયક ઘટના હતી. (જુઓ માલેસન પા. ૬૭ વગુ)

---

* અહીં એક વાત ઉમેરવા જેવી છે બંગાળના શેઠોને માટે નવાબી-ઊથલપાથલની આવી રાજરમત નવી નહોતી ૧૭૩૯મા, ત્યારના નવાબ સરફરાઝખાનની સામે, તેના સામાન્ય નોકર પદેથી બિહારના નાયબ ગવર્નર બનેલા અલીવર્દીખાને બળવો કર્યો, તેમા આ શેઠોએ તેને મદદ કરી હતી અને હકદાર નવાબના જ સેનાપતિઓ ફૂટેલા બન્યા હતા — તેમણે ખાલી જ તોપો ફોડવાનો દગો ખેલવાનું ઠરાવેલું। આવા દગાનું પરિણામ ઉઘાડું છે· અલીવર્દીખાન જીત્યો અને ૧૭૪૧માં નવાબ બન્યો આ જ અરસામા દિલ્હી પર બાદશાહને નાદીરશાહની ચડાઈની આફત આવેલી તેનો લાભ અલીવર્દીખાનને મળ્યો. બાદશાહે બંગાળની આ ક્રાંતિને જતી કરી ને અલીવર્દીએ તેને ભારે ભેટ નજરાણા આપી રાજી કરી લીધો આપકર્મી અને ચતુર હોવાથી તે તો વગર કનડગતે રાજ કરીને ૧૭૫૬મા મર્યો. પણ બાપના કર્યા છોકરાને ભોગવવાં પડે, એ એને ખબર નહિ બરોબર એવી જ રાજરમત તેના વારસ સામે તેનો જ જમાઈ મીર જાફર બીજે જ વર્ષે રમ્યો માત્ર આ વેળા તેમને ભાન ન ન રહ્યું કે, આ વખતે આ બધામાંથી પોતાનો લાભ લઈ લેવા અંગ્રેજો ચીલ્ને પક્ષ તાકતો બેઠો છે અંધ લોભ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે, એ વારે દુન્યવી ડહાપણની કહેવત છે

# ૫

## બળવાનો બચાવ

બંગાળમાં કલાઈવના ધાર્યા પ્રમાણે ક્રાંતિ પૂરી થઈ. અંગ્રેજ ઇતિહાસકારોએ આ બનાવ ઉપર પાર વિનાની ટીકા ટિપ્પણીઓ લખી છે, અને એ ક્રમ ચાલુ જ છે. તે બધાંની નેમ લગભગ એકસરખી અને એ છે કે, બને તેટલા કલાઈવના અંગત વાંક અને ચારિત્ર્યદોષોને ઓછા કે હળવા કરી બતાવવા. પરંતુ આપણે જોયું કે, તેમાં તો તેમના હિંદના રાજના એ આદિસંસ્થાપકે જ એવા સચોટ પુરાવા પોતે થઈને ને છડેચોક આપ્યા છે કે, કરી કરીને કોઈથી તેને પૂરો બચાવી તો નથી શકાતો. આપણે જોયું કે, માલેસને તો તેને માણસાઈમાં સિરાજથી નીચે મૂક્યો છે.

આમ છતાં તેઓ તેનાં કૃત્યોના બચાવમાં બે દિશાઓમાં વળે છે — ૧. સિરાજ ખરાબ અવિચારી અને ઉદ્દંડ છકેલો નવજુવાન હતો; તેણે પોતાનાં જ માણસોમાં અસંતોષ ઊભો કર્યો હતો, કે જેને લઈને ક્રાંતિ થઈ. સિરાજના અંગત ચારિત્ર્યનો જ પ્રશ્ન હોય તો માલેસનનું પ્રમાણપત્ર તેના ઉત્તરમાં બસ થશે. અને અંગ્રેજો આપણા દેશમાં કાંઈ દેવના દૂત થઈને નહોતા, કે નથી આવ્યા. 'કાળું પ્રકરણ' ખેલનાર સિરાજ નહોતો; તેને વગર વાંકે ઉતારી પાડવા મથનાર લોક હતા. અને તે ખેલનાર કોઈ રીતે ઊંચું ચારિત્ર્ય હોવાનો દાવો તો નથી જ કરી શકતા. એટલે ચારિત્ર્યની વાત તેમના મોંમાં તો શોભતી નથી: અને ચારિત્ર્યને લઈને તેઓ કોઈ બચાવ કરી શકતા નથી. બલ્કે, પ્રસ્તુત વાતમાં જે જાતનો ચારિત્ર્ય-અંશ જોઈએ — પોતાના દેશની પ્રજા માટેની લાગણી — તે સિરાજમાં નહોતી એમ તેના કટ્ટરમાં કટ્ટર શત્રુએ પણ કહ્યું નથી. અરે, તે લાગણીનો પ્રેર્યો જ, તે ખુવાર થવા સુધી ગયો હતો.

બીજી વસ્તુ — કંપનીના માણસો પણ નવાબની હકૂમત તળે હતા. છતાં, તેની સામેની ફૂટનો લાભ લીધો એ ઉઘાડી હકીકત

કોઈ ઇન્કારી ન શકે, અને એ કામ હમેશ નિંદ્ય છે. તેઓ કાંઈ ખરાબ રાજા સામે પ્રજાકીય ક્રાંતિ કરનારા હિંદીઓ નહોતા. છતાં, પોતાના પક્ષાભિમાનથી અને ફાવ્યાના મદથી છકી જઈ, ફૂટ પાડવાના કાવતરાનો પણ અંગ્રેજોને હક હતો, એટલે સુધી કહેવા તેઓ પહોંચી ગયા છે! તેઓ આમ કરવા દોડી જાય છે તે એની એક ઊંધી સમજથી કે, આ પ્રશ્ન 'હિંદની દેશી રાજસત્તા વિરુદ્ધ અંગ્રેજ સત્તા'ને ધોરણે વિચારવો જોઈએ. આ સમજથી જ તેઓ સિરાજુદૌલ્લાની બરાબરીની ભાષામાં લખી શકે છે. અને કલાઇવના એમના બચાવનામાની બીજી દિશા આ પરથી તેઓ લે છે.

તેઓ એમ કહે છે કે, અંગ્રેજો અને નવાબ વચ્ચે યુદ્ધ હતું. અંગ્રેજોને તેની સામે વાંધા હતા. (જોકે તેમાંના જ કેટલાક ઇતિહાસકારો પ્રમાણે છે કે, સિરાજે આ બધા વાંધા તો દૂર કર્યા હતા, ને તેની રૂએ અંગ્રેજોનો વેપાર પહેલાં કરતાં વધારે સારી રીતે ગોઠવાયો હતો.) અને છેવટે તેઓ કહે છે કે, સિરાજ અંગ્રેજોનો અંતરથી વિરોધી હતો, અને કલાઇવ વગેરે તેમના દેશના હિતમાં વર્તતા હતા. તો શું સિરાજ વર્તતો હતો તે પારકાના દેશના હિતમાં? કે પછી અંગ્રેજોના જ દેશહિતમાં હિંદીઓએ વર્તવું જોઈએ, એને નીતિ સમજવાની છે? ઉઘાડી વાત છે કે, સિરાજનું વર્તન યોગ્ય હતું; તે જો અંગ્રેજો સામે હતો તો તેને માટે તેની પાસે કારણ હતાં — અંગ્રેજોએ જ તે પૂરતાં આપ્યાં હતાં. દુઃખ એટલું જ છે કે, સિરાજ તેમાં સફળ ન થયો.

આ બીજી બચાવ-દિશાનો મુદ્દો વધુ વિચારવો જોઈએ — અંગ્રેજો અને બંગાળની રાજસત્તાની બરોબરી ઇતિહાસ અને ન્યાયથી સિદ્ધ છે ખરી? અંગ્રેજો હિંદમાં મોગલરાજની પરવાનગીથી વેપારી તરીકે આવ્યા, ને તેમનો તે પરવાનો કાયદામાં રહી વફાદાર નાગરિક તરીકે વર્તવાની શરતે અને ત્યાં સુધીનો જ હતો, અને હોઈ શકે. તેથી જ જ્યારે ઔરંગઝેબના વખતમાં તેમણે સામે થવા જેવું કર્યું, ત્યારે તે બળવાના કામને દબાવી દઈ ઔરંગઝેબે તેમને ...ની હાંકી કાઢ્યા હતા, ને પછી સદ્વર્તનની બાંયધરી

આપીને જ ત્યાં તેમનાથી પાછા આવી શકાયું હતું. ૧૭૪૦–૫૦ સુધી અંગ્રેજો બરોબર બાદશાહી ફરમાન મુજબની મર્યાદામાં રહી ચૂપચાપ પોતાનો વેપાર કરી ખાતા હતા. નવાબ તેમનો રાજા હતો.

આમ, અંગ્રેજોને કોઈ ન્યાયે નવાબની બરોબરી હતી નહિ એ ઉઘાડું છે. તેમને તે હોઈ શકેય નહિ; તેઓ નવાબના પ્રજાજન હતા. એટલે, સિરાજની વાડમાં છીંડું જોઈ તેમણે જે પેસારો સાધવા વિચાર્યું, એ સીધો રાજદ્રોહ અને કાવતરું હતું. અને ત્યાર બાદ જે લડવા સુધીનું કામ-ઉપાડ્યું, એ ખુલ્લો બળવો કે ફિતૂર હતું. એ દૃષ્ટિએ, 'પ્લાસીનો બળવો' એ તે ઘટનાનું સાચું ને કાયદેસર વર્ણન થયું. તેને શમાવી દેવાનું અને તેના આગેવાનોને ઘટતો દંડ કરવાનું કામ સિરાજ અને તેની ઉપરી મોગલ સત્તાનું હતું. સિરાજ તેમાં અફળ ગયો; ઉપરી-સત્તા કેવી હતી ને તેણે શું કર્યું એ હવે પછીના પ્રકરણમાં આપણે જોઈશું. પરંતુ, સિરાજ સામે ક્લાઈવે જે કર્યું તેમાં તેનો કશો બચાવ ખોળવો એ ખોટું ને ચોર-કોટવાળને-દંડેના ન્યાયનું છે. બળવામાત્રનો બચાવ તેની સફળતામાં છે, એ જગત વ્યવહાર છે. અને તે બચાવ અંગ્રેજ પક્ષે છે; પરંતુ તેને મટે, કાયદા અને નીતિમાં જઈ બચાવ ખોળવો, એ ફાંફાં મનાવાં જોઈ એ — બુદ્ધિને તે લાંછન છે.

આગળના ખંડમાં આપણે જોઈ ગયા કે, ઔરંગઝેબની મધ્યસ્થ સત્તા તૂટયા બાદ, મોગલ સૂબાઓમાં, છૂટા પડીને સ્વતંત્રવત્ વર્તવાની ઘટનાઓ શરૂ થઈ ગઈ; એટલે બધું તંત્ર લશ્કરના જોર પર જ મુખ્યત્વે ચાલ્યું ગયું. એ સ્થિતિમાં જ અંગ્રેજો કર્ણાટક ને બંગાળમાં ફાવી શક્યા. પરંતુ, ખોટી ખરી પણ ઉપરીસત્તા હતી તો ખરી. તેવી બે સત્તાઓ ગણાય — ૧. કાયદેસર રીતની મોગલ બાદશાહી અને ૨. મરાઠાઓએ શસ્ત્રને જોરે સ્થાપેલી મરાઠાશાહી. બંગાળમાં મોગલ બાદશાહીનો સૂબો હતો, તેણે મરાઠાશાહી જોડે ચોથની બાબત ઠરાવ કરીને પતવી લીધી હતી. બંગાળમાં ક્રાંતિ થતાં નવા નવાબે આ બેઉ સત્તાઓ જોડેથી પોતાની માન્યતા મેળવવી જોઈએ. સામેથી, આ બે સત્તાઓએ આવી ક્રાંતિ થાય તે જો પોતાના

હિતમાં ન હોય તો નાખી દેવા તત્પર હોવું જોઈએ અને તેના કરનાર બળવાખોરોને દંડ દેવો ઘટે. જો વ્યવસ્થિત મધ્યસ્થ સરકાર હોય તો આમ વર્તે. તેવી સરકાર નહોતી; છતાં જેવી હતી તેવીએ કાંઈક ભોગ ભજવ્યો તો છે. આ ભાગને શાળામાં ચાલતાં પુસ્તકો ભાગ્યે જ સ્થાન આપે છે. પણ તે ભુલાવામાં નાંખવા જેવો નથી. ૧૭૬૪-૫માં થયેલી બક્સરની લડાઈની આગાહી રૂપ તેની પૂર્વાવૃત્તિ તેને કહી શકાય. તે ટૂંકમાં જોવી જોઈએ.

## ૬

## ઉપરી સત્તાની પામરતા

'મોગલ બાદશાહનું તખ્ત નોકરો અને ગ્રાહિતોનો ખેલ બન્યું હતું અને તેનો જે હકદાર હતો તે ઘર વગરનો રખડતો હતો.' થૉર્નટન ૧-૪૧૦

"ઉમરાવો અને સૂબેદાર નવાબોની દગાખોરીને લઈને આ અરાજક બન્યું છે; અને દરેક જણ પોતપોતાની જગાએ પોતાને કુલ સત્તાધીશ જાહેર કરે છે, અને તેઓ માંહોમાંહે લડે છે, જબરો નબળા ઉપર કૂદે છે . . . આ દગાકપટ ને અંધાધૂંધીના યુગમાં, બાદશાહ અંગ્રેજ સત્તાવાળાઓ સિવાય બીજા કોઈના વફાદારી-વચનો કે સેવા ઉપર આધાર રાખતો નથી" (શાહઆલમ ૧૭૬૮માં લખે છે એ જદુ૦ સરકાર, 'મોગલ રાજ્યની પડતી' ૨-૫૨૮ જુઓ)

૧

પ્લાસી જેવી જબરી ક્રાંતિ બંગાળમાં થાય અને કશું ખળભળે નહિ કે તેની સામે ચકલુંય ફરકે નહિ, એવું તો કેમ જ બને? મીર જાફરને ક્લાઈવે નવાબ ગણ્યો તે પૂરતું નહોતું બંગાળાના વગદાર લોકે તથા મોગલ બાદશાહે પણ તેને માન્ય રાખવો જોઈએ.

અને ફ્રેન્ચ તથા ડચ વેપારી પણ, અંગ્રેજો આખો વેપાર આ ક્રાંતિથી આગવો હડપ કરી ઇજારો ભોગવે, એ પણ, કશા વિરોધ કે બનતી ખટપટ કર્યા વગર, ન જ જવું દે, એ ઉઘાડું હતું. તેમાંના ફ્રેન્ચોને તો પ્લાસી અગાઉ જ ક્લાઈવે ચંદ્રનગરથી નસાડી કાઢયા, પરંતુ તે તેમના ગવર્નર લો જોડે પટણા હતા. અને અંગ્રેજો

સામે જેમને જોઈએ તેમને બનતી મદદ તેઓ કરે એ સાફ સમજાય એવી વાત છે. ફ્રેન્ચ ગવર્નર લૉએ પટણાના નાયબ દીવાન રામનારાયણ તથા કેટલાક જમીનદારો ને રાજાઓને પ્લાસીની ક્રાંતિના વિરોધમાં ઊભા કર્યા ને મદદ પણ કરી. આ પ્રતિક્રાંતિ ગોઠવવામાં તે ફાવ્યો નહિ ને અંતે અંગ્રેજોની કેદમાં પકડાયો, એ આગળ આપણે જોઈશું. આ જ એ માણસ કે જેણે સિરાજને પ્લાસી અગાઉ કાવતરાથી સંભાળવા ચેતવ્યો હતો. તે નિષ્ફળ થયો એનું દુ:ખ એણે તેના સમકાલીન ફારસી ઇતિહાસકાર ગુલામહુસેનખાન (એપ્રિલ–૧૭૫૯) આગળ રડ્યું હતું, જે તે લેખકે તેના 'સેર ઉલ મુતાખરીન'માં નીચે મુજબ સંઘર્યું છે:

"બંગાળથી દિલ્હી સુધી બધે હું ફર્યો છું; પરંતુ ક્યાંય પણ કોઈ પાસેથી મને ગરીબોને ત્રાસ ને મુસાફરોની લૂંટફાટ સિવાય કશું બીજું જોવા મળ્યું નથી. જ્યારે જ્યારે મેં જણાવ્યું કે, સુજા, ઇમાદ કે તેમના જેવા નામીતા રાજવીઓમાંથી કોઈએ, રાજ્યની આબરૂ અને વ્યવસ્થાને ખાતર, બંગાળનું કામકાજ બરોબર ગોઠવવાનું ને (તે પ્રાંતને પચાવી પડેલા) અંગ્રેજોને દાબી દેવાનું કામ માથે લેવું જોઈએ, ત્યારે તેમાંના એકેને એ કામ લેવાનું મન નથી થયું. એમના વર્તનની આબરૂ કે બેઆબરૂનો તેઓ મનમાં વિચાર જ નહિ કરતા . . . હિંદના ઉમરાવો અવ્યવસ્થિત, અસંગત બેવકૂફોનું જૂથ છે, અને એક દુનિયા જેટલી પ્રજાની ખુવારીને જ માટે માત્ર જીવે છે"

ફ્રેન્ચ સત્તાનો આ પ્રમાણે ફેંસલો થયો.

મીર જાફર નવાબ થયા પછી ડચ લોકોને પણ ક્લાઈવે દાબી દીધા ને બંગાળના કિનારેથી સાવ સાફ કરી તેમના તરફની દખલ કે ખટપટ સમૂળી ટાળી. આજે એક પણ ડચ થાણું હિંદની ભૂમિ ઉપર ત્યાર પછી રહ્યું નથી.

પરંતુ દેશી સત્તાનું કોકડું આવું સરળ નહોતું. બંગાળમાં ક્રાંતિ કરાવીને ક્લાઈવે હવે તેમાં હાથ નાખ્યો; અને તેમાંથી જ કંપનીને માટે, વેપારને જ અર્થે છતાં, હિંદના રાજકારણની નવી પંચાત જાગી. એમ કહેવાય કે, પ્લાસીથી કંપની ઉત્તર હિંદના રાજકારણમાં પ્રવેશ કરે છે. તેની શરૂઆત હવે થાય છે તે જોઈએ.

## ૨

મીર જાફર ગાદીએ બેઠો કે તેના જ કેટલાક જમીનદારો તેની સામે થયા. લડવામાં કાયર મીર જાફરે તેમને દબાવવા માટે ક્લાઈવની મદદ લીધી, અને એમ પોતા માટે વધુ પરાવલંબનનું બંધન વહોર્યું. અલીવર્દી અને સિરાજ તો કહેવા પૂરતા મોગલ સૂબેદાર હતા, બાકી વ્યવહારમાં ખરેખર તો તેઓ જ બંગાળના સાચા હાકેમ હતા. મીર જાફરે અંગ્રેજો જોડે થઈ દગો રમીને જો એમના જેવું પદ મેળવવા તાક્યું હોય, તો તેમાં તો તે પૂરો નિરાશ થયો. કેમ કે ડગલે ને પગલે તે અંગ્રેજોનો જ આશરો લેતો ગયો. એટલે સુધી કે, લોકો તેને 'ક્લાઈવનું ટટ્ટુ' કહેવા લાગ્યા હતા! અને અંગ્રેજોને એવું જ જોઈતું પણ હતું. એવી બેજવાબદાર સત્તાથી જ તેઓ દેશઘાતક વેપારનો પૂરો કબજો લઈ શકતા હતા.

મીર જાફર ઘરનાં આ આંતરિક પ્રકરણોમાં પડ્યો હતો, તે જ વખતે સરહદ ઉપરથી બહારનું જોખમ આવ્યું. એમ પણ કહી શકાય કે, બેઉ બાબતો અરસપરસ સંતલસથી યોજાઈ હતી, કેમ કે નવાબના સામે થયેલા જમીનદારો બહારના આ આક્રમણમાં મળેલા હતા. અને એય સવાલ છે કે, તેને બહારનું કહેવાય કે કેમ, કારણ કે ચડી આવનારો મોગલ પાટવી શાહજાદો જ હતો. હિંદની ત્યારની વિચિત્ર રાજદશાના નમૂના તરીકે આ ગણીએ તોય ખોટું નથી.

શાહજાદો અલી ગોહર લાયક માણસ હતો; શ્રી. સરકાર તેના 'મોગલ સામ્રાજ્યની પડતી' (૨–૫૨૫)માં કહે છે કે, તે હોનહાર પુરુષ હતો. જો તેને સારાં સાધનો ને અનુકૂળ સંજોગો હોત તો તે મોગલ ગાદીને પાછી શોભાવત.* ફ્રેન્ચ ગવર્નર લોએ તેનાં સંસ્મરણોમાં તેના

* શાહઆલમનો મિત્ર ને તેનો પરિચિત ઇતિહાસકાર ડો તેના ફારસી ગ્રંથોને આધારે લખેલા 'હિંદુસ્તાનના ઇતિહાસ'માં (૬–૪૧૭–૯) તેના વિષે લખે છે:—

'તેનામાં હિંમત છે, પણ તે શાંત ટકની કદાચ દુઃખ સહન કરવાની છાતી તેને કહી શકાય; નહિ કે જોખમ ખેડવાના પ્રેમવાળી સાહસિક બહાદુરી.' . (ટીપ ચાલુ, પા. ૯૫ ઉપર જુઓ)

સ્વભાવ અને અભ્યાસી વૃત્તિનાં સારી પેઠે વખાણ કર્યાં છે. આપણે જોયું કે, લો પણ સંજોગો હોય તો તેને મદદ કરી છૂટવા તાકે છે.

પરંતુ, શાહજાદો દિલ્હીના ખટપટી રાજકારણમાં ફાવી કે પેસાર્ઈ શકતો નથી.: તેનો પિતા બાદશાહ આલમગીર તેના વજીરના હાથમાં રમકડા જેવો હતો. વજીરને આવા શાહજાદા જોડે કેમ ફાવે! બે વચ્ચે અણબનાવ થયો; પરિણામે વજીરે પોતાના હાથમાં રમતા બાદશાહ પાસે તેના જ બેટાને રાજનિકાલ કરવાનો હુકમ કઢાવ્યો. બાદશાહે તેને બંગાળ–બિહાર–ઓરીસાના પોતાના પૂર્વ સૂબાના સૂબેદારનો ઇલકાબ* આપ્યો હતો. વજીરે તે પણ લઈ લેવાનો હુકમ કરાવ્યો; અને વ્યવસ્થિત સરકાર સામે તે બળવાખોર છે એવો પણ હુકમ જાહેર કરાવ્યો! (જુઓ जदु० सरकार 'મોગલ સામ્રાજ્યની પડતી' ૨–૧૬૫) અલી ગોહરે આ સામે થવા, દિલ્હી આસપાસથી બનતી મદદ મેળવી, વજીરને હંફાવવા બહુ ફાંફાં માર્યાં, પણ તેમાં હતાશ થઈ તે અવધના નવાબનું શરણું લેવા છેવટે ગયો. પૂરતું દૂર હોવાથી વજીર ત્યાં સુધી પહોંચે એવી દશામાં નહોતો, અને અવધનો નવાબ દિલ્હીના વજીર જોડે બહુ સારાસારીવાળોય નહોતો; તે એક માજી

---

રા તેનો એક દોષ બતાવે છે તે એ કે, તેની આસપાસના નકામા થઈ બેઠેલા ઉમરાવો તેની પાસે ગમે તેવા હુકમો કઢાવે છે, કે જે પળાવી શકાય નહિ. 'સત્તાસ્થાપનનું સૌથી મોટું રહસ્ય એ છે કે, જેનો અમલ કરાવી ન શકાય તેવો હુકમ ન કરવો'—આનો એ સતત ભંગ કરતો.

'એકંદરે જોતાં, ખોવાયેલું સામ્રાજ્ય પાછું મેળવવા માટે તો જોકે શાહઆલમ કોઈ રીતે લાયક નથી, છતાં સુખી વખતમાં તે માનથી એને સાચવત, અને એક સદ્ગુણી રાજા તરીકે ભવિષ્યની નામના કમાત' . . . 'એનામાં ગુણો તો ઘણા છે; પરંતુ તે ખાનગી ગૃહસ્થ જીવનના છે, કે જે રાજગાદી ઉપર કદી ઝળકી ઊઠતા નથી'

* શાહજાદા પાસે જો કાંઈ બાકી રહેલું હોય તો આ ઇલકાબ. બંગાળનો નવાબ સૂબેદાર કહેવાતો ને ખરેખર હતો પણ; પરંતુ કાયદાના વિધિમાં તે આ શાહજાદા નીચે કામ કરતો નાયબ ગણાતો. ઇલકાબના આવા ખોટા સામાજિક ચલણથી રાચવું અને લોકોમાં માન પામવું એ, ત્યારે, આપણા લોકમાનસની આટલી બધી જૂની કુટેવ લાગે છે!

વજીરનો એટો હોઈ તેની સાથે ઝઘડો પણ હોય તો નવાઈ નહિ. આપણે જોઈશું કે, શાહજાદો બાદશાહ થાય છે કે તેની પાસેથી પહેલી તકે અવધનો નવાબ તેનું વજીરપદું પોતાને માટે લે છે.

હવે પછીના હિંદના આ ભાગના ઇતિહાસમાં અવધનો આ શુજાઉદ્દૌલા* મુખ્ય ભાગ ભજવે છે. તે બંગાળબિહારના સૂબાની સરહદ ઉપર આવેલો છે. એથી તેના ઉપર તે ધારે તો પ્રભાવ પાડી શકે. અને હવે તો શાહજાદો જ તેની પાસે આવ્યો હોવાથી, તેને એક બારે પ્રતિષ્ઠા પણ મળી જાય છે. ફ્રેન્ચ ગવર્નર લો તેની મદદમાં છે. તે ધારે તો ઉત્તર હિંદમાં પાછી વ્યવસ્થિત મધ્યસ્થ સરકાર સ્થાપી શકે. પરંતુ, ડૉ સાચું કહે છે (પા. ૪૧૯) કે, 'ગંભીર વિચાર કરી શકે એવા સ્વભાવનો એ હતો નહિ. એટલે મસલત કરવા કરતાં લડાઈ ખેલવાનું જાડું કામ કરવા માટે એ વધારે લાયક હતો.' આથી કરીને, પૂર્વ હિંદ ઉપર આવેલી આ આફત વખતે તે આવી કશી કલ્પના કે વિચારશક્તિ બતાવતો નથી; અને રણક્ષેત્રમાં પણ પાછો જ પડે છે અને સાથે શાહજાદાને પણ લેતો પડે છે.

૩

શાહજાદાએ ત્યાગીની કાંતિનો લાગ જોઈ સુજા સાથે વિચાર કર્યો કે, બંગાળના સૂબેદારના ઇલકાઓને આધારે મીર જાફરને હકૂમત તજી આપવો. સુજાએ તેમાંથી પોતાનો જ એક અંગત લાભ સાધવાની તક યોજી. તેણે પોતે મદદમાં જવાને બદલે અલ્લાહાબાદના નવાબને શાહજાદાની મદદમાં જવા તૈયાર કર્યો. આ માણસ સુજાનો સગો હતો; પણ સુજા તેનો ઘાટ ઘડવા માગતો હતો. એટલે તેને તેણે આમ 'બાળવાખોર' શાહજાદા જોડે બેસવી આપ્યો, ને પોતે પોતાનું ધારેલું કપટકામ કરવા છૂટો રહ્યો.

* તત્કાલીન ઇતિહાસકાર ડૉ (પા ૪૧૬) કહે છે કે, તે બારે બળવાળો હતો ('તલવારને એક ઝટકે પાડાનું માથું કાપી વેગળું કરતો' એમ તે કહે છે) જુવાનીમાં તે ગમે તેમ વર્તતો પણ 'પછી તે રાજ્યનાં મામલામાં ધ્યાન આપે છે; તેથી તેની સત્તા સ્થિર બની છે, રાજ્યની આવક વધી છે, અને લશ્કર ઠીક પાયા પર છે પણ આ તેના સારા ગુણો છતાં, તે ઘાતકી છે, સિદ્ધાંત વિનાનો ને કપટી છે'

શાહજાદાની બિહાર પરની ચડાઈના ખબર દિલ્હી પહોંચતાં, ત્યાંથી વજીરે વળી નવો હુકમ કાઢ્યો. તેણે રમકડા-બાદશાહને નામે મીર જાફરને ફરમાન મોકલ્યું કે, અલી ગોહર બળવાખોર છે, માટે તેને પકડીને કેદ કરવો! હિંદમાં જે સત્તાએ અત્યારના વિષમ કાળમાં કુનેહ ને દુરંદેશીથી વર્તી દેશ ને પ્રજાને જાળવીને સ્વતંત્ર અને એક છત્રમાં રાખવાની હતી, તેના આવા હાલ હતા!

મીર જાફરને આ હુકમ મળવાથી તેને એક રીતની તો નિરાંત થઈ કે, શાહજાદા સામે થવામાં હવે બાદશાહનો વાંધો નથી,—જો તે એવો વાંધો સમજે તો. પણ એ લડવાથી કાયર માણસ આથી વળી વધુ ક્લાઈવ-વશ બન્યો. અને ક્લાઈવે શાહજાદા સામે મદદ કરવા બીડું ઝડપ્યુ. તેને પણ એ વગર છૂટકો નહોતો, કેમ કે પ્લાસીનો બળવો જગવી તેણે અંગ્રેજ નાવને ભર દરિયે લીધુ હતુ, એટલે 'આ પાર કે તે પાર'-વૃત્તિથી જ તેને ચાલવાનુ હવે રહેતું હતું. તેના સ્વભાવનેય એ જ ગોઠતું હતું.

આ આખા પ્રકરણમાં ગમતની વાત તો એ છે કે, જ્યાં ત્યાંથી મદદ મેળવી પોતાનું કાંઈ કેમ પદ જમાવવા જ'ખતો શાહજાદો અંગ્રેજો પાસેથી કશી આશા મળે તો તે માટે પણ કહેણુ મોકલતો હતો! ક્લાઈવે આવાં કહેણુને તો દાદ ન દીધી; હાથમાં આવેલા ને પ્રત્યક્ષ સત્તાધીશ નવાબને જ સભાળી રાખવો ઠીક, એમ એણે ઠરાવ્યું. મીર જાફરને પણ એ જ ભાવતું હતું, કેમ કે ગાદી ખોવાની કોને ગમે!

૪

અલી ગોહરે આક્રમણની તૈયારીઓ કરી. શાહજાદાના નામે આસપાસ લોક તેની સેનામાં ભરતી થયા. તે લઈ તેણે પટણા ઉપર હલ્લો કર્યો. પટણાના નાયબ દીવાન રામનારાયણે તેની સામે શહેરનો બચાવ કર્યો, અને કોકડી ઊભી થાય તે અગાઉ સંજોગવશાત્ ક્લાઈવ તેની મદદમાં આવી પહોંચ્યો. પટણા એમ બચી ગયુ.

આ જ અરસામાં, અવધના નવાબે હવે એનું કપટકામ ઉપાડ્યું. અલ્હાબાદનો નવાબ શાહજાદા જોડે તેણે કર્યો હતો એ આપણે જોયું. એની ગેરહાજરીનો ગેરલાભ લઈ, શુજાએ તેની રાજધાની પર ચ ઢ

કરી શહેરનો કબજો કર્યો. આપોઆપ આ સમાચાર જાણી અલ્હાબાદનો નવાબ શાહજાદાને છોડી પોતાના શહેરને રક્ષણે ધાયો, પણ તેને જોર કરી શુજાએ કેદ પકડી લીધો.

પટણા બાજુ હવે પરિણામ ઉઘાડું જ હતું: એકલો શાહજાદા પાછો પડ્યો. તેણે અંગ્રેજોનું શરણ મેળવવા સુધીની ક્લાઈવને વાત કરી, અને ક્લાઈવ જો તે આપે તો વખત આવ્યે પોતે તેનો બદલો આપશે, એમ કહ્યું. પણ આ વાત તો ક્લાઈવે ન સ્વીકારી ને તેને ૧૦૦૦ પાઉન્ડ જેટલી વાટ-ખરચી માટે રકમ આપી રવાના કર્યો! અકબરના ઘરનો નબીરો તેની જ સત્તાના વિદેશી પાસે આવી ક્ષુલ્લક રકમ લઈ ગુજારો કરે, એ હિંદની તે સત્તાની પામરતાની હદ જ કહેવાય. ચતુર અંગ્રેજ વેપારીઓ તેમાંથી રહસ્ય પામી જાય એમાં કાંઈ નવાઈ છે?

એથીય કરુણ ગમત તો એ છે કે, શાહજાદાને આમ પાછો કાઢવા માટે દિલ્હીથી બાદશાહે (એટલે કે એને નામે તેના પર ચડી બેઠેલા વજીરે) ક્લાઈવને પોતાના ૬૦૦૦ ઘોડેસવારના દરજ્જાના ઉમરાવનો ઇલકાબ આપ્યો! ક્લાઈવે તે સ્વીકાર્યો. પણ તેના ખાલી ખોખાથી તે ઓછો જ રાચે! તેણે તેના હાથારૂપ બનેલા પેલા શેઠોને કહ્યું કે, બાદશાહના આવા હોદ્દેદારને ૩ લાખનું વર્ષાસન હોય, તે બાબત તેમણે નવાબ પાસેથી જોગવાઈ કરવી. તેઓએ ખટપટ કરીને ૨૪-પરગણા જિલ્લાની તેટલી આવકની જાગીર આપવા મીર જાફરને સમજાવ્યો. પોતાની સરહદનું રક્ષણ કરાવ્યાના આભાર તળે આવેલા નવાબને લાચારીથી તે પણ આપવી પડે જ. આમ 'ક્લાઈવની જાગીર' નામથી ખૂબ ટીકાપાત્ર બનેલી ઘટના બની. બાદશાહનો ઉમરાવ તેની પ્રત્યે વફાદાર હોય ને લડાઈમાં સાથે લડે, એ એનો ધર્મ છે. આ રકમ તે સમજથી જ તેને અપાઈ હશે. પણ કંપનીની વફાદારી સામે જાય એવી આ વાત થઈ. હિંદમાં ખાનગી જાગીર કોઈ અંગ્રેજે સ્વીકારી હોય તો આ એક દાખલો છે. એને માટે પાછળથી ક્લાઈવની સારી પેઠે નિંદા થઈ; પણ તેણે અંગ્રેજો માટે જે કર્યું તેની કદર કરી, જિંદગી સુધી એ આવક તો પાર્લામેન્ટ ને કંપનીએ એને ખાવા જ દીધી; તેના મરણ બાદ તે કંપનીને હવાલે ગઈ.

૭

# વિખેરાતું મરાઠા બળ

'હિંદના જૂના થયેલા મુસ્લિમ રાજ્યની સપાટાબંધ પડતી અને નવા જાગેલા મરાઠાઓના સામ્રાજ્ય રચવા માટેના છેલ્લા હિંદુ પ્રયત્નની તદ્દન નિષ્ફળતા — આ બે પરસ્પર નિકટ સંબંધથી જોડાયેલી વસ્તુઓ છે'

જદુનાથ સરકાર 'લેટર મોગલ્સ' ૧-૪

૧

આ વખતે હિંદમાં જાગેલી ને મહાન મોગલ રાજ્યને સ્પર્ધતી બીજી ઉપરી સત્તા હોય તો તે મરાઠાઓની હતી· પૂર્વ હિંદુસ્તાનમાં આવડી મહત્ત્વની ક્રાંતિ થઈ ત્યારે તેણે એ માટે શું કર્યું એ જોવાથી, આ કાળની હિંદી રાજસત્તાઓનો એક જુદો જ રંગ જોવા મળે છે. આપણે જોયું કે, મોગલ બાદશાહો નબળા પડતાં તેમના સૂબા ધીમે ધીમે સ્વતંત્ર થતા ગયા; અને એમ થતાં થતાં છેવટે મોગલ સત્તા માત્ર દિલ્હી ને તેની આસપાસના મુલક પર જ રહી હતી. એટલું જ નહિ, આ કાળમાં (નાદીરશાહ ૧૭૩૯માં દિલ્હીના રંજાડ અને ધ્વંસ કરી ગયા પછી) અફઘાનિસ્તાનમાં અબ્દાલીનું અફઘાન રાજ્ય સ્થપાયું, અને તે પંજાબમાં પણ પ્રસરવા લાગ્યુ. આ હકીકતે હિંદના અફઘાનોમા જ્યાં ત્યાં એક નવી જાગૃતિ આણી. તેમાં ખાસ કરીને રોહીલખંડના રોહીલા અફઘાનોમાં, ઓરીસામાં તથા બિહારના અફઘાનોમાં એક એવો ભાવ જાગ્યો કે, દિલ્હીમાં પાછી શેરશાહના જાતિભાઈઓની ગાદી સ્થપાય અને તેની જગા લઈ લેનાર મોગલોને ત્યાંથી હવે ખસેડી દેવાય.

અવધ સૂબામા વળી એક નવી વસ્તુ જાગી હતી. ત્યાંનો સૂબેદાર સફદરજંગ (૧૭૨૯માં સૂબો થયો) શિયા હતો. એ બહાદુર માણસ હતો. બાદશાહના દરબારના ઉમરાવોની ચડસાચડસી માટેની તકરારમાં સફદરજંગ પડ્યો; અને તેણે લીધેલો પક્ષ હારવાથી, દિલ્હી દરબારમાં

તેના ભાવ ચડયા ને તે બાદશાહનો 'મીર આતશ'— તોપખાનાનો વડો બન્યો. (૧૭૪૪). તેથી ત્યાં શિયાઓનું જોર વધ્યું — સુન્નીઓ તેમને પજવતા હતા તે ઓછું થયું. તોપખાનાના વડા તરીકે તે બાદશાહી આખી ફોજનો જ ખરો વડો બન્યો, કેમ કે નિઝામ-ઉલ-મુલ્ક ૧૭૪૦થી દક્ષિણમાં ચાલ્યો ગયો હતો ને પોતાની અવેજમાં મૂકેલો તેનો દીકરો એવો પ્રભાવશાળી નહોતો. સફદરજંગ તેના અવધ સૂબાના પડોશી રોહીલા ઉપર બહુ ઝેર રાખતો; તેઓની સ્વતંત્ર હસ્તી અને બહાદુર સેના તેને પોતાના માર્ગમાં નડતર લાગતી. બાદશાહનો 'મીર આતશ' (વડો તોપચી) બનતાં તેણે રોહીલાઓને ખતમ કરવાનું તાકયું ને સેના લઈને બાદશાહની સાથે તે ચડાઈએ નીકળ્યો. પરંતુ એમાં એ બહુ ફાવ્યો નહિ અને બાદશાહી સેના નામોશી વહોરી પાછી પડી, અને ત્યાર બાદ થોડા વખતમાં રોહીલાઓ, તેમના સરદાર અલી મહમદના હાથ તળે, પાછા સ્વતંત્ર થઈ ગયા. સફદરે રોપેલાં આ રોહીલખંડ ને અવધ વચ્ચેનાં કલહબીજ, આપણે આગળ જોઈશું કે, તેના દીકરા શુજાઉદૌલાના વખતમાં ઝેરનું ઝાડ બને છે, અને શુજા રોહીલાઓના પતન માટે, વૉરન હેસ્ટિંગ્સના કાળમાં, અંગ્રેજોને બોલાવી લાવે છે. ચક્રનેમી ક્રમથી દિલ્હીમાં સફદરજંગ પાછો નીચે પડે છે, ને સુન્ની પક્ષ ચડતી ઉપર આવે છે. પરિણામે શુજા તેની અવધ હદમાં જ રહે છે.

આ ઝેરવેર અને અંધ સ્વાર્થ તથા સત્તાલોભના જાળામાંથી અહીં એટલું બતાવવાની મતલબ છે કે, એ બધાંને કારણે બાદશાહના ઉમરાવો તથા સૂબેદારો માંહોમાંહે લડ્યા જ કરતા હતા, અને એમ પોતાના જ પગ ભાંગતા હતા.

૨

આવી સ્થિતિમાંથી જ મરાઠાઓ પણ ઉત્તર ને પૂર્વ હિંદના મોગલ સૂબાઓમાં પ્રવેશ પામ્યા. સિંદે હોલ્કર એ બે સરદારોને લઈને પેશ્વાએ જે દિલ્હી ને પંજાબ સુધી પોતાના પગ ઠેરવ્યા, તે ઉપરના બાદશાહને ત્યાંના કલહને લઈને. અપ ઉમરાવો માંહોમાંહે

લડવા જતાં, પોતાના પક્ષને બળવાન કરવા જ્યાંથી જે મદદ મળે તે મેળવતા. તેમણે તેમાં મરાઠાઓની મદદ પણ નોતરવા માંડી. અને મરાઠાએ આ જ રીતે દૂર દૂરના મોગલ સૂબાઓ ઉપર પણ પોતાનો ચોથહક મેળવતા ગયા. ૧૭૪૦માં બીજો પેશ્વા મર્યો ત્યાં સુધીમાં 'મરાઠાઓએ ગુજરાત, માળવા, ને બુંદેલખંડની હકદાર (મોગલ) રાજસત્તાને પૂરેપૂરી છાવરી લીધી હતી ને ખાસ દક્ષિણ તો જાણે તેમને ખલાસ જ થઈ ગયું હતું' (જ૦ સરકાર ૧ – ૬૮)

ત્રીજા પેશ્વાનો કાળ એટલે ૧૭૬૧ સુધી. આ દરમિયાન, મોગલ સત્તા પેઠે જ મરાઠા સત્તામાં, સત્તાલોભ, અદેખાઈ ને ટૂંકી નજરનાં, મોગલ પડતીને જ મળતાં કારણોએ, એકસરખી અવદશા બેસવાનો પ્રારંભ થાય છે.

ત્રીજો પેશવા નાનાસાહેબ પ્રબળ પુરુષ હતો; છતા, ખાસ કરીને, વરાડના રઘુજી ભોંસલે જોડે તેને જે અણબનાવ ને ઊંચાં મન થયાં હતાં તે એટલે સુધી કે પેશવા ને ભોંસલે ખૂનખાર યુદ્ધ લડયા; અને એ જ વૈમનસ્ય છેવટ સુધી ને વશપરંપરા પણ રહ્યું ગણાય; અને આપણે આગળ જોઈશું કે, એમાંથી જ, વૉરન હેસ્ટિંગ્સના કાળમાં પેશ્વાની ચડતી-કળાને રોકવામાં ને અગ્રેજોને બચાવી લેવામાં ભોંસલે રાજા હેસ્ટિંગ્સ જોડે સમજૂતી ઉપર આવે છે.

રઘુજી ભોંસલે શિવાજીના કુટુમ્બનો હતો. હોલ્કર શિંદે ગાયકવાડ પેઠે તે પેશ્વાનો નોકરવર્ગમાંથી ઉપર આવેલો સરદાર નહોતો. તે પરાક્રમી હતો. એટલે તેની 'એવી મહત્ત્વાકાંક્ષા હતી કે, પેશ્વાને બદલે પોતે પોતાના માલિક (છત્રપતિ)ના માલિક તરીકે (એટલે કે પેશ્વા બનીને) સતારામાં અધિકાર ભોગવવો.' પરતુ 'બાજીરાવનું શિક્ષણનું ચડિયાતાપણું તથા યુદ્ધ અને સગઠનની સહજ-પ્રતિભા — એને લઈને તે પાછો પડયો, અને એમ તેજોવધથી' ઘવાયેલો એ પેશ્વાની સત્તાનો દ્વેષી ને છૂપો ખાંચો રાખનાર થયો; તથા પોતાની શક્તિ દાખવવાને માટે અલગ સત્તાક્ષેત્ર ખોળી લીધું. તે સત્તાક્ષેત્ર એટલે મોગલોના બંગાળ બિહાર ને ઓરીસા એ પૂર્વ સૂબા પર ચડાઈઓ.

બાજીરાવ પેશ્વાએ પણ એની રીતે આ વસ્તુ સ્વીકારી "પોતાને અંતકાળ પાસે આવતા બાજીરાવ ડહાપણભેર પોતાની શક્તિની વહેવારુ મર્યાદા સમજી ગયો, અને પ્રતિસ્પર્ધી મરાઠા સરદારોમાં મોગલ સૂબાઓ વહેંચી 'લઈ' પોતપોતાના નિરનિરાળા 'સત્તાક્ષેત્રો' ગોઠવી લેવાની યોજના પરસ્પર સમજૂતીથી કરી લેવામા સંમત થયો, જેથી કરીને દરેક સરદાર પોતાના સ્વામીના બીજા કોઈ અમલદારની દખલ કે નડતર વિના પોતાના ખાસ લૂટી ખાવાના પ્રદેશને લૂટવા, તેની ઉપર કર લાદવા, અને અધિકાર ભોગવવા સ્વતંત્ર રહે" (ज० सरकार १–६८)

વિશાળ ખંડ જેવડા દેશની સુવ્યવસ્થાને માટે ઘટતી અમલ-ગોઠવણી ને વહીવટી વિભાજણી કરવી જરૂરની હોય છે વધતી જતી મરાઠા સામ્રાજ્યસત્તાએ એ કરવી પણ જોઈએ પરંતુ પેશ્વાએ જે કર્યું તે આ વસ્તુ નહોતી તેણે તો 'કકાસનું કાળુ મોં' એ જે દુનિયાદારીમા ડહાપણ કહેવાતી પણ ટૂંકી બુદ્ધિની નીતિ છે, તે જ માત્ર તેમા જોઈ હતી એમા એવી સમજ પણ નથી જોવા મળતી કે, કુલ મરાઠા રાજ્યમંડળ આગળ મોગલ સામ્રાજ્યને જેર કરવાનું કામ પડેલું હોવાથી, એ મુખ્ય વસ્તુ સમજીને પોતાની અંદરની નીતિ ગોઠવીએ અને વિખવાદોને પતવીએ પેશ્વાએ આ જાતની નીતિ સ્વીકારીને મરાઠા રાજ્યમંડળમાં જે સહેજે સાધી શકાત તે સંધાત સ્નેહબળ પર ઘા માર્યો, જેના પરિણામ સ્વાભાવિક રીતે, રેતીના કણ પેઠે, વેરાઈ જવા રૂપે, આગળ ઉપર આવી રહ્યા માહોમાંહે લડતા મોગલ ઉમરાવો અને મુસ્લિમ વિખવાદોની પરિસ્થિતિનો લાભ લેવા તેમણે તાકર્યું ને એમ કરી મરાઠાઓ પોતાની સત્તા-જમાવટમા દેખતા આગળ દોડ્યા, પરંતુ તેના મૂળમા આ પ્રકારનો ઊંચા દિલનો ફાંટો હતો જે આગળ જતા તે ઝાડનો રસકસ હણે છે

૩

રઘુજી ભોસલેએ પોતાની સત્તાવૃદ્ધિ માટે પોતાના વરાડ પ્રદેશને નજીક પડતો ને આગવો ભોગવી શકાય એવો જે પ્રદેશ, તે તરફ

નજર કરી. તેણે સેના લઈ, વરાડ ને બંગાળ વચ્ચેનો જંગલી ને પહાડી મુલક ભેદી, હલ્લા શરૂ કરવા વિચાર્યું. અને તેની શરૂઆત કરવાનો લાગ, હિંદના દેશી રાજકારણની કહેવત રૂપ બનેલી એ જ ઘરની ફૂટ દશામાંથી મળ્યો. "મુગલ સામ્રાજ્યની એ છેક પૂર્વની સરહદના તે સૂબાના ઘરના શત્રુઓ પાસેથી તેને તરત નોતરું મળ્યું. રઘુજીને માટે એ ઈશ્વરે મોકલેલી તક હતી." (જ૦ સરકાર ૧–૬૯). એમ ૧૭૪૨ માં જે ચડાઈ શરૂ થઈ તે ઠેઠ ૧૭૫૧ સુધી, વચ્ચે આંતરા ખાતી ખાતી, ચાલી. તેમાં અલી વર્દી અને રઘુજી બેઉ સારી પેઠે ધોવાયા, ને કોઈ ખાસ ફાવ્યુ નહિ. અને બંગાળની પ્રજાને મરાઠાઓનાં ધાડિયાંની લૂંટફાટ ને અપાર અત્યાચારોથી જે ત્રાસ પડ્યો તેનુ તો વર્ણન વાંચતાંય કમકમાટી ઊપજે છે. એવી સ્થિતિમાં તેમને કોઈ પ્રજાકીય આવકાર ન મળે એ ઉઘાડુ છે; અને સામ્રાજ્ય સ્થાપવા માટેના રાહ એવા ન હોય. ભોંસલે માત્ર પોતાનો ચોથહક માણવાથી જ સતુષ્ટ થતો હોય એમ વર્તે છે.

આ સતત ત્રાસ અને પજવણીમાંથી બચવા અલીવર્દીએ દિલ્હી બાદશાહને લખ્યુ. બાદશાહે શાહુ રાજાને બંગાળ સૂબાનો ચોથહક આપ્યો હતો. પણ શાહુએ તેનો હવાલો રઘુજીને કર્યો હતો. બાદશાહે આ ગોઠવણ સામે બાળાજીરાવ પેશ્વાને જણાવ્યુ કે, તમારે રઘુજીને ચોથ લેતો રોકવો જોઈએ. બાલાજી રઘુજીનો હરીફ ને વેરી હતો. તેણે (૧૭૪૨) બંગાળમા રઘુજીને રોકવા તેની સામે ચડાઈ લઈ જવા કબૂલ કર્યું. આ વેળા રઘુજી જાતે બંગાળની ચડાઈ સારુ નીકળ્યો હતો. એટલે તે ૧૭૪૩ માં અલીવર્દી ઉપર ચડી આવ્યો, ત્યારે નવાબની મદદમાં બાળાજી પેશ્વા બગાળ આવ્યો હતો! પરિણામે, એક નોંધવા જોગી ઘટના બની કે, રઘુજી ને બાળાજી સામસામે લડ્યા ને બાળાજી હારીને નાઠો! બાલાજીએ અલીવર્દી પાસે શરત કરાવી હતી કે, પોતે રઘુજીને પજવતો બધ કરે તે પેટે નવાબે બગાળ સૂબાની ચોથ શાહુ રાજાને આપવી અને ૨૨ લાખ રૂપિયા ફોજના ખર્ચ પેટે રોકડા આપવા. પણ હરાવીને કાઢી મૂકવા માત્રે રઘુજી એમ રોકાયો નહિ. તેણે તો બીજે વર્ષે પાછી ચડાઈ મોકલી, અને અલીવર્દી

હાથ ધસતો હતો ત્યાં ને ત્યાં જ રહ્યો તેણે ઘણી જૂસો પાડી, પણ પેશ્વા પોતાનું વચન પાળે એમ નહોતો કારણ કે, હવે શાહુ રાજાએ બંગાળના ચોથહક બાબત લડતા પોતાના બે માણસો વચ્ચે એવો તોડ કાઢી આપ્યો હતો કે, અલ્હાબાદ પટણા વચ્ચેનો બિહારનો મુલક પેશ્વા પોતાની ચોથનો સમજે ને બાકીનો બધો પ્રદેશ રઘુજીને હવાલે રાખવામાં આવે. આમ, અલીવર્દી તો હતો તેવો ને તેવો જ પાછો રઘુજી જોડે ઝઘડતો રહ્યો એમ બેઉ સરખા થાક્યા ને સરખા વળગ્યા રહ્યા અને સમજીને ૧૭૫૧માં તેમણે તોડ પર આવી જે કરાર કર્યો, ને આપણે આગળ જોઈ ગયા ત્યાર પછી તે બે વચ્ચે મરતા સુધી ઝઘડો ન થયો રઘુજી ૧૭૫૫માં મર્યો બીજે વરસે અલીવર્દી મર્યો પછી તેમના વારસો માટે નવી જ સમાન શત્રુતા અને (તેથી જો સમજે તો) લગભગ સરખી આફતની પરિસ્થિતિ જાગે છે

૪

આટની પૂર્વ ભૂમિકા પછી હવે આપણે પ્લાસીના પ્રસ્તુત સમય ઉપર આવીએ છીએ અલીવર્દી પછી સિરાજ, ને ત્યાર બાદ મીર જાફર નવાબ બન્યો, અને તેમાં અંગ્રેજો કરતા કારવતા બન્યા હતા નાગપુરમાં રઘુજી બાદ તેનો દીકરો જાનોજી ગાદી ઉપર આવ્યો બંગાળના ચોથહકની અમલબજાવણી તેણે કરવાની હતી પરંતુ તેને માટે હવે એને માત્ર નવાબનો નહિ, પણ તેના રક્ષક અને ભક્ષક બનેલા અંગ્રેજ વેપારીઓનો સામનો કરવાનો હતો ભોંસલે ગજા આ વિકટ કાળને માટે પૂરતો સમર્થ નહોતો.

અને આ કાળમાં પેશ્વાને ચોથ મળે છે કે કેમ એ જાણવા નથી મળતું પરંતુ એક એવી હકીકત મળે છે કે, કદાચિત્ જ્યારે સિરાજ સામે લડવાની તૈયારી કરતો હતો ત્યારે બાલાજી પેશ્વા તરફથી તેને એક પત્ર (એલ્ફિન્સ્ટન-૩૧૦) મળ્યો, જેમાં એમ કહ્યું હતું કે, અંગ્રેજોને તે નવાબ સામે લશ્કરી મદદ કરશે! કદાચિત્ને આ વિચિત્ર પત્ર જોઈ એવી મૂંઝવણ ઊભી થઈ કે, આ પત્ર ખરો હશે?* સિરાજે, પોતાની મૈત્રી ખરી છે કે દંભી, એ પારખવા માટે બનાવટ

* માલકમ જણાવે છે કે એ પત્ર સાચો હતો

તો ન કરી હોય ? આ મૂંઝવણમાંથી તેણે એવો રસ્તો કાઢચો કે, એણે તે પત્ર સિરાજ ઉપર જ મોકલ્યો, જેથી મૈત્રીનો દંભ વળી પાકો બને. તે અત્યારે તેની જોડે સારાસારીનો ઢાંકપિછોડો રાખી મીર જાફર જોડેનું કાવતરું રચતો હતો.+ એટલે આ પત્રને તેણે પેલા ભોળા બિચારા નવાબને છેતરવામાં વાપરી લીધો. અને સિરાજ તેથી જ ભોળવાયો. ભરોસો રાખનારને છેહ દેનાર એ જ ક્લાઈવ એમ કહેતાં શરમાતો નહિ કે, પૂર્વના માણુસ વિશ્વાસપાત્ર ન ગણાય! અત્યારે પોતાની વિશ્વાસપાત્રતાની નાદારી તે પ્રગટ કરતો હતો એનું એને ભાન ન રહ્યું. પણ એ વળી બીજી વાત થઈ.

આ જ કાલમાં જાનોજી પણ નવાબ પાસે ચોથ માગે છે, કેમ કે ૧૭૫૭ પછી તેની બાકી જ ચડયા કરતી હતી. ચડેલી બાકી વસૂલ કરવા, ૧૭૬૦ માં, ઓરીસાનો ભોંસલેનો વહીવટદાર (શિવભટ્ટ સાઠે) બંગાળ ઉપર ચડાઈ કરે છે, અને તે વખતે જ ચડી આવેલા શાહ આલમને નવાબ સામે પોતાની મદદ આપવાનું પણ કહાવે છે, ને કેટલાક મરાઠા ઘોડેસવારો તેની સેનામાં જોડાય પણ છે.

આમ વળી બીજી વાર, બંગાળની ચોથ બાબત, પેશ્વા અને ભોંસલેની સત્તા સામસામા પક્ષમાં વર્તતી જોવા મળે છે. મરાઠા રાજ્યમંડળના મુખ્ય મુત્સદ્દી અને પ્રધાન તરીકે પેશ્વા આ કાળે પણ પ્લાસીની ક્રાંતિ અંગે કોઈ પ્રકારનો મૌલિક વિચાર દર્શાવી પોતાની સત્તાને સંગઠિત રૂપે વાપરવાની નીતિ જન્માવતો નથી. તેને કદાચ અંગ્રેજોના પગપેસારાનું ગંભીર મંડાણ પૂરી સ્પષ્ટતાથી સમજાયું નહિ. અથવા નજીકના અને સીધા સંબંધી જોડેનું પોતીકુ વેર એને એટલું વસ્યુ કે, અંગ્રેજ નીતિને તે પામી જઈ શકતો નથી. અને મુખ્ય વાત તો એ છે કે, તેનું આખું ધ્યાન દિલ્હી તરફ જ હતું; તે દિલ્હીનો કબજો ચાહતો હતો. દિલ્હીમાં મુસલમાન ઉમરાવોની ખટાખટીનો લાભ લઈ ત્યાં પોતાનું વર્ચસ્વ જમાવવા તે તાકતો હતો. તેમાંથી તેણે અફઘાનોનું પણ વેર માથે લીધું ને અહમદશાહ અબ્દાલીને

+ એલ્ફિન્સ્ટન કહે છે કે, 'આ જાતનું શિમણુ વર્તન છેવટ સુધી ચાલુ રાખવામાં આવ્યું હતું' (પા ૩૦૨)

છંછેડયો. તરત તો તે ફાવ્યો, કેમ કે ૧૭૫૯ના અંતમા આલમગીર બાદશાહનું ખૂન થયુ કે તરત નવે વરસે તેણે દિલ્હીનો કબજો લીધો. નવો બાદશાહ શાહઆલમ ત્યાથી દૂર બિહાર અવધમા રખડતો હતો.

આવી અસ્તવ્યસ્ત દશામાં રોહીલાઓને બીજા અફગાનોની સતવસથી અહમદશાહ ૧૭૬૧માં મરાઠાઓને દિલ્હીથી હાંકી કાઢવા માટે ચડી આવ્યો. પાણીપતમા બે જબરી સેનાઓ વચ્ચે ઘોર યુદ્ધ થયુ. મરાઠાઓ હાર્યા. છતે બળે હાર્યા, કેમ કે તેમની અંદરનો વિખવાદ આવી કટોકટીની વેળાએ પણ તેઓ દબાવી શકયા નહિ. આ હાર મરાઠા સત્તાને માટે ભારે ફટકારૂપ નીવડી. પૂર્વ તથા દક્ષિણમા અગ્રેજો ચૂપકીબેર જે ક્રાતિ કરી રહ્યા હતા, તેને આથી આડકતરી છતાં ઠીક રાહત મળી કહેવાય.

અગ્રેજોએ શાહઆલમ હાથ આવેલો જતો કર્યો ને પ્લાસીની જીત કાયમ રાખી, મરાઠાઓ બાદશાહી તખ્ત લેવા દોડયા, પણ પૂર્વ અને દક્ષિણમાં ખરો વખત ચૂકયા કે ન સમજ્યા. બાદશાહને કબજે કરવાની આ જ ભ્રમણા હવે પછીના ઉત્તર હિંદના રાજકાજમાં ઉપર રહે છે, અને સામેથી અગ્રેજો હાથ આવેલા બાદશાહને જતો કરે છે, અને તેને બદલે બંગાળ અવધ સૂબાને ચોથ અને મોગલ ખંડણી બેઉમાથી મુક્ત કરી લે છે.

૫

છેવટમાં, બગાળની ચોથ બાબત જદુનાથ સરકાર જે થોડી હકીકત આપે છે (૧–૧૭૫–૧૭૮) તે જોઈ લેવા જેવી છે. તે કહે છે કે, "ઓરીસાનો મરાઠા વહીવટદાર અગ્રેજોને ચોથ માટે લખ્યા જ કરતો. અગ્રેજો જવાબમા લખતા કે, નવાબ સીધો જાનોજીને નાગપુર તે બાબત લખવાનો છે. તે પરથી જાનોજીનો એલચી કલકત્તા જાય છે (૧૭૬૧). પરતુ આ કાળમાં મીર કાસમ નવાબ થયો હોય છે, અને તેને ને અગ્રેજોને ઝઘડો થવાથી જાનોજીને રીઝવી લેવો એ ડહાપણ છે, એમ અગ્રેજો ઠરાવે છે. અને તે કલકત્તેથી તેને લખે છે કે, 'અમને ચોથના જવાબદાર ગણશો, અને મીર જાફરને પજવશો નહિ તથા મીર કાસમને મદદ ન કરશો.' આ પરથી જાનોજી

મીર કાસમે મોકલેલી ચોથ પાછી મોકલે છે! અને જ્યારે તેને અંગ્રેજો નવાબી પરથી મારી કાઢે છે ત્યારે તેને કટક જિલ્લામાં આશ્રય પણ આપવા ના પાડે છે." એટલે, ઉઘાડું અનુમાન જાય છે કે, જાનોજીને અંગ્રેજોએ આ કાળમાં ચોથ આપેલી; પણ પછી તેમની સ્થિતિ બંગાળમાં પાકે પાયે થતાં તે બંધ કરી, કેમ કે ૧૭૬૭માં જાનોજી બે વર્ષની બાકીની ફરિયાદ કરે છે. આમ જણાવી જદુ સરકાર-કહે છે કે, 'અંગ્રેજોએ ચોથ બાબત ચોક્કસ ઠરાવ કરવા ના પાડી ને મૈત્રીના કરાર કરવાની યુક્તિથી આઠ વર્ષ વાતોનાં વડાં કર્યા કર્યાં, તેથી જાનોજી ઉશ્કેરાયો. પરંતુ મરાઠા રાજ્યનાં આંતરિક કલહોથી તે નબળો પડયો હતો, અને પોતાના કરાર પ્રમાણેના હક માટે સર્વજીત અંગ્રેજ સેના સાથે લડાઈ વહોરવા ડરતો હતો.' (सरकार १-१७४-६) ૧૭૬૮માં વળી ચોથના તગાદા કરાય છે. પરંતુ તેમાં કાંઈ વળતું નથી. આ વખતે તો આગળ વધી ક્લાઈવ અને અંગ્રેજ કંપની ઓરીસા જ પોતે માગે છે, કેમ કે મદ્રાસ અને બંગાળ પ્રાંત વચ્ચે એટલો જ ભાગ એમનો નહોતો. તેઓ જાનોજીને કહે છે કે, ત્રણ વર્ષની બાકી ચોથ અમે આપીએ ને પછી દર વર્ષે ૧૨ લાખ ચોથ ભરીશું; સામેથી જાનોજી ઓરીસા છોડી અંગ્રેજોને સોંપે. જાનોજી આ ઊંધા-પાટા-બાધણીમાં ન ફસાયો. અને અંગ્રેજોને તેની સારા-સારીની ગરજ હતી, એટલે તેમણે પણ તે વખતે બગાડયું નહિ, બલ્કે હેસ્ટિંગ્ઝના વખતમાં ખાસ સાચવ્યું. લૉર્ડ કૉર્નવૉલીસે તો પૂના સુધી પૈસા વેરીને પણ ઓરીસા લઈ લેવા દોરીસંચાર કર્યા, પણ ફાવ્યો નહિ. છેવટે, જ્યારે મરાઠા રાજ્યમંડળ સાવ વેરવિખેર થયું હતું, તે વખતે વેલેસ્લી આ પ્રાંત ભોંસલે પાસેથી છીનવી લે છે. એમ, જેમનો આખા પૂર્વ સૂબા ઉપર ચોથહક હતો, એવા મરાઠા પોતાની કજિયાખોરીથી ખવાઈ જઈ હાર્યા; અને ધાર્યું હોત તો જેઓને પ્રારંભમાં જ દબાવી શકાયા હોત, તે અંગ્રેજો હળે હળે પોતાના સંગઠન ને સંઘાતબળને જોરે ફાવ્યા. આ બધી ફાવટની શરૂઆત કરનાર, પ્લાસીની ક્રાંતિનો પડઘો ક્લાઈવ, તે બધું જોઈને, રજવાડી હિંદ વિષે જે પામી ગયો તે તેના જ એક પત્રમાંથી જોઈએ.

## ૮

# અંગ્રેજ ફાવટનું વ્યાકરણ

### ૧

૧૭૫૭થી ૧૭૫૯ સુધીની પોતાની કામગીરીમા ક્લાઈવને જે જોવા મળ્યુ, હિંદની બે મુખ્ય રાજસત્તાઓ જે રીતે પ્રત્યક્ષ વર્તી, ને તેમની જોડે તેનો સંપર્ક થયો, તે બધા ઉપરથી તેણે જે તારણ કાઢ્યુ, તે તેણે ત્યારના ઈંગ્લંડના પરદેશ ખાતાના પ્રધાન વિલિયમ પીટને, પોતાનો ખાસ મંત્રી મોકલીને, પત્રરૂપે હાથોહાથ પહોચાડ્યુ, ને તેમા નહિ લખેલી કે ન લખાય એવી માનેલી વાતો તેની મારફત રૂબરૂ કહાવી. આ કાગળમા તેણે અંગ્રેજ કંપની દ્વારા, અંગ્રેજ પ્રજાના ભવિષ્યને હિંદમાં રચવાને અંગે જે કલ્પના બતાવી, જે વાતો ધ્યાન પર લેવા પીટને તેણે વીનવ્યો, એ બધાને, ખરેખર, અંગ્રેજો જે હિંદમા ૧૭૫૭મા ફાવ્યા તેનું ટૂંકમા વ્યાકરણ કહી શકાય. તેવી જ રીતે, હિંદી પક્ષ તરફથી કોઈ રાજસત્તાએ યા વ્યક્તિએ દેશમા થયેલી ક્રાંતિનો અભ્યાસ કરીને ધ્યાન આપ્યુ લાગતું નથી * અંગ્રેજો દેશી રાજસત્તા ઉપર પોતાનો કબજો કેવી રીતે બેસાડે છે, એ નહોતું સમજાયુ એમ કહેવુ મુશ્કેલ લાગે છે છૂટક છૂટક અનેકને એનો અનુભવ હતો, એ પર વિચાર કરવાની પહોચ હતી, પરંતુ તે બધાને એકઠાવીને વ્યાપક વિચાર કરી, કશીક પણ નિર્ણાયક ને દેશવ્યાપી નીતિ ઘડવાને માટે, કોઈ મધ્યસ્થ કે પૂરતુ પ્રભાવ પ્રતિષ્ઠા-વાળુ તંત્ર નહોતુ. અને જે તેવું કામ દઈ શકે એવુ હતું તેમની દૃષ્ટિમા અંગ્રેજ કંપની એટલે, હિંદના શેઠ, ઉમરાવ, સૂબેદાર, જાગીરદાર વગેરે જેવા લોકોની પેઠે, પણ બહારથી આવેલી, એક નવી પેઢી, એવો જ ખ્યાલ રહ્યો હોય એમ

---

* મીર કાસમ એક એવી વ્યક્તિ છે કે જેને અમુક અંશે આગળ અપવાદ ગણવો જોઈએ. પરંતુ તે ત્યારની દેશી રાજસત્તાઓ કે ઉપરી સત્તા જોડે કશી મસલત કે સતલસ કરતો નથી, તેની સમજ સાવ અંગત જ રહી લાગે છે

લાગે છે. તેવા જ ભાવથી બાદશાહ ક્લાઈવને પ્રધાનકામ આપે છે, ને શાહઆલમ તેનું પોતાનું કામ કરવા માટે કરારની હળની વાત કરે છે. પરંતુ, આ તો એક નવી જ ઢબનું આક્રમણ છે,— દરિયા પારથી આવેલી એક ગોરી પ્રજા વેપાર કરે છે, પણ તેની આમાદીને સારુ આપણી હકૂમતનેય પચાવી પાડે છે, એવું કદાચ એમને આ કાળે (આજના જેવી સ્પષ્ટતા તો ક્યાંથી જ?) ઝાંખું ઝાંખુંય ન લાગ્યું હોય. તેથી જ કદાચ પ્લાસીની ઘટના તરફ ઘટતું ધ્યાન ન ગયું. પરંતુ ક્લાઈવને તો ખબર હતી કે, પોતે શી બાજી રમે છે. તેનો ખુલ્લો એકરાર પીટ પરનો આ પત્ર છે.

૧૭૫૯ના જાનેવારીની ૭મી તારીખ માંડેલો તે પત્ર કલકત્તાથી તેણે લખી આપ્યો. પીટને તેના મંત્રીએ પહોંચાડ્યો. તે ઉપર તેની જોડે ઠીક ઠીક વાત પણ થઈ. પીટે અનેક વાત કરી; પણ તેણે એ ખાસ ધ્યાન પર લીધી ન કહેવાય. તેણે બતાવેલા વાંધામાં એક એવો હતો કે, 'કર્નલ ક્લાઈવ જેવા પ્રતિભાશાળી માણસના હાથ તળે આ કામ કરી નાખવામાં તો એવડી મોટી મુસ્કેલી નથી; પણ તેને ટકાવી રાખવાનો મુદ્દો છે; અને તેને માટે યોગ્ય માણસો ક્લાઈવ પછી આવે એ સંભવિત નથી' (ફોરેસ્ટ ૨–૧૭૮). બીજું પીટને એ લાગતું હતું કે, આવડી મોટી આવક કંપનીને મળે એ ઠીક નથી; પરંતુ અંગ્રેજ રાજાને—એટલે કે તે પ્રજાને—તે કાયદેસર કઈ રીતે મળે એ પ્રશ્ન હતો. તે બાબત કંપની તો વિરોધી હોય જ; પરંતુ કાનૂની મત પણ કંપનીની તરફેણ કરે એમ લાગતું હતું. અને તે પીટને આગળ વધવામાં અડચણ હતી. ક્લાઈવ પોતાના પત્રમાં આ મોટી આવકનો લાભ અંગ્રેજ પ્રજાને મળે એવી ઇચ્છા બતાવે છે, એની પીટ કદર કરે છે. અને આપણે જોઈશું કે, કળે કળે અંગ્રેજ પાર્લમેન્ટ કંપનીના મળતરમાં ભાગ પડાવે છે ને છેવટે તેને આરોપી લઈ હિંદનું રાજ્ય ૧૮૫૭માં કબજે લે છે. ક્લાઈવનો ચરિતકાર ફોરેસ્ટ કહે છે કે, 'તેનો આ પત્ર, કંપનીની સત્તાનો સારભાગ અંગ્રેજ રાજાને હસ્તક થતો જાય, એને માટે ક્રમે ક્રમે જે પગલાં પાર્લમેન્ટે લીધાં, તેનું બીજ હતો.'

તે પત્રના મુખ્ય મુદ્દા તેના જ શબ્દોમાં જોઈએ. અંગ્રેજ રાજ્યના આજ સુધીના ટકાવમાં પણ એ જ મુદ્દા દેશકાલફેર પ્રમાણે વેશાંતર પામેલા જોઈ શકાય.

એ પણ એમાંથી નોંધવું જોઈએ કે, હવે પછી બંગાળમાં પાછી જે બીજી ક્રાંતિ અંગ્રેજો કરે છે ને મીર કાસમને નવાબ બનાવે છે, તે પણ ૧૭૫૯ જેટલે વહેલેથી ધારેલી બાજી છે. નવાબ અંગ્રેજોને ફાવતો ને કહ્યાગરો, એટલે કે નામનો હોવો જોઈએ, એ આ આખી 'ક્રાંતિનું મૂળ-સૂત્ર અંગ્રેજોએ લીધું હતું; અને તેનું એકમાત્ર પ્રયોજન એ કે, હિંદનું ગમે તે થાઓ, બ્રિટનનાં ધનસંપત્તિ વધવાં જોઈએ ને યુરોપમાં તે આગેવાન રાષ્ટ્ર બનવું જોઈએ. આમાં કામ દઈ શકે તેવાં હિંદી પરિસ્થિતિનાં બળોને એ પૂરતાં પોતાના વળમાં કરવાં, અને છેવટે તે બધાના પીઠબળ તરીકે પૂરતું ગોરું ને દેશી સૈન્ય સાબૂત હોવું જોઈએ· આ નીતિનું જ આખરી 'સ્વરૂપ આજનું અંગ્રેજ હિંદી-સામ્રાજ્ય છે, કે જેને માટે યુરોપનાં પ્રધાન રાષ્ટ્રો ૧૬મા સૈકાથી આજ સુધી યાદવી કરતાં રહ્યાં છે.

## ૨

હવે ક્લાઈવનો પત્ર જોઈએ :—

"આપણી શસ્ત્રબળની સફળતાથી બંગાળ પ્રાંતમાં જે મહાન ક્રાંતિ સાધવામાં આવી છે, અને તેને પરિણામે જે સંધિ કરવામાં આવી છે, તેથી કંપનીને જે ફાયદા થયા, તેથી જાહેર પ્રજાનું કેટલેક અંશે ધ્યાન ખેંચાયું છે, એમ હું જોઉં છું. પરંતુ કંપની જો હજી જોર કરે . . . તો હજી તેમાં વધારે કરી શકાય એમ છે કંપનીના સંચાલકોને મેં જોરદાર શબ્દોમાં રજૂ કર્યું છે કે, ઇંગ્લંડથી અહીં લશ્કર મોકલવું જોઈએ, અને તેને કાયમનું એવડું રાખવું જોઈએ કે જેથી પહેલી તકે જ્યારે વધુ ફાયદો કરી લેવાનો લાગ આવે ત્યારે તે સાધી લેવાય અને બે વર્ષના કામ અને અનુભવ દ્વારા મને લોકોના સ્વભાવનું અને તેમના રાજવહીવટનું જે જ્ઞાન મળ્યું છે તે પરથી હું હિંમતથી કહું છું કે, આવી તક જલદી આવી લાગવાની છે પ્લાસીની ફતેહથી આ ત્રણ પ્રાંતોની હકૂમત જેને મળી છે તે અત્યારનો સૂબેદાર આપણી જોડે સંબંધ રાખે છે, ને જ્યાં સુધી તેને બીજો આશરો નથી ત્યાં સુધી તે રાખશે પરંતુ મુસલમાનો

ઉપર ઉપકારની એવી જૂજ અસર હોય છે કે, જો તેને લાગે કે આપણી જોરૂથી તોડવામાં તેને લાભ છે, તો તેને રોકવામાં આપણો આભાર કાંઈ નહિ કરી શકે×

' વળી તે ઘરડો છે, અને તેનો પુત્ર એવો ઘાતકી, નાલાયક નવલોહિયો છે, ને એવો ઉઘાડો અંગ્રેજદ્વેષી છે કે, તેના પછી તેના આ પુત્રને સૂબેદારી સોંપવામાં લગભગ જોખમ છે ૨૦૦૦ જેટલી યુરોપિયનોની નાનકડી સંખ્યા આ કે તે બીજી વિષેની ભીતિ સામે આપણને સુરક્ષિત કરશે અને જો આપણને તે પજવવાની હિંમત કરશે તો એ સેના વડે કંપની દેશની કુલ સત્તા પણ કબજે કરી શકશે

" આ ઘટના બનાવવામાં બહુ ઓછી મુશ્કેલી પડશે કારણ કે, દેશી લોકોને જ કોઈ ખાસ રાજાઓ માટે કશો પ્રેમ નથી, અને અત્યારની સરકાર પાસેથી તેમને જાનમાલની સુરક્ષિતતા નથી, એથી કરીને આપખુદ રાજને બદલે નરમ રાજ આવે તો તેઓ રાજી થશે, અને સહેલાઈથી તેને મહોર મારતી મોગલ સનદ મેળવવા બાબત કશી શંકા નથી, માત્ર વાર્ષિક ૫૦ લાખની નક્કી રકમ આપણે તેને મહેસૂલમાંથી આપવાનું કબૂલવું જોઈએ મોગલ સામ્રાજ્યના મર્મસ્થાનમાં જ વિખવાદને લઈને દૂરના સૂબાઓમાં તેના અધિકારીઓ ધ્યાન દઈ શકતા નથી તેથી થોડા વર્ષથી આ રકમ બરાબર ભરાતી નથી અને વજીરે મને દિલ્હીથી ખરેખર લખ્યું જ છે કે, નવાબ પહેલાં પ્રમાણે ખંડણી ભરે એમ હું કરું બ કે આગ્રા જઈને દિલ્હી દરબારમાંથી મને લખાણું છે કે, મહેસૂલ ઉઘરાવવાનું કામ તમે લો આ કામ કરનારને બાદશાહનો દીવાન કહેવાય છે, અને સત્તા તથા મોભામાં તે સૂબાથી બીજે આવે છે પણ આ હોદ્દો દરજ્જે લેવા હાલ તો મારે ના પાડવી પડી છે, કેમ કે એમ કરીને હું સૂબેદારની ઈર્ષાનો પ્રસંગ આણવા તૈયાર નથી અને ખાસ તો એથી કરીને કે, પ્રસંગ પડ્યે કદાચ મને પૂરતું સેનાબળ કંપની તરફથી ન મળે કે જેને લીધે પછી સૂબેદારી મેળવવાનો માર્ગ મોંઘો થાય

---

× આ વાંચી સહેજે મનમાં ક્રોધ ઊપજે છે કે, આ લખનારો જાણે આભાર, ઉપકાર, વિશ્વાસ વગેરે નૈતિક ગુણોને જ વિચારીને ચાલનારી પ્રજાનો નમૂનો હશે ! બ'કે હિંમાં અત્યાર સુધી અંગ્રેજે પોતાના જ હિતને મુખ્ય રાખ્યું છે અને આભાર ઇ૦નો દંભ રાખી નીતિને ઠોકર જ મારી છે, એમ બતાવી શકાય. ક્લાઈવનો આ કાગળ જ નવાબની જોડેના કરારનો દ્રોહ અને ભંગ નથી સૂચવતો ? ખેર

મોગલ બાદશાહને આ ગમે એમાં તો પ્રશ્ન નથી કેમ કે આ પ્રાં પોતાના વિશ્વાસ* માટે જાણીતી થયેલી પ્રજાના હાથમાં જાય એ એ હિતમાં છે, લાંબા અનુભવે એને ખાતરી થઈ છે કે, લશ્કરી ચડાઈ ધાક વગર ખંડણી ન જ ભરે એવા અત્યારના લોક છે"

આવી મોટી જવાબદારી લેવી એ કદાચ કઠણ કામ ગણાય તેથી પત્રમાં જ ક્લાઈવે તેનો રદિયો મૂક્યો છે કે —

"કદાચ એક વેપારી કંપની માટે આવડી મોટી હકૂમત વધારેપડત મોટી લાગે તેથી જ, સાહેબ, આ બાબત મેં આપની આગ રજૂ કરી છે કે, હજી આગળ વધારાય એવી આ યોજના સરકા પોતાના હાથમાં લે કે કેમ હવે એ વિચારવાનું આપના ઉપ છોડું છું કે, ૨૦ લાખ પાઉન્ડથી ઉપરની વાર્ષિક આવક જાહે પ્રજાના ધ્યાનને પાત્ર છે કે નહિ, અને આવું મળતર ચોક્કસ કરી લેવ માટે ઘટતાં પગલાં ભરવાં એ આપણી પ્રજાએ કરવા લાયક કામ છે કે નહિ"

અને આમ કહી, તે આ યોજનાથી થનારા ફાયદાનું ચિત્ર રજૂ કરી, પીટને ધીમેથી ગલગલાવે છે કે, આવા ભાગ્યના નિર્માતા તમે થાઓ. તે કહે છે —

"આજે આપણું રાષ્ટ્ર દેવાના ભારે બોજા તળે દબાયેલું છે તે બોજો હિંદની સંપત્તિથી આપણે ઉત્તરોત્તર હળવો કરી શકીશું, ને અપાર સંપત્તિનું સાધન આપણા રાજ્યને સાંપડશે. ઉપરાંત, આજે યુરોપનાં જે રાષ્ટ્રો અહીં વેપાર કરે છે, તેમના ઉપર આપણો પ્રભાવ થશે અને આપણી મહેરબાની સિવાય અને આપણને ઠીક લાગે એવી જે શરતો આપીએ તેની અંદર રહ્યા વગર એમનું ટકવું નહીં નહિ શકે અમેરિકાના આપણા રાજ્યને સંભાળવા ઇંગ્લંડને આજ કેટલો બધો ખરચ કરવો પડે છે? હિંદમાં તેવો ખોટનો ધંધો આ નથી એ ધ્યાન રાખજો. આને સારુ નાનીશીક ફોજ ઇંગ્લંડથી મોકલવી એટલું બસ છે કેમ કે અમને ગમે તેટલી સંખ્યામાં કાળા લોકના લશ્કરની ચોકસાઈ અમે કરી લઈએ છીએ દેશી રાજસત્તાઓ કરતાં તેમને સારી રીતે પગાર આપીએ ને રાખીએ, તેથી તેઓ બહુ વહેલા આપણી નોકરીમાં આવશે"

* આપણે આગળ જોયું કે, 'વિશ્વાસ માટે જાણીતા' આ જ લોક બાદશાહ જોડે કરેલી કરારી રકમ નથી આપતા ને ગમે તેવાં બહાનાં કાઢીને તેમાંથી નીકળી જાય છે અને તેવું જ બંગાળના નવાબનેય કરે છે

અને અંતે તે ફ્રેન્ચોની હારની વાત કરીને કહે છે કે,

"તેઓ નાબૂદ થશે એમાં શંકા નથી એટલે કે, હિંદમાં આપણો હવે બીજો પ્રતિસ્પર્ધી કોઈ નથી."

આમ ટૂંકમાં હિંદની અંગ્રેજ વેપારશાહીનાં પ્રયોજન, કાર્યપદ્ધતિ, અને સફળતાનું કારણ આ પત્રમાંથી મળી રહે છે. એમાં હિંદના હિતનો પ્રશ્ન જ નથી. હિંદની મધ્યસ્થ સત્તાની નબળાઈથી જન્મેલા અરાજકમાં રિબાતી પ્રજા કંપનીનાં દાવપેચ ને ભેદનીતિના પાયા પર રચાતા લશ્કરી કબજાથી રાજી થશે, એ વિધાન અમુક અંશે જ સાચું છે. કારણ કે, બધી પ્રજાને માટે નહિ, પણ પેલા ધનવાન ને ગરજુ શેઠો અને તેમના જેવા, અંગ્રેજ વેપારી સત્તાને મદદગાર થઈ શકે એવા, વગવસીલાવાળા વર્ગોને જ નજરમાં રાખીને કહેવાયું હતું. તેમાં આમ-પ્રજાનો ખ્યાલ નહોતો.

અહીં આગળ જરા જુદા પ્રસંગમાં ને ઇરાદે મિલે ટાંકેલું નીચેનું વાક્ય ઉતારવા જેવું ગણાય. (મિલ પુ. ૧–૨૭૫ પાનની ટીપ) ૧૭૬૦ માં પટણા ઉપર શાહ આલમ ચડી આવ્યો ને તેણે તેના કિલ્લેદારને હરાવ્યો, ત્યારે અંગ્રેજ સેના પાછી પડી; તેને વ્યવસ્થિત જતી જોઈને એક મોગલ ઉમરાવે જે ઉદ્ગાર કાઢેલા, તે ત્યારે વિદ્યમાન એક ફારસી ઇતિહાસકારે તેના ગ્રંથ 'સૈર उल मुताख़रीन'માં સંઘર્યા છે. પ્રજાના સુખની દૃષ્ટિએ અંગ્રેજોની હકૂમતનો વિચાર કરતાં તે અહીં જોવા જેવા છે. તેમાં અંગ્રેજોની શિસ્ત તથા યુદ્ધકળાની તારીફ છે; પણ પછી નિસાસો નાંખીને તે કહે છે:—

"અનેક લશ્કરી લાયકાતો ઉપરાંત જો તેઓમાં રાજ્ય ચલાવવાની કળા હોત, તેઓ જો ખેડૂત અને સામાન્ય નાગરિકની દશાને માટે પોતાને પડી છે એમ બતાવત, અને પ્રજાને રાહત અને સુખ કરવામાં યુદ્ધકામો જેટલી જ ચાતુરી ને કાળજી વાપરત, તો દુનિયામાં બીજી કોઈ પ્રજા એમના કરતા વધારે પસંદગી-પાત્ર ન બનત, કે સત્તા માટે વધારે લાયક ન સાબિત થાત પરંતુ આ રાજ્યોની પ્રજાને માટે એ લોકો એવી તો ઓછી લાગણી કે માન રાખે છે, અને તેમના કલ્યાણ બાબતમાં એવી તો બેપરવાઈ અને નઠોરતા ધરાવે છે કે, તેમની હકૂમત તળે આવેલા લોકો બધે દુઃખથી કકળે છે અને તેઓ ગરીબ

દુઃખી દુઃખી થઈ ગયા છે. એ પ્રભુ! તારા દુઃખી થતા બંદાઓ ને બાળકોની મદદે આવ અને જે જુલમો તેઓ સહન કરે છે તેમાંથી તેમને બચાવ."

આનો પ્રત્યક્ષ પુરાવો ખોળવા દૂર જવા જરૂર નથી. હવે પછીનાં આઠ દશ વર્ષનો ઇતિહાસ જ તે સચોટ આપે છે. પ્લાસી પછી અંગ્રેજી સત્તા બેસતાં બંગાળના કેવા હાલ થયા, એનો એ ઇતિહાસ છે. તે હવે જોઈએ.

# ખંડ ૫ મો
# નધણિયાતો બંગાળ

**[ ૧૭૬૦–૧૭૬૭ ]**

'આ વર્ષો દરમિયાન, ખરું જોતાં, દેશનો રાજવહીવટ કરનારો કોઈ રાજકર્તા જ નહોતો '

—સર આલ્ફ્રેડ લાયલ

'જાણે દેશ શત્રુ-સેનાના કબજાનો ભોગ બન્યો હોય એમ, આખો દેશ ધારાળો અને અયશીલતાનું દશ્ય બની ગયો હતો '

—એલ્ફિન્સ્ટન, Rise of the Br. Power in the East P.377.

'બંગાળમાં અંગ્રેજોની ચડતીની છેવટે સ્થાપના થઈ, તે દેખાડનારી કરમજનક કથા આ છે. . . . તે કથા એ બતાવે છે કે, આ ચડતી તે કમનસીબ પ્રાંતના લોકો માટે નર્યા શાપરૂપ જ હતી દેશી રાજવહીવટની કમતાકાત તેણે દસ ઘણી વધારી મૂકી; ન્યાય અને નાણાકીય ખાતાં આગેય અવ્યવસ્થિત હતાં તેમને તદ્દન ગોટાળામાં ફેંકી દીધાં; તેની રાજસત્તા સાવ જડમૂળથી ઉખેડી નાંખી; અને નવા વિજેતાઓએ આ અરાજક સુધારવા માટે કશું કરવાનું તો ક્યાં રહ્યું, તેઓ જ જાતે, તે અભાગી બંગાળ દેશને માટે, મોગલ સામ્રાજ્યની પડતી થઈ ત્યારથી આજ સુધીમાં વેઠેલા બધા શાપોમાં ખરાબમાં ખરાબ શાપરૂપ થઈ પડ્યા. જવાબદારી વગરની સત્તાનાં આ પરિણામ હતાં.'

—રામ્સે મ્યૂર, પા. ૩૯

# *સાલવારી

૧૭૫૯ (ડિસેંબર) અલી ગોહર શાહઆલમ નામથી બાદશાહ બન્યો.
૧૭૬૦ (જાનેવારી) શાહઆલમની (બિહાર પર ચઢાઈ) થઈ; કેલૉડ તેની સામે લડે છે.
૧૭૬૦ (ફેબ્રુઆરી) ક્લાઈવ વિલાયત ગયો. તેની જગાએ હોલ્વેલ ને બાદ વેન્સિટાર્ટ બંગાળનો ગવર્નર
૧૭૬૦ (જુલાઈ) મીર જાફરના પુત્ર મિરાનનું મરણ.
૧૭૬૦ (ઑક્ટોબર) મીર કાસમ નવાબ બન્યો, મીર જાફર કલકત્તા [illegible] *શરણે જઈને રહ્યો.

## ૧

# બંગાળાની લૂંટ

"હવે આપણે એવા માણસોના કરતૂતો તરફ વળીએ છીએ કે જેઓ જ્યારે જીવતા હતા ત્યારે કશા ભારે માનને પાત્ર નહોતા અને જ્યારે મૂઆ ત્યારે કશા શોકને પાત્ર નહોતા."

—વિન્સેન્ટ સ્મિથ

લડાઈ જીત્યા પછી પ્રજાની લૂંટ કરવી એ સામાન્ય ધારો છે. ૧૭૫૭મા બંગાળાના નવાબને હરાવ્યા બાદ અંગ્રેજ વેપારીઓએ તે કમનસીબ પ્રાંતને લૂંટથી બેહાલ કર્યો. આ અને પૂર્વેની લૂંટમાં ફરક માત્ર એટલો જ હતો કે, આ લૂંટ નાદીર કે તૈમૂર જેવી આગંતુક નહિ, પણ વેપારીઓની વ્યવસ્થિત ધર કરેલી હતી. અંગ્રેજ ઇતિહાસકાર લાયલ કહે છે

> "તેમાના કેટલાક તો સ્વમાન, ન્યાય, અને પ્રામાણિકતાનું બિલકુલ ભાન ભૂલ્યા (પણ મૂળે હતુ ખરું કે?) એમની અગાઉના મોગલ મરાઠાઓ જેમ જ તે લૂંટવા લાગ્યા, જોકે વધારે વ્યવસ્થિત અને વેપારી રીતે ધનની તીવ્ર લોલુપતા અને તે મળવાની સહેલાઈને લીધે તેમનો અંતરાત્મા કે વિવેક બહેર મારી ગયો હતો, અને શિસ્તમાં ન રહી ન ગાડવાનું સામાન્ય ધોરણ પેદા થયુ હતું"

મીર જાફરને નવાબી આપવા બદલ જે કરોડોની લૂંટ થઈ, તે આપણે જોઈ ગયા તેનો લાખોનો હિસ્સો લઈને ક્લાઈવ ઈ. સ. ૧૭૬૦મા વિલાયત ગયો * શું કરવા રહે? અનેક જિંદગીમા પણ ન રળાય એટલું એક બે વર્ષમા એ રળ્યો હતો!

---

* 'અંગ્રેજ વેપારીઓ બંગાળા આવ્યા હતા તે એકમાત્ર ને નક્કી ઉદ્દેશથી કે, પૈસા કમાવા, એટલે પૂરતા કમાવાની સાથે તેઓમાના ઘણા પાછા યુરોપ ઊપડી જતા' લાયલ, પા. ૧૪૫

આ જીતથી બંગાળામાં અંગ્રેજોનો લશ્કરી કાબૂ બેઠો. બિચારો મીર જાફર નવાબ થતાં તો થયો; પણ હવે એને ખબર પડી કે પ્રાંતનું કારભારું કેવું મુશ્કેલ છે. તેની તિજોરી ખાલી થઈ ગઈ. પોતાના લશ્કરના પગાર આપવાના તો ઊભા હતા, ત્યાં પહેલું તો અંગ્રેજ-ગોરાનું તરભાણું બળજોરીથી ભરવું પડ્યું. અને અધૂરામાં પૂરું, આવકનું સાધન જે જકાતવેરો, તેને જીતથી માતેલા અંગ્રેજોએ રદ્દેદફે કરી નાખ્યો: પછી જૂની દાણચોરી જોરથી ચાલી. કંપનીના નોકરોને જોઈતું હતું પણ એ જ. જો પોતાને મળેલા વિજયથી એટલુંય ન મળે તો વિજય શા ખપનો? ને લડવાનું બીજું પ્રયોજનેય શું હતું?

એક અંગ્રેજ ઇતિહાસકારે આ સમયને 'રૂપિયાના ઝાડની ઝૂડ' કહી છે. ખરેખર, બંગાળા રૂપિયાનું ઝાડ હતું. તેની કુદરતી સમૃદ્ધિ અને વેપાર દર વર્ષે કરોડો રૂપિયાનો પાક જ આપતાં. એ લૂંટવાનો પરવાનો જીત્યા પછી હવે તેમાં રોકાણ શું?

પણ મીર જાફરે ગાદીની જવાબદારી પર, આવતાં જોયું કે, અંગ્રેજોને રોકવા જોઈએ. જકાતની ચોરીથી દેશનો વેપાર પણ પાયમાલ થતો હતો, તેથી પ્રજામાં પણ કચવાટ થાય જ. દાણચોરી રોકવાના આ કામમાં હવે એને અંગ્રેજો તો ઓછા જ મદદ કરે? એ કરે તો સિરાજુદ્દૌલાને ઉઠાડી કાઢવા ને મીર જાફરને બેસાડવા કાવતરું જ શું કામ કરત? પોતાની આ ભીડમાં મીર જાફરે ચિનસૂરાના ડચ લોકો તરફ સહેજે નજર કરી.

અંગ્રેજ ઇતિહાસકારો કેટલાક એવું બતાવવા પ્રયત્ન કરે છે કે, આમ ડચ લોકો જોડે સંબંધ ધરાવવાથી નવાબે અંગ્રેજો સામે વર્તન કર્યું! આ વાત તો હકીકતે પણ બરોબર નથી લાગતી. પહેલું તો એ કે, નવાબ કાંઈ અંગ્રેજ કંપનીનો ખંડિયો રાજા નહોતો, કે નહોતી કંપની કોઈ રાજસત્તા. નવાબ પોતાના દેશમાં વેપાર કરતા ડચ લોકો જોડે પોતાને ઠીક લાગે તેમ વર્તી શકતો હતો. તેનો ઇરાદો એવો લાગે છે કે, અંગ્રેજ લોક વેપાર ઇ૦ના આખા જ માલિક ન થઈ બેસે એ હિસાબે, ડચ વેપારીનેય સ્થાન આપવાથી અંગ્રેજ કંપની પર યોગ્ય મર્યાદા ને ભાર મુકાશે. પરંતુ નવાબને કશો હક છે એમ જ

ક્લાઈવ ને તેના સાગરીતો માનતા નહોતા, એ જ મુખ્ય વાત આ આખા પ્રકરણમાં (ને પછી મીર કાસમ સાથે તો સ્પષ્ટ) દેખાય છે. ડચ લોકે અંગ્રેજોને સીધી સ્પર્ધા હતી; એમનો કાંટો જ કાઢી નાંખવાનો લાગ જોયો, ને ક્લાઈવે સીધી તેમના ઉપર સેના રવાના કરી.

આ સમયે હોલેન્ડ ને ઇંગ્લંડ વચ્ચે લડાઈ ચાલુ નહોતી. એટલે તે પ્રજાઓના એજન્ટો હિંદમાં, તેમના કાયદાની રૂએ, લડી ન શકે. હિંદનો તેમનો બેઉનો રાજા બંગાળનો નવાબ, તે પણ તેમને લડવા ન દઈ શકે. છતાં, બેઉ કાયદાને ખિસ્સામાં મૂકીને ક્લાઈવે આ લાગ ઝડપી લીધો. એલ્ફિન્સ્ટન તેના ગ્રંથમાં સ્પષ્ટ કહે છે કે, 'અંગ્રેજોએ અગાઉથી તેમનો સશસ્ત્ર સામનો કરવાનું નક્કી કર્યું હતું' (પા. ૩૪૩). ક્લાઈવને આ ગેરકાયદેસરપણું ખબર હતું. પણ તેના ઉત્તરમાં એટલું જ તેણે કહ્યું કે, "જાહેર નોકરે કોક વાર ગળામાં ફાંસીનું દોરડું લઈને વર્તવું જોઈએ છે."

બે પ્રજાઓ વચ્ચે લડાઈ શરૂ થઈ. માલેસન આને હિંદના એક નિર્ણાયક યુદ્ધ તરીકે વર્ણવે છે. કારણ, આ યુદ્ધથી ડચ પ્રજાનો હિંદી વેપાર પૂરો થયો — અંગ્રેજોનો એક પ્રતિસ્પર્ધી છેવટે હિંદમાંથી ગયો. ક્લાઈવે ડચ થાણાનો કબજો લીધો અને ફ્રેંચ પછી રહેલા છેલ્લા ગોરા પ્રતિસ્પર્ધીઓનું કાસળ કાઢ્યું. છેવટે, પ્રજા પાસેથી જુલમથી પણ મીર જાફરે પૈસા ખેંચવા માંડ્યા. એક ઇતિહાસકાર કહે છે: "બંગાળ પ્રજા પાસેથી અંગ્રેજોનું મોટું દેવું ભરપાઈ કરવા માટે તેને, કમકમાં ઉપજાવે એવા જુલમો કરવા પડ્યા હતા." અને એનાં દુઃખથી પ્રજા સિરાજુદ્દૌલાને દુઃખ અને શોક સાથે યાદ કરી તેનાં ગુણગાન કરવા લાગી. (ફોરેસ્ટનું 'ક્લાઈવ' ૨. ૧૨૫)

ઇંગ્લંડમાં પણ બંગાળના ધનથી કંપનીના સંચાલકોનાં મન બગડ્યાં હતાં. માગ્યા ધન-મેહ બંગાળમાં વરસે છે, એવી જ છાપ ત્યાં પડી હતી. કેમ ન પડે? પોતે જે કર્યું એની બડાશથી હાંકીને લખી લખીને ક્લાઈવે જ એવી છાપ તેમના ઉપર પાડી હતી. અને તે ૧૭૬૦માં વિલાયત ગયો ત્યારે "રાજાનો કદાચ તે ધનિકમાં ધનિક પ્રજાજન હતો; કંપનીના ૫૦૦-૫૦૦ પાઉંડના ૨૦૦ શેર તેણે ખરીદ્યા

અને પાર્લમેંટના સભ્યોને વહેંચી આપ્યા. તેઓએ પછી એ કહે એમ મત આપવા જોઈએ. પોતે આમની સભામાં દાખલ થયો, અને માણસોના અંતગત્માને ભ્રષ્ટ કરવાનું કામ, જે ૧૮મા સૈકામાં 'રાજકારણ'માં ખપતું હતું, તેમાં એ ભયંકર હદ સુધી જઈને પહોંચ્યો."

આથી કરીને કંપનીના સંચાલકોએ પોતાના વેપાર માટે વિલાયતથી પૈસા મોકલવાનું બંધ કર્યું; અને તેમના હિંદના કાર્યવાહકોને સૂચવ્યું કે, બંગાળમાં તો અખૂટ ધનના ધોધ વહે છે, ત્યાંથી જ તમારે ત્રણે ઇલાકાનું ખર્ચ કાઢવું જોઈએ, અને વિલાયત માલ મોકલવા માટે જે ખરીદી હિંદમાં કરવાની, તેને માટે નાણાં પણ બંગાળમાંથી જ મેળવવાં.

અત્યાર સુધી હિંદની લડાઈ હિંદને પૈસે, હિંદના જ લડાયક માણસોના લોહીથી જિતાઈ હવે હિંદને જ પૈસે વિલાયતનો વેપાર પણ ચાલવો જોઈએ, એમ ઠર્યું અને આ આખો બોજો બંગાળે ઉપાડવો એમ થયું. કુબેર પણ જ્યાં ખૂટે, ત્યાં બંગાળ ખાલી થઈ ખૂટે એમાં શી નવાઈ? છતાં મીર જાફરે ઘણી ભરપાઈ કરી. પણ એક બીજી આફત આવી.

૧૭૬૦માં કલાઇવ બંગાળનું કારભારું, તેને માટે નીમવામાં આવેલો નવો માણસ વેન્સિટાર્ટ ન આવે ત્યાં સુધી થોડા માસ માટે, હોલ્વેલને સોંપીને ગયો. 'કાળી કોટડી'ના કરતૂતવાળા આ "જૂઠા અને નીતિરીતિની કશી પરવા ન કરનારા" નિર્લજ્જ માણસની જોડે મીર જાફરનાં પાનાં પડ્યાં. તેણે હવે નવી ક્રાંતિ માટે ષડ્યંત્ર શરૂ કર્યું. થૉમ્સન અને ગેરેટ તેમના ઇતિહાસમાં કહે છે, "ક્રાંતિનો દાવપેચ ગોઠવવો એ જગતની મોટામાં મોટી ફાયદાકારક વસ્તુ જણાઈ ચૂકી હતી." પ્લાસી પછીના લહાવા ચાખેલા લોક નવો નવાબ બેસાડે તો ફરી એવા મેવા ન મળે? તેથી, પ્લાસીની એક ક્રાંતિ પછી ત્રણ જ વર્ષે બીજી ક્રાંતિ થવાની સાથે, બંગાળની લૂટનો એક અંક પૂરો થયો.

આ નવી ક્રાંતિ સમજીએ

## ૨

# અંગ્રેજોનો ખુલ્લો બળવો

'પ્રાંત (બંગાળ)માં અંગ્રેજોને નૈતિક કશું પદ કે સ્થાન નહોતું. તેમની સત્તા અંગત અસર અને લશ્કરી બળની પરત્વે હતી'

કેમ્બ્રિજ ઇતિ૦, ૫-૧૫૫

'આલમગીર બાદશાહ બંગાળનો હકદાર હાકેમ હતો, અને તેને પોતાના સૌથી મોટા છોકરાને તે પ્રાંતનો સૂબેદાર નીમવાનો નિ:શંક હક હતો તેની સામે થવું એ ખુલ્લો બળવો હતો.'

મિલ, ૪-૧૭૧

'હવે (૧૭૬૦માં) તેની (શાહઆલમ) સામે થવું એ ચોખ્ખો ને તાત્કાલિક બળવો હતો; અને પોતાના હકદાર રાજા સામે યુદ્ધ કરવામાં જે દોષ આવે તે બધો, તેની સામે શસ્ત્ર ઉગામનાર લોકને માથે આવવો જોઈએ. અગ્રેજો હિંદમાં બળવાના ખ્યાલથી ક્યારના ટેવાઈ ગયા હતા, એટલે (આ વસ્તુથી) . . . કોઈનાય મનમા જરાય વિચાર જાગ્યો હોય એમ દેખાતુ નથી.'

એજન, ૫ા ૧૭૯

'મીર જાફરને માત્ર આંતરિક અવ્યવસ્થા અને નાણાંભીડ જ પજવતી નહોતી; અધૂરામાં પૂરો શાહજાદો પાછો બિહાર ઉપર ચડી આવ્યો. પણ આ વખતે તે બાદશાહના બંડખોર કહેવાયેલા બેટા તરીકે નહિ, પણ દિલ્હીના હકદાર ખુદ બાદશાહ તરીકે. આપણે જોયું કે, ૧૭૫૯ના અંતમાં આલમગીરનું ખૂન થયાની ખબર મળતાં, શાહજાદો અતેથ બિહારમાં હતો ત્યાં જ બાદશાહ શાહઆલમ બન્યો; અને તેની સામે બીજો કોઈ હકદાર નહોતો એટલે, દિલ્હીના બાદશાહી તખ્તથી 'દૂર હોવા છતાં, તે બાદશાહ તો હતો જ. એટલે હવે તેની સામે થવું એ ખુલ્લો બળવો હતો એમાં કશી શંકા નથી. પરંતુ કંપનીના સ્વાર્થની (અને તેની ભેગાભેગી તેના નોકરોના અંગત સ્વાર્થની પણ) આડે આવતી કોઈ વાતમાં ક્યાંયવિને કાયદો કે કશી નીતિ-રીતિની ટલમો રોકી શકતી નહિ. દૂરના અને મુલ્ક વગરના બાદશાહ કરતાં પાસેના અને ખરા નવાબની નામની કરી દેવાતી હકૂમત એને

સદી હતી. એટલે પેલી બાદશાહી જોડે પાસાં પાડવાનો નવો અખતરો કરવા તે તૈયાર નહોતો. કેટલાક પક્ષાંધ અંગ્રેજ લેખકો અહીં આગળ તેનો એવો લૂલો બચાવ કરવા મથે છે કે, કંપનીએ મીર જાફરને નવાબી આપવાની સંધિ કરી હતી! પણ એ ટકી ન શકે, કેમ કે બાદશાહ નવાબનો શત્રુ નહિ પણ સ્વામી હતો; અને તેનું ઉમરાવપદ, અને તેને હકે ખટપટ કરીને જાગીર આંચકી લેનાર ક્લાઈવ પણ બાદશાહી નોકર હતો. એટલે મિલ મથાળે ટાંકેલા ઉતારામાં કહે છે તે સાવ સાચું છે કે, અંગ્રેજનું બાદશાહ સામે લડવું એ ચોખ્ખો ખુલ્લો બળવો હતો.

આ મુદ્દા વિષે નવાબની શી સમજ હતી એ જાણવા મળતું નથી. પણ એટલું ખરું કે, બાદશાહી નબળી પડતાં તેના સૂબેદારો કશી વફાદારીની નીતિ કે શિસ્તની પરવા વગર વર્તતા થઈ ગયા હતા. મીર જાફર જાતે બાદશાહ સામે લડવા જતો નથી, તેનો છોકરો મિરાન જાય છે. અને તેની સામે અંગ્રેજો ફરિયાદ કરે છે કે, તે બરાબર લડતો નહોતો ને આઘોપાછો થયા કરતો હતો. ગમે તેમ હોય, ક્લાઈવ બંગાળમાં હતો ને શાહઆલમ ચડી આવ્યો, ને તેણે તેની સામે નવાબની ફોજ સાથે કેલિયોડ નામે અંગ્રેજ સેનાપતિ જોડે પોતાની ફોજ મોકલી. આમ કંપનીના હાથમાં આવી ગયેના બંગાળાના ક્રાંતિફળની રક્ષામાં તેણે વળી પાછો બાદશાહ સામે બળવો ખેડ્યો. અંગ્રેજો નસીબદાર કે તેઓ તેમાં જીત્યા.

બાદશાહના નામથી તેની આસપાસ સારી પેઠે લશ્કર એકઠું થયું હતું. બાદશાહ બનીને તરત તેણે અવધના નવાબને પોતાના વજીરનો ઇલ્કાબ આપ્યો ત્યારની જબરી દેશી રાજસત્તાઓમાંનો એ એક હતો. તે હવે શાહ આલમની મદદમાં હતો. વળી, બિહારના કેટલાક ક્રાંતિથી અસંતુષ્ટ જાગીરદારોએ પણ બાદશાહ ચડી આવે તો મદદનાં કહેણ મોકલ્યાં હતાં. આવી તૈયારીથી શાહ આલમે પટણા પર ધસારો કર્યો અને તેના રક્ષણના લશ્કરને હરાવ્યું. આ વખતે મિરાન ને અંગ્રેજોની સેના હજી ત્યાં પહોંચી નહોતી. મિલ (૪–૧૭૬) કહે છે કે,

'(પટણાનો નાયબ દિવાન) રામનારાયણ ભારે ધવાયો હતો, તેનું લશ્કર ગભરાટથી વેરવિખેર થઈ ગયું હતું, અને શહેરનું કોઈ રક્ષક રહ્યું નહોતું જો બાદશાહની સેનાએ પોતાની જીત પછી તરત જોરભેર ધસારો ચાલુ રાખ્યો હોત, તો અતિ સહેલમાં તેમણે પટણા લઈ લીધું હોત પરંતુ તેઓ આસપાસનો પ્રદેશ લૂંટવામાં અને રામનારાયણના દૂતો ને તેની બાંધછોડની વાતોમાં રોકાઈ રહ્યા, . . . એટલામાં તેમને ખબર પડી કે, મિરાન ને અંગ્રેજો તેમનાથી ૨૮ જ માઈલ દૂર હતા'

મિરાન અને કેલિયોડ આવી પહોચતાં પટણાને ઘેરો વળી. શાહ આલમ ત્યાંથી પાછો પડ્યો. પણ થાક્યા વગર તેણે શત્રુને હંફાવવાની નવી જ યુક્તિ કાઢી: ચૂપકીથી તે સીધો ત્યાંથી બંગાળમાં ઘૂસ્યો ને નવાબની રાજધાની મુર્શિદાબાદ પર ધસ્યો. ત્યાં જતાં રસ્તામાં તેને ઓરીસાથી આ ભાગમાં ચડી આવેલા મરાઠાઓની મદદ મળી. તેમના સાથથી તરત શહેર પર તૂટી પડવાને બદલે તેણે વાર કરી, ને પટણા જેવી જ ભૂલ કરી. કેમ કે એ વખત મળ્યો એટલામાં મીર જાફરને કલકત્તાથી અને પટણાથી તેની પાછળ પડેલી કેલિયોડની સેનાની મદદ મળી ચૂકી. ફરી હીનનો ભોગ બનેલો તે અડીયીલ પાછો પડ્યો, ને પટણા અરક્ષિત હતું તેને લઈ લેવાનો લાગ સાધવા ત્યાંથી તે પટણા તરફ દોડ્યો.

આ વખતે તેને બીજી મદદ પણ મળી હતી; ફ્રેન્ચ ગવર્નર લૉ તેને મદદ કરવા તેના ભણી આવતો હતો. પૂર્ણિયાનો જાગીરદાર પણ પોતાની સેના સાથે તેને મદદ કરવા નીકળ્યો હતો. લૉ તો પટણા થઈને જ પસાર થયો; એ‌વો પણ તે જો પટણા પર છાપો મારત તો તે શહેર પડી જાત. પણ તેને તેની અરક્ષિત દશાની ખબર નહિ, એટલે તે તો બાદશાહ ભેગો થવા આગળ જ નીકળી ગયો. આ વખત દરમિયાન પટણાનો નાયબ દીવાન બનતી કોશિશે કાંઈક રક્ષણ કરવાની તજવીજ કરી શક્યો. બાદશાહે શહેરને ઘેરો ઘાલ્યો, અને તેમાં તે ફાવવાની અણી ઉપર હતો ત્યાં જ મુર્શિદાબાદથી અંગ્રેજ કુમક વળી પાછી આવી પહોંચી.

પૂર્ણિયાના નવાબની મદદના હાલ પણ સરખા જ અફળ નીવડ્યા. તેને વચ્ચેથી રોકવા મિરાન ને અંગ્રેજોની એક ટુકડી પહોંચી ને તેને નસાડ્યો. મિરાન ને અંગ્રેજ ટુકડીએ તેની પૂઠ પકડી. તેમાં, કહેવાય છે કે, એક રાતે વીજળી પડવાથી મિરાન તેના તંબૂમાં સૂતેલો મરણ પામ્યો. અંગ્રેજ સેનાપતિએ કુનેહથી આ ખબર ફેલાવા ન દીધા. આ વિષે કેટલાક એવીય શંકા કરે છે કે, કોઈ બેઠી રીતે મિરાનનું ખૂન થયું. એ ગમે તેમ હોય, પણ મીર જાફરનો પાટવી જતાં, ગાદી માટે પંચાતનું ઘર ઊભું થયું, ને તે કેવું ખતરનાક બન્યું એ આગળ ઉપર જોઈશું.

પટણાને ઘેરા ઘાલી બાદશાહે અને લોએ ઉપરાઉપરી હલ્લા કર્યા, પણ તેમાં તે ફાવ્યા નહિ ને પાછા પડ્યા. વર્ષા ઋતુ આવતાં તે પાછા અવધ બાજી ચાલ્યા ગયા. એમ હાથ આવું આવું કરતું, વળી પાછું પટણા બચી ગયું ને શાહ આલમની આ યુક્તિ પણ અફળ ગઈ. એમ પણ નહોતું કે તેને મદદ ન મળી. એ ખરું કે અવધનો નવાબ મન મૂકીને મદદ દેતો લાગતો નથી. છતાં બંગાળના ત્યારના અનેક પક્ષોમાંથી એને મદદ મળી હતી. પરંતુ, તેનું એક લક્ષણ એવું હોય એમ દેખાય છે કે, તે સંગઠિત ને યોજનાબદ્ધ નહિ પણ છૂટક ને કશા મેળ વગરની હતી.

સામી બાજુ, અંગ્રેજ કંપની તેના બળવામાં ફાવી. પટણાના નાયબ દીવાને તેને સારી મદદ કરી. જોકે, મીર જાફરને એ માણસ ગમતો નહોતો. પરંતુ અંગ્રેજને આપેલી મદદને જોરે તે કલાઈવનું રક્ષણ મેળવીને નભાવી શકતો હતો, તેથી નવાબ તેને કાંઈ કરી શકતો નહિ. હવે તેને માટે બીજી જ પંચાત આવી અને તે આ બળવાના પર્યંની. અંગ્રેજ કંપનીએ તેનો જે રસ્તો કાઢ્યો તેને એક અંગ્રેજ ઇતિહાસકાર 'વિશ્વાસઘાત' કે મિત્રદ્રોહ કહીને વર્ણવ્યો છે. આ વખતે કલાઈવ નહોતો. તેની જગાએ કલકત્તાની કાઉન્સિલ ને તેનો પ્રમુખ વેન્સિટાર્ટ હતાં. તેમણે મીર જાફરને કાઢીને તેના જ જમાઈ ને કરતા કારવતા જેવા મીર કાસમને નવાબ બનાવ્યો. સિરાજને દગો દેનારે વાવ્યું તેવું લણ્યું, એ ખુદાઈ ઇન્સાફ તેને મળ્યો. પરંતુ માનવ

'જગતને ન્યાયે, અંગ્રેજોએ કરારભંગ કરી તેને દાહ દીધો, એમ ઇતિહાસ કહે છે. આ પ્રકરણ તપાસવાથી આપણને એ પણ જણાશે કે, બંગાળની સત્તા પચાવી પડેલ અંગ્રેજ કંપનીના કલકત્તાના આડતિયા પણ ભ્રષ્ટતાની કેવી હદે પહોંચ્યા હતા. એક બાજુ દેશીઓમાં સત્તા વગરનો ગાદીલોભ છે, તો તેની સામે ધનલોભી ને દગાબાજ છતાં સત્તાધારી વેપારીઓનું બેજવાબદાર જૂથ છે. પ્રજાની અસહાયતાનું આથી વિકટ ચિત્ર સંભવી ન શકે.

## ૩
## નવી મુશ્કેલી

"ક્રાંતિ (૧૭૫૭ની)થી મળેલું ધન ચાલ્યું ત્યાં સુધી ભારે અને અતિ અણધાર્યાં ખર્ચો કાઢવામાં કંપનીને મુશ્કેલી ન આવી પણ તે પૂરી પૂરી થઈ એટલે તેમને દેખાવા લાગ્યું કે, (નવા નવાબ મીર જાફર જોડે કરેલા) કરારમાં ભવિષ્યને માટે કરેલી જોગવાઈ નવી પરિસ્થિતિનાં સામાને પહોંચી વળવા માટે તદ્દન અપૂરી છે"

એલ્ફિન્સ્ટન, પા ૩૫૨

'તે જમાનાનું અર્થશાસ્ત્ર સિદ્ધાંતમાં જેટલું અણઘડ હતું તેટલું જ વ્યવહારમાં સ્વાધીન હતું'

થોમ્સન-ગેરેટ, પા ૯૯

૧૭૬૦–૮૦ની વીસીના અંગ્રેજ કંપનીના ઇતિહાસમાં નાણાં મેળવવાને માટે કંપનીના નોકરોને પાર વિનાનાં ને ઘોર પાપો તથા હડહડતા અન્યાયો કરવા પડે છે, એમ જોવા મળે છે. તેનો મશહૂર દાખલો હવે પછી ગવર્નર-પદે આવતા હેસ્ટિંગ્ઝનો અપાય છે. પરંતુ, તે બદનામ પ્રકરણની શરૂઆત ઈ. સ. ૧૭૬૦થી ખરું જોતાં થાય છે. અને એનો પહેલો દાખલો અંગ્રેજોએ નવાબી પર સુરક્ષિત રાખવાનું વચન આપી ઊભા કરેલા મીર જાફરને ભારે અપમાન ને તુચ્છકાર પૂર્વક પદભ્રષ્ટ કર્યો એ છે. આ કાળા પ્રકરણનું મૂળ કારણ, કંપની જે માત્ર વેપારી હતી તેની જ રહેવાને બદલે, ક્લાઈવની કરામતથી હવે સરકાર બનતી ચાલી, એમાં જોવા મળે છે.

આપણે જોયું કે, બંગાળાની સંપત્તિની વાતો જાણીને વિલાયતના ઉપરીઓએ ગવર્નરને લખી મોકલ્યું કે, હિંદનાં ત્રણે મથકોનું ચાલુ ખર્ચ તથા વિલાયતના વેપાર માટેની ખરીદ મૂડી, એ બધાં જ નાણાં હવે બંગાળમાંથી કાઢવાં. બંગાળ ધનની ખાણ છે, પછી ખોદવાનું આળસ શું? ને એમાં નીતિ જ બીજી કઈ જોવાની હોય?

આ હુકમનું પાલન, કંપનીની નાણાંસ્થિતિ અને ચાલુ કરારો વગેરેમાંથી થનારાં મળતરો જોતાં, અવરુ — અશક્યવત્ હતું. બંગાળમાં ક્રાંતિ કરવાને પરિણામે કેવી લડાઈઓ ચાલુ થઈ હતી ને મૂળે જ તિજોરીના શા હાલ હતા, તે આપણે જોયું. અને આ કાળમાં લશ્કરના પગાર ન ચૂકવી શકાવા ને પગારબાકી પાર વગરની ઊભી હોય, એ તો એક સામાન્ય વહીવટી ગોટાળાનો ધારો જ જાણે ચાલતો હોય એમ લાગે છે. બંગાળનો નવાબ એમાથી મુક્ત નહોતો.

મદ્રાસ થાણામા તો માત્ર ખર્ચખાતું જ ઊઘડ્યું હતું ત્યા ફ્રેંચો સામે જબરુ ખર્ચાળ યુદ્ધ આ જ અરસામાં ચાલતું હતું. આ પણ ખાલી થતા બંગાળને જ માથે ડિરેક્ટરોએ આંખો મીચીને ઝીંક્યું. થોમ્સન અને ગેરેટ હળવા શબ્દોમા છતાં કબૂલ કરે છે કે, આવી વિષમ પરિસ્થિતિ સમજવાની જેમની જવાબદારી છે, તેઓ શાહમૃગ પેઠે વર્ત્યાં; તેથી 'જે દુઃખ અને લૂટ જન્મ્યા, તેને માટે થોડો ઠપકો લંડનના લોકોના અજ્ઞાન અને કલ્પના બહારના લોભે વેઠવો જોઈએ' (પા. ૯૯). આજે પણ હિંદની ગરીબ સ્થિતિ બરોબર જાણવા છતાં, લંડનના લોકો બહુ બીજી રીતે વર્તે છે એમ તો નથી જ. હિંદ અને બ્રિટનનો સબંધ જ મૂળેથી આવી અવિચારી છતાં જાણપૂર્વક ચૂસનો હતો, એ જ વાત સાફ થાય છે. અસ્તુ.

આ બોજા સામે મળતર પેટે, કનાર્ઈવે મીર જાફરને નવાબી આપી ત્યારે કરાર કરેલા તેમા કેટલીક કલમો હતી. અને એ કલમો મુજબ અંગ્રેજોને નાણાં ભરવા માટે જ તેણે પોતાની પ્રજા સામેય ન જોયું, ને તેની પાસેથી ધન ખેંચી ખેંચીને બદનામી વહોરી. એટલે, સંધિ તેણે પાળી નહિ, એમ કહી શકાય એવું નહોતું. વળી

એમ બની કે, કરારથી થનારા મળતર* કરતાં વધારે ખર્ચાળ કામો કંપનીના નોકરો ઉપાડી બેઠા હતા. તે વખતના બંગાળના ગવર્નર વેન્સિટાર્ટે આ સ્થિતિનો સચોટ ખ્યાલ તેના એક ખરીતામાં આપેલો છે, તે જ અહીં જોવાથી, કંપનીને જે નવી મુશ્કેલી આવી તેનો ખ્યાલ આવશે. એ મુશ્કેલી હિંદના કે નવાબના કે બંગાળની રાંક પ્રજાના દોષે નહોતી આવી, એટલું એમાંથી સ્પષ્ટ સમજાય છે. એનો આખો દોષ પ્લાસીની ક્રાંતિને કે કલાઇવની ઉદ્ધડ બળવાખોરીને જ આપી શકાય. ખરીતો જણાવે છે કે,

'કલકત્તા લીધાથી કંપનીને થયેલી નુકસાનીની ભરપાઈ પેટે દેખીતો જે મોટો આંકડો ધનનો મળ્યો તે પરથી, ભવિષ્યને માટેની જોગવાઈ કરવાનો ખ્યાલ રહી ગયો એમ લાગે છે બંગાળ અને (કોરોમંડળ) કિનારાનો ખર્ચ, બેઉ જગાનો કંપનીનો વેપાર ચલાવવા માટે મૂડી, અને તેમ જ ચીનના વેપાર માટે રકમ — બધું જ આમાથી આપવાનું હતુ આ મળેલી રકમ પહેલા તો અખૂટ લાગેલી, પરંતુ બે વર્ષની અંદર વ્યાજુકા પૈસા આણવાની જરૂર જણાઈ . . . આ હિસાબ બરોબર કરવો હોય તો, કંપનીની ભૂતકાળની નુકસાની પેટે ભરપાઈની મળેલી આ રકમ મંડાવી જોઈએ, અને ખરું જોતા તે સરભર થઈ રહે આ બનાવના પરિણામોનો વધુ વિચાર જો આપણે કરીએ તો આપણને જણાશે કે, હિસાબી કરકસરને ધોરણે રચાયેલી વેપારી પેઢી મટીને, આ ક્ષણેથી આપણે એક લશ્કરી ને રાજકારણી મંડળ બન્યા છીએ. દેશી રાજસત્તા જોડે સંબંધો આપણે બાંધ્યા છે બધા જ અકસ્માતોથી સુરક્ષિત બનવા અને આપણો પ્રભાવ તથા કાબૂ કાયમી કરવા માટે આપણે વિશાળ પાયા પર કિલ્લેબંધી ઉપાડી છે, (ત્રણે) પ્રાંતોનું રક્ષણ

* મળતર અંગે એલ્ફિન્સ્ટન આમ સ્પષ્ટતા કરે છે:—નવાબ બોલાવે ત્યારે અંગ્રેજ લશ્કર જાય તેના માસિક ખર્ચ પેટે ૧ લાખ ૨ આપના. પણ આ વખતે ખરેખર જે ખર્ચ થયું તેને ભાગ્યે જ એ પૂર્યું હશે. કામ ન હોય ત્યારે ખડી ફોજ રાખવી અને તેમા યુરોપથી નવી ભરતી કરતા રહેવું ને સરંજામ આણવો, તે અંગે તો કશી જોગવાઈ કરેલી નહિ. કંપનીને આપેલી જમીનનું ૭ લાખનું મહેસૂલ આમા વાપરે તોય આડ આડ પણ તેને પહોંચે એમ નહોતું.' (૩૫૨)

> આપણે પોતાને માથે લીધું છે, અને આપણું ખર્ચ ઉત્તરોત્તર વધતું જ જવાનું. સિપાઈઓ ને દેશી સેના વધારવી જોઈશે, વિલાયતથી વધારે સેના મંગાવવાની થશે, અત્યારની આપણી કામગીરી અને તે બાબતના ખ્યાલોના પ્રમાણમાં સરકારી ખરજામ અને તોપખાનાનો સતત પુરવઠો જોઈશે, અને નવા કિલ્લાનું કામ ચલાવવા કારીગરોનો પગાર ને સર-સામાનનો ખર્ચ કાઢવો જોઈશે. . અને અલબત્ત, ૧૭૬૦ની અધવચમાં આપણે જોઈશું કે, બધા ભાગમાં કંપનીનું કામ નાસીપાસીને લઈને આખરી હદ સુધી મુશ્કેલીમાં આવશે.'
>
> (થોર્ન્ટન, ૧-૩૨૧ ટીપ)

એક બહુ ઘરગથ્થુ છતાં સચોટ ઉપમા આપીને આ મુશ્કેલી વર્ણવવી હોય તો કહી શકાય કે, અંગ્રેજોને માટે આ મુશ્કેલી, 'વધારે કંસાર ને ઓછું ઘી, વધારે ઘી ને ઓછો કંસાર'—એ ન્યાયની હતી. કંપનીના હવે પછીના તરતના કારભારી તો આ જ ન્યાયે વર્તીને કંપનીને એક મોટી સત્તા બનાવે છે. પૈસા ખૂટે તો મુલક ખોળે, મુલક મળે એટલે ખર્ચ વધે માટે વધુ મુલક જોઈએ! અજાણપણે પણ આમ જ હવે અંગ્રેજ કંપનીનું રાજપ્રકરણ આગળ વધે છે. ઉપરની મુશ્કેલી બતાવનાર વેન્સિટાર્ટને જ ૧૭૬૦માં એ ટાળવાની હતી. તે તેણે કઈ રીતે ટાળી તે હવે જોઈએ.

# ૪

# વિશ્વાસઘાત—બીજી ક્રાંતિ

"એ બધી વસ્તુઓ કબૂલતાં છતાં, નવી ક્રાંતિની નરી અન્યાયિતા અને અનીતિ ઉઘાડી છે. મીર જાફરના ગમે તે અવગુણો હોય, છતાં પોતાનો નિકટતમ સગો હોવા છતાં તેનું ખૂન કરીનેય ગાદી પર આવવા તૈયાર એવા નવા માણસના કરતાં ભાગ્યે જ તે વધારે મોટા હોય. નવો નવાબ મૂકવાથી નાણાંકીય મુશ્કેલી ઓછી ન થઈ શકે, કેમ કે નવો આવનાર પોતાનાં નવાં કોઈ સાધનો લાવતો નહોતો; અથવા તો અચાનક ક્રાંતિકારી ફેરફારો કરવાથી રાજવહીવટનો સામાન્ય ગોટાળો ઓછાઈ શકાતો નહોતો.

"વળી, કંપની મીર જાફરને ગાદી પર સાચવી રાખવા માટે ગંભીર કરારથી બંધાઈ હતી; એટલે તેને પદભ્રષ્ટ કરવાના અધ્ધરિયા ઠરાવ કરતાં મોટો વિશ્વાસઘાત બીજો હોઈ ન શકે.

"પરંતુ, આ નિર્લજ્જ અને અન્યાયી કામ માટે અપાતાં રૂપાળાં બહાનાં તપાસવાં એ બિનજરૂરી છે, કારણ કે, તે વખતે તો જોકે એનો ખરો હેતુ સંતાડાયો હતો, પણ તરત તે ઉઘડી ગયો હતો; અને તે સાબિત કરતો હતો કે, નવા ક્રાંતિના નાયકો જાહેર હેતુ હોવાની દલીલબાજી તો કરતા હતા, પરંતુ તેઓ પોતાની લોભી લાલસાની જ સલાહ દોરવણીમાં હતા"

—બિવરીજનો ઇતિહાસ ૧-૬૬૯

૧

ગયા પ્રકરણમાં આપણે જોયું કે, ખરેખર જોતાં જે મુશ્કેલી કંપનીના નોકરો સામે આવીને ઊભી હતી, તે એમની જ ભૂલ કે અગમચેતીના અભાવની હતી. અને હવે તેઓ નવાબ જોડેનો કરાર નવેસર કરવા માગતા હતા. તેથી પોતાના જ કરેલા કરારમાં કોઈક રીતે વાંકું પાડી નવો કરવાનો માર્ગ લેવા તાક્યું, એમાં જે અવળાઈ ને અન્યાયિતા રહેલી છે, તેને માટે દાખલાદલીલમાં પડવાની જરૂર નથી. અંગ્રેજ કંપની ટૂંકમાં હવે આવું જ કરે છે. તેમણે નવાબ પાસેથી પૈસા પડાવવામાં અગમચેતી ન વાપરી એ એમની ભૂલ. અને

એમાં લોભ ઓછો રાખ્યો હતો એમ પણ નહોતું; પરંતુ પ્લાસી પછી જે ધન તેમને મળ્યું મળ્યું તેથી જ તેમને અધધ થઈ ગઈ હતી. હવે એ પણ ખૂટયું, ત્યારે શું કરવું?

ઉપાડો અને પ્રામાણિક તથા ન્યાયી રસ્તો તો એ હતો કે, જે કારણથી આ ભીડની આંપડી ઊભી થઈ, તે કારણને જ હઠાવવું. (જુઓ મિલ ૪ ૧૮૨). એટલે કે, કંપની રાજકારણમાં ઘૂસવી મટે ને માત્ર વેપાર કર્યા કરે. પરંતુ આ તો બની શકે એમ નહોતું. કંપની કાંઈ વેપાર છોડીને રાજકારણમાં જતી નહોતી, વેપારને વધારવાને માટે જ તેમાં ગઈ હતી. પશ્ચિમની પ્રજાઓનાં—ખાસ કરીને અંગ્રેજોનાં —આ કાળનાં વેપારરોજગાર અને રાજકારણનો સમગ્ર વિચાર કરનાર ઇતિહાસકાર સીલી ('એક્સ્પાન્શન ઑફ ઇંગ્લન્ડ' ગ્રંથમાં) આ વિષે સ્પષ્ટ જણાવે છે કે,

> 'વેપાર અને શાંતિ વચ્ચે કુદરતી સંબંધ છે એવી એક સાધારણ સમજ ચાલે છે, અને તે પરથી અનુમનાય છે કે, આધુનિક ઇંગ્લન્ડની લડાઈઓ ઠકરાતી અમીરવર્ગની અસરને આભારી છે . . . પણ આપણે હિંદને કેમ કરતા જીતવા પામ્યા? હિંદની સાથેના વેપારનું જ સીધું પરિણામ એ નહોતું? ૧૭-૧૮મા સૈકામા આખી અંગ્રેજ તવારીખમાં વ્યાપેલા કાયદાનો એ સૌથી આગળપડતો દાખલો છે એ કાયદો એટલે યુદ્ધ અને વેપારના નિકટ અન્યોન્ય આધારનો. . . . દરેક પ્રજાનો આ વેળા પોતાનો વેપાર વધારવાનો હેતુ હતો, અને તે મનુષ્યજાતની આગની વહેનાતમાં રહીને નહિ, પણ તેથી તદ્દન જુદી જ પદ્ધતિએ:— નવી દુનિયામાં કોઈ પણ સમૃદ્ધ પ્રદેશ પોતાને માટે આગવો કબજે મેળવી લઈને તે દ્વારા. હવે વેપારના રહસ્ય અને યુદ્ધના રહસ્ય વચ્ચે ભલે ગમે તેવો કુદરતી વિરોધ હોય, પરંતુ આ નવી પદ્ધતિથી ખેડાતો વેપાર લગભગ યુદ્ધ જેવો જ છે, અને યુદ્ધમાં હારી ગયા વગર ભાગ્યે જ રહી શકે.'
>
> પા. ૧૨૭-૨૯

અંગ્રેજોની વેપારપદ્ધતિ જ એવી હતી કે તેઓ રાજકારણથી દૂર રહી શકે નહિ. અને જે અન્યાયી દાણચોરી અને ભ્રષ્ટાચારથી તેઓનો ખાનગી વેપાર ચાલતો હતો, તે પણ નવાબી સત્તાના કબજા વગર

ન જ રહે. આપણે જોઈશું કે, આ જ કારણે અંગ્રેજો મીર કાસમ જોડે યુદ્ધ ખેડે છે ને વળી નવી ક્રાંતિ ત્રીજી વાર કરે છે.

એટલે શાંત વેપારી બનીને હિંદમાં રહેવાનું તો ગોરા વેપારીના પ્રજાકીય આત્માની શક્તિ બહાર જ હતું એમ કહીએ તો ચાલે.

અને જેઓ આ કાળે બંગાળનું કંપનીનું કારભારું સંભાળતા હતા, તેમાંના કેટલાક ક્લાઈવના સાગરીતો હતા. તેઓ પહેલી ક્રાંતિના મદમસ્ત હોય એ ઉઘાડું છે. તેમને હવે સહેજે એમ જ મનમાં બેસી ગયું હતું કે, નવાબ ભલે દેશી માણસ હોય, પણ ખરી સત્તા તો અમારી જ છે; અને આ ભાવ કંપનીના હલકામાં હલકા દરજ્જાના નોકરનો પણ હતો — જાણે કે એ જ કંપની સરકાર હોય. અરાજકના કાળમાં વાસ્તવિક બળવાળા જૂથની વ્યક્તિઓને આમ જ લાગે, એ સાધારણ માનસ-પ્રક્રિયા લાગે છે. એટલે, જે પ્રક્રિયા ચાલુ થઈ હતી, એમાંથી અંગ્રેજોનો ઘમંડ પણ તેમને પાછા વળવા દે એમ હતો નહિ.

આ વખતે, વૅન્સિટાર્ટ ન આવે ત્યાં સુધીને માટે, ગવર્નર તરીકે 'અંધારી કોટડી'નો નામીચો ગપ્પીદાસ પેલો હૉલ્વેલ હતો. 'આ બધાં અનિષ્ટોનો એકમાત્ર ઉપાય નવાબને પદભ્રષ્ટ કરવો એ તેને લાગતો હતો.' એટલે કે, નવાબી શાહઆલમ પાસેથી કંપની માટે મેળવી લેવી, અને બંગાળની ખંડણી જે ભરવી પડે તે કંપનીએ ભરવી. આ સામે કંપની બાદશાહને દિલ્હીના તખ્ત પર બેસવામાં મદદ કરે. હૉલ્વેલનો આવો વિચાર હતો. (જુઓ એલ્ફિન્સ્ટન પા. ૩૫૩-૪)* અને તે પ્રમાણે શાહઆલમ જોડે વાત ચાલતી હતી ત્યાં જ મિરનના મરણના ખબર મળ્યા, અને એક નવી જ દિશામાં વિચાર શરૂ થયો.

---

* આલેસન તેના 'નિર્ણાયક યુદ્ધો'ના ગ્રંથમાં (પા ૧૨૭) આ યોજના વિષે વિગતે વર્ણન આપે છે. તેમાં નવાબને સાવ પદભ્રષ્ટ ન કરતાં બાદશાહનો સૂબેદાર માત્ર રાખવો ને કંપનીએ દીવાની મેળવી, લશ્કરી ખર્ચ ઇ૦ પેટે અમુક મુલક કાયમી લઈ લેવો, એમ જણાવે છે.

બીજી નવીનતા એ થઈ કે, મિરાનના મરણ પછી ત્રણ અઠવાડિયે વેન્સિટાર્ટ તેના ગવર્નર પદે હાજર થઈ ગયો, એટલે હૉલ્વેલે ઊભું કરેલું અટપટું પ્રકરણ હવે તેણે સંભાળવાનું હતું.

૨

બાદશાહ જોડે લડાઈ ચાલુ હતી ત્યારે એક વખત એવી બારીક પરિસ્થિતિ થઈ હતી કે, ચડી ગયેલા પગારને સારુ લશ્કરે બંડ કરી મીર જાફરને મારવા સુધીની હામ બીડી હતી. તે વખતે તો તેને ગમે તેમ કરીને મનાવી લઈ મેળવી લેવું જોઈએ. આવે અણીને વખતે મીર જાફરના જમાઈ, મીર કાસમે પોતાના ગાંઠના ત્રણ લાખ રૂપિયા કંપનીને આપ્યા હતા, ને તે પેટે અંગ્રેજોએ એવી તેની શરત સ્વીકારી હતી કે, 'મિરાનની જગાએ એનું સ્થાન હોવું જોઈએ' (થૉર્ન્ટન ૧-૨૯૨) મીર જાફરને બીજા બે નાના છોકરા હતા; મિરાનનો પણ છોકરો હતો. પરંતુ અંગ્રેજોએ મીર કાસમની આ આંટીની શરત સ્વીકારી હતી. મિરાન મર્યાની ખબર જાણી, ને કંપનીવાળા હાલ ખટપટમાં છે એ પરથી, મીર કાસમ, ૧૭૬૦ના સપ્ટેમ્બરમાં, નવો ગવર્નર વેન્સિટાર્ટ પદ ઉપર આવી ગયો તેને મળવાને મિષે, કલકત્તા આવ્યો. મીર જાફરે તેને અંગ્રેજો જોડે લશ્કરી ખર્ચ વગેરેને અંગે ચાલતા ઝઘડા બાબત રૂબરૂ વાત કરવા પોતાના પ્રતિનિધિ તરીકે પણ મોકલ્યો હતો. આ બહાનાનો તેને ઢાંકપિછોડો પણ મળી ગયો. એનો લાભ લઈ, હૉલ્વેલની સાથે મળી, અંગ્રેજોને મૂંઝવતા પેલા પ્રકરણ અંગે, તેણે એક નવો જ રસ્તો સૂચવ્યો, અને નવાબીનું શું કરવું તેની પંચાતમાં ચાનાકીભેર બાજી. આ પ્રસંગનું વર્ણન માલેસન તેના ગ્રંથમાં આપે છે એ અહીં ઉતારવા જેવું છે. તેથી, બંગાળના રાજ્યપ્રકરણ મંચ પર હવે નવા દાખલ થતા એવા એક સમર્થ રાજપુરુષ મીર કાસમનો પણ કાંઈક પરિચય મળે છે.

"અંગ્રેજ કાઉન્સિલરોની મસલતમાં દાખલ થઈને, કાળજીપૂર્વક સંભાળીને તે તેમાં પૂરતો ગયો એમાંથી તે એવા નિર્ણય ઉપર પહોંચ્યો કે, એ અંગ્રેજોમાં એક એવો નથી કે જેને (લાંચથી) ખરીદી ન લેવાય

એના સસરાએ તેમના પુરોગામીઓને ખરીદ્યા હતા; પોતે તેમની કિંમત ઠરાવે ને ખરીદી લે દુનિયાના એક મહોચેલ માણસની પેઠે, યુક્તિબાજ અને તેની જ સાથે ડાહી મધ્યમમાર્ગની એવી દલીલો તેણે મસલતમાં કરવા માડી; નાણાંકીય કરારો અંગે મીર જાફરે રસલાગી બતાવી એમ કહી તેને તુચ્છકારી; જુદી રીતે જો ચાલવામાં આવે તો ત્રણ પ્રાંતના રાજકર્તાને એના કરતાય ભારે બોજાના કરારો પાળવાનું સહેલું છે, એવી ગર્ભિત ટકોર કરીને ધીમે ધીમે ખુલ્લું જ એવું તેણે કહ્યું;— આ રીતે છેવટે મીર કાસમે કલકત્તાની કાઉન્સિલને પોતાના મતની કરી લીધી. તેને પરિણામે, હૉલિવેલે જે યોજના* મૂકેલી તેને જતી કરવી અને તેની જગાએ મીર જાફરના આ સ્પષ્ટ સમજવાળા પણ નીતિના ઊપરવા એવચાની (મીર કાસમની) યોજના સ્વીકારવી, એવા ઠરાવ પર તેઓ પહોચ્યા." (૧૨૮-૯)

તે કાળે લખાયેલા એક ફારસી ઇતિહાસમાં પણ આ અંગે વર્ણન છે, તે પણ એવું જ રસિક છે:

"નઝીમે (એટલે મીર જાફરે) તરત કહ્યુ કે, પોતે દરેકેદરેક પઠાણી માગણી જેમ કરાતી જાય તેમ તેને વરા ન થાય ત્યા સુધી કંપનીના નોકરોને સંતોષ આપી નહિ શકે કંપની અને તેના મુખ્ય નોકરોને આપેલા અતિ ખર્ચાળ વચનો પાળી પાળીને તેની તિજોરીનું લગભગ તળિયું આવી ગયુ હતું બંગાળ ખાલી થઈ ગયું હતું અને ઝપાટાભેર અંધાધૂંધીની દશાએ જતું હતું. શાહજાદાની ચઢાઈએ તેમાં વળી વધુ ખરાબી કરી . . . કંપનીવાળા માનતા હતા કે, આ વખતે તેમની સેનાએ તેને જે મદદ કરી તે પરથી હજી વધારે હકો માગવામાં તેઓ ખરા હતા આ માગણીમા એક એ હતી કે, સિલહટ ને ઇસ્લામાબાદની ફોજદારી કંપનીને આપવી પણ નઝીમે એટલે બધે સુધી જવા ના પાડી; એટલે તેની ને કંપની વચ્ચેનો સંબંધ તૂટે તૂટે સુધી નાજુક બન્યો.

"આ બધો વખત એક ચાલાક અને મહાકાક્ષી નવજુવાન આ બધું કેમનું ચાલી રહ્યુ છે તે નિહાળતો હતો કાસિમ અલીખાન (એટલે કે મીર કાસમ)ને તેના સસરા નવાબ મીર જાફરે કલકત્તા કાઉન્સિલ જોડે આ બાબતોનો તોડ કાઢવાને માટે પોતાના પ્રતિનિધિ

---

* દોલ્વેલની યોજના જે અગાઉ આપણે જોઈ તે સરસેનાપતિ તરીકે ક્લિયોડે સ્વીકારી હતી.

તરીકે મોકલ્યો. હવે ફોર્ટ વિલિયમનો ગવર્નર વેન્સિટાર્ટ હતો, તેની જોડે ખાનગી મુલાકાતની એણે માગણી કરી, અને ત્યાં ને ત્યાં જ એણે પોતાને જ માટે નિર્લજ્જ સોદો પતાવ્યો. જો તેના સસરા મીર જાફરને ગાદી પરથી ખસેડી તેને જગા કરી અપાય, તો તેણે બર્દવાન, ચિત્તાગાંગ ને મિદનાપુર જિલ્લા કંપનીને આપવા વચન આપ્યું. આ લાલચ પાછી ઠેલવાનું (કંપની માટે) હદ બહાર અઘરું હતું. ૧૭૬૦ના ઓક્ટોબરમાં પ્લાસીના જૂના દોસ્તને કાઉન્સિલે પદભ્રષ્ટ કર્યો, અને કંપનીના નવા મિત્રને તેની જગાએ બેસાડવામાં આવ્યો."

—(મૌલવી બદરુદ્દીન અહમદ—'Calender of Persian Correspondence' ભાગ ૧. ૨૫૮ પાનની ટીપ પરથી)

આ યોજનાને આગળ ધપાવવામાં મુખ્ય ભાગ હોલ્વેલ ભજવે છે. તે હવે ગવર્નર નથી. પરંતુ તે અંગે મીર કાસમ જોડે તે ખાનગી પત્રવ્યવહાર કરે છે, અને તેને મળવા માટે ખોટા બહાનાં બતાવી મીર જાફરને છેતરીને જાય છે, અને એક કશા જ પાયા વગરની નવી જ યોજના ઉપાડે છે, કે જેમાં કારણ મીર કાસમની ચાલાકી હતી, એમ માલેસન બતાવે છે. આ યોજનાની મુખ્ય કલમો આ સારની હતી કે, વસ્તુતાએ મીર કાસમ નવાબીનો વહીવટ કરે; મીર જાફર ભલે નવાબ કહેવાય, ને તે પેરે તેને આજીવન ઘટતી રકમ બાંધી આપવી. મીર કાસમે સામેથી કંપનીને નવાબીના રક્ષણ-ખર્ચ પેટે બર્દવાન, ચિત્તાગાંગ અને મિદનાપુર એ ત્રણ જિલ્લા લખી આપવા. અને બેઉ પક્ષોએ એવી પણ એક વાત સ્વીકારવી કે, કોઈ પક્ષ તરફથી શાહ આલમ જોડે અલગ કશી વાત ગોઠવવી કે કરવી નહિ—બેઉની સંમતિથી જે કાંઈ કરવું તે કરવું.

આ કરારોનો બીજો ભાગ હતો તે કાઉન્સિલના સભ્યોના અંગત મળતરનો. 'ખરેખર જોતાં ઉપરના કરારની કિંમત તરીકે મીર કાસમે વચન આપ્યું હતું કે, પોતે (કરાર મુજબ) પદ પર બેસે કે પછી બનતી ત્વરાએ, નીચેની રકમો ચૂકવશે—વેન્સિટાર્ટને ૫ લાખ, હોલ્વેલને ૨,૭૦,૦૦૦; સમ્નર અને એક ગ્રાહ્ર દરેકને ૨॥ લાખ; કેલિયોડને બે લાખ, કલિંગ સ્મિથ અને કેપ્ટન યોર્ક દરેકને ૧,૩૪,૦૦૦.'

(માલેસન પા. ૧૩૦). અને આ ઉપરાંત નાનાં મોટા દાપાં થઈને કુલ લગભગ ૨૦ લાખ રૂ.નો ચાંલ્લો થતો હતો! એલ્ફિંસ્ટન જેવો પણ કહે છે કે, 'આ નિર્લજ્જ કામ હતું.' (પા. ૩૬૧)

૩

ભારોભાર અંગત હિતવાળી આ યોજના સ્વીકારવામાં કાઉન્સિલને શો વાંધો હોય? એને મીર જાફરના માનની કે પોતે આપેલા વચનની શી પડી હતી? યોજના કાઉન્સિલે સ્વીકારી, અને યુક્તિભેર તેની વાત મીર જાફરને પહોંચાડી. બિચારા નવાબે ત્યારે જ, પોતાની સામે, પોતાના જ જમાઈના અને મિત્રરક્ષક બનેલા અંગ્રેજોના ભેગા કાવતરા વિષે જાણ્યું. વેન્સિટાર્ટ જાતે એને આ વાત કરવા ગયો હતો. પોતે નામશેષ થઈ પેન્શન ખાયા કરવાની આ યોજના મીર જાફરને ગમી નહિ, અને તે અંગે કાંઈ ન કહેતાં તે ચૂપ જ રહ્યો. ગવર્નર આશા રાખતો હતો કે જવાબ આપશે. તે નવાબની ચૂપકી સમજતો પણ હશે. પણ મીર કાસમને તો ઉતાવળ હતી. અને અંગ્રેજોનેય ક્યા ઓછી ઉતાવળ હતી? કેમ કે, આ કામને અંગે તે જ દિવસે મીર કાસમે ૨૦ લાખની લલચાવનારી હૂંડી નહોતી ધરી? એટલે ગવર્નરને આખું કાવતરું મનતી ત્વરાએ છેડે પહોંચાડ્યા વિના છૂટકો નહોતો.

છેવટે, બળ વાપરીનેય ક્રાંતિ કરવાનો ઠરાવ થયો. મીર કાસમ અને અંગ્રેજ સેના તે કામ માટે ગુસાઈથી તત્પર કરવામાં આવ્યાં. સેનાપતિ કેલિયોડે મીર જાફરના મહેલને રાતે ઘેરો ઘાલ્યો, ને બંગાળના નવાબને તેની રૈયત ગણાતા અંગ્રેજે સૂતો પકડ્યો. ત્યાં તેને ગવર્નરનો કાગળ આપવામાં આવ્યો, જેમાં લખ્યું હતું કે, તમે કશો જવાબ ન આપ્યો એ ઠીક ન કર્યું; હવે તે કામના ઉકેલને સારુ 'તમારી તહેનાતમાં' આ સેનાપતિને મોકલું છું'

સ્વમાન-ઘવાયેલા નવાબે પહેલું તો તરત કહ્યું કે, હું આ સામે લડી લઈશ, પણ નહિ સાંખું. પરંતુ અંગ્રેજોએ ચાલાકીભેર

તેને સનાક આપી કે, તમે હવે ઘરડા થયા છો, તો આરામથી નવાબી ભોગવો, ને તમારા જુવાન ને લાયક જમાઈને બધી મજૂરી માથાકૂટ શું કામ ન સોંપો ? આ સ્વમાનઘાતક શીખ તેણે ગળે ઉતારી અને લાચારીથી જીવ અને આરામ વહાલો કરી તેણે કહ્યું કે, નામનો નવાબ તો હું નહિ રહું, પણ હું રાજીનામું જ કરું છું. મારો મોભો સચવાય એટલું વર્ષાસન બધી આપી મને કલકત્તામાં તમારા આશ્રયમાં રહેવા દો, એટલે બસ. આ માગણી કરતી વખતે તેણે પોતે ચાર જ વરસ પર પોતાના સગા સિરાજના જે હાલ કર્યા હતા, તે જ પોતાને નસીબે જમાઈને હાથે ન થાય, એવી જ કાળજી હશે, એ દેખાડું છે

આ પાનવે એવી માગણીમાં કાવતરાના નાયકો કશો વાંધો લેય નહિ તરત મીર જાફર કલકત્તા રવાના થઈ ગયો, મીર કાસમને નવાબ જાહેર કરવામાં આવ્યો, અને એમ મહેનતના ઓછામાં ને જરા ધાકધમકી ને ચાલાકીથી પાછી બંગાળની બીજી ક્રાંતિ, આ વેળા વગર લોહી રેડ્યે, થઈ ગઈ કનાઈવે પાડેલા શિરસ્તા મુજબ, એને સારુ કાઉન્સિલના સભ્યોને ઉપર જણાવ્યા પ્રમાણે નવાબે ચાંદલો કર્યો, અને બહારથી તેમણે બતાવ્યું કે, અમે કંપનીના હિતથી પ્રેરાઈ આ ક્રાંતિ કરી છે, અને તે એટલા સારુ કે, મીર જાફર સારો રાજા નહોતો, તેણે કેટલાક ઘાતકી ખૂનો કર્યાં હતાં, વગેરે. સિરાજ સામે ગોઠવેલી પેલી 'કાળી કોટડી'ની ગપ પેઠે જ, મીર જાફર સામેની આ ખૂનોની વાત સાવ ખોટી જ હોત્વેને ઉપાડેલી હતી, અને એ પછીથી ૧૭૬૫ બાદ જાતતપાસ કરીને કનાઈવે જાહેર કર્યું છે વળી મીર જાફરના વહીવટના સારા નરસાપણાનો તો પ્રશ્ન જ નથી, કેમ કે તેનું નામ જ 'કનાઈવનું ટટ્ટુ' દેવી પ્રજાએ આપ્યું હતું તે શું અંગ્રેજોનું રમકડું નહોતો ?

અને આ બધાં જે મીર જાફરને કાઢવા માટેનાં બહાનાં કઢાય છે, તે બધાંને તપાસીને બિવરીજ તેના ઇતિહાસમાં જે ઠરાવ ઉપર

પહોંચે છે, તે આ પ્રકરણને મથાળે છે. થૉર્ન્ટન[1] તો (પા. ૪૨૦.) એમ જ કહે છે કે,

"મીર જાફરને પદભ્રષ્ટ કરવા માટે અપાતાં બહાનાંના રદિયા આપવા એ ખાલી ભૂતો સામે થવા જેવું છે. ક્રાંતિ કરાવનારાઓને જ એમાં વિશ્વાસ નહોતો. જે કાર્યને બહુમાં બહુ કરીએ તો વ્યવહારની જરૂરના કારણે ઠીક બતાવી શકાય, તેને સત્યતા કે ન્યાયનો દેખાવ કરવા માટે તે બહાનાં કઢાવવામાં આવતાં હતાં"

અને વ્યવહારમાં આવી પડેલી નાણાંભીડ ઉકેલવાના માર્ગ તરીકે પણ જોતાં, 'આ ક્રાંતિ લોહી રેડ્યા વગર થઈ એ સુખની વાત છે; પણ હંગામી નાણાંભીડ ટાળવાને માટેના માર્ગ તરીકે તેને ભાગ્યે જ યોગ્ય કે વાજબી કહી શકાય'. ક્રાંતિનો એકમાત્ર હેતુ ધનપ્રાપ્તિ હતો. (થૉર્ન્ટન ૧-૪૧૨-૪) અને એનાથી કંપનીને ત્રણ જિલ્લાની આવક વધી ને કમાઈ ખાવા આવેલા થોડા અંગ્રેજોનાં ઘર ભરાયાં. એમ બેઉ વર્ગને ગમતું થયા પછી કોણ કોનો દોષ કાઢે? ત્રીજો રહ્યો મીર કાસમ. તેણે, આપણે જોઈશું કે, બંગાળનું હિત વિચારીને આ દ્રોહી પગલામાં સાથ આપ્યો હતો; પરંતુ તેમાં એણે થાપ

---

૧. આ બાબતમાં એલ્ફિન્સ્ટન પણ ઓછા કડક શબ્દો નથી વાપરતો. તે કહે છે કે આથી વધારે નામોશી હોઈ ન શકે અને ક્રાંતિ કરવામાં કારણ જેવું તો કાંઈ જ મળતું નથી પોતે જ નવાબને બેસાડ્યો, ને વચન આપ્યું કે તને નવાબી પર રહેવામાં મદદ કરીશું; અને પછી તેને ઉઠાડી કાઢ્યો એ તે કેવું કહેવાય? તેમ કરવાના કારણ રૂપે જે આક્ષેપો કરાયા તે સાવ ગેરવાજબી અને બિલકુલ નાપાયદાર હતા

"Never was a revolution affected on more slender grounds, nor a greater scandal—than the disposal of a prince by the same body which had so lately raised itself to power by a solemn engagement to support its title. The reasons alleged were Mir Jafar's plots to undermine the Br. authority, and the cruelty and oppresion of his internal administration; but few of those charges would have justified the subversion of his government, and fewer still could be substantiated by evidence." (P. 359)

બાંધી હતી. તેની આદિ ભૂલ જ એ થતી હતી કે, ઘરની કૂટ ઉપર એ ચાલતો હતો. રેતીના પાયા પર ઘર બાંધવા જેવી આ રીત કેમ જ ફાવે? પ્લાસીની જ આગળ કથા એ તો થઈ. પણ એ ભવિષ્યની વાત આગળ ઉપર જોઈશું. ક્રાંતિના હિસ્સેદાર તરીકે તે પણ મીર જાફરના ન્યાય ખાતર કાંઈ કરી ન શકે. છેલ્લે રહી નામની ઉપરી-સત્તાવાળો મોગલ બાદશાહ. તે વળી પાછો આ કાળે બિહાર પર ચડી તો આવે છે, પણ તે બંગાળના અરાજકને મટાડવા નહિ, પરંતુ પોતાના તખ્ત પર પહોંચવાની પંચાતનો માર્યો. એમાંથી એ ત્યારના રજવાડી અંધેરમાં વળી વધારે ઉમેરો જ કરે છે; કોઈ રીતે બંગાળના દુઃખને હળવું કરી શકતો નથી. એ કામ પોતાને માથે લઈને તો મીર કાસમ નવાબપદ પર આવે છે. અને તેમાં એ કેવો ફાવે છે તે હવે જોઈએ.

# ખંડ ૬ ઠ્ઠો

# છેલ્લો પ્રયત્ન

"મુર્શિદાબાદના ઘણા બીજા ઉમરાવો પેઠે મીર કાસમે ભારે અસંતોષ-પૂર્વક એ બીના જોઈ હતી કે, પ્લાસીના યુદ્ધે નવાબને અંગ્રેજોની સાથે મૈત્રીથી મુશ્કેટાટ બાંધી દીધો હતો; અને એ મૈત્રીનો અર્થ એવો થતો હતો કે, બંગાળ-બિહાર-ઓરીસા એ ત્રણ પ્રાંતોની હકૂમત છૂપી રીતે કલકત્તા જતી રહેતી હતી. પ્લાસીથી માંડીને જે ટાગો થયાં—આંતરિક વિરોધો ઊઠ્યા તેનું દમન, બહારથી જે બે હુમલા આવ્યા તેમને પાછા હઠાવ્યા તે, ડચ લોકને નાબૂદ કર્યા તે—એ બધાએ અંગ્રેજોનો આ પ્રકારનો ઉપર-હાથ કાયમ કર્યો હતો અને મજબૂત બનાવ્યો હતો મીર જાફર એમના હાથમાં માત્ર રમકડું જ હતો; . . . અને એવું રમકડું કે, દરેક વર્ષના સંજોગો તેને વધારે ને વધારે નમેલો બનવા ફરજ પાડતા હતા આ દશા સામે મીર કાસમનો આત્મા ઊંડેથી આખો જ કકળી ઊઠતો હતો. . . . (એટલે મિરાનના મૃત્યુ પછી) 'તેણે ઠરાવ કર્યો કે, પોતાના નબળા સસરાના હાથમાથી સરી પડતો રાજદંડ પોતે પકડી લેવો, અને તે લીધા પછી એવા પગલાં ભરવાં કે જેથી થોડા જ વખતમાં નવાબની ખોવાયેલી સત્તા પાછી આવી મળે, અને ખરેખર પોતાને એ ત્રણ પ્રાંતોના ઉત્તમ પ્રદેશોનો રાજકર્તા તેમ જ વહીવટ કરનાર બનાવે."

—માલેસન, 'નિર્ણાયક યુદ્ધો' ૧૨૮

૧. મીર કાસમ
૨ કલકત્તા કાઉન્સિલમાં બે પંક્ષ
૩ તિજોરી સાબૂત કરી
૪ બાદશાહ ચડી આવ્યો
૫. રામનારાયણનો બળવો
૬. અંગ્રેજોની દાણચોરી
૭. કાઉન્સિલની નફ્ફટાઈ
૮. અસહાય પ્રજા
૯ અંગ્રેજોએ લડાઈ આદરી
૧૦. પ્લાસીની પુનરાવૃત્તિ
૧૧. છેલ્લો દાવ—બક્સર
૧૨. માર્ગ મોકળો થયો
પુરવણી

## સાલવારી

૧૭૬૦ (જુલાઈ) મિરાનનું મરણ
૧૭૬૦ (ઑક્ટોબર) મીર કાસમ નવાબ બન્યો. મીર જાફર પદભ્રષ્ટ થઈ કલકત્તા અંગ્રેજ શરણે જઈને રહ્યો
૧૭૬૧ (મે) શાહઆલમના દરબાર બાદ રામનારાયણનો બળવો શમાવ્યો.
૧૭૬૩ (જાન્યુઆરી) જકાત વિશે મુંગેરનો મીર કાસમ–વૅન્સિટાર્ટ–કરાર.
૧૭૬૩ (જૂન) એલીસનો પટણામાં બળવો.
૧૭૬૩ (જુલાઈ) મીર જાફર ફરી નવાબ બન્યો. મીરકાસમ સામે કંપનીએ યુદ્ધ આદર્યું.
૧૭૬૩ અંતે મીર કાસમ હારીને અવધ નાઠો.
૧૭૬૪ (એપ્રિલ) શુજા, શાહઆલમ, મીર કાસમની બિહાર પર ચઢાઈ.
૧૭૬૪ (ઑક્ટોબર) બક્સરનું યુદ્ધ
૧૭૭૭ મીર કાસમનું કરુણ મૃત્યુ

## ૧

# મીર કાસમ

'મીર કાસમ સાચો દેશભક્ત અને શક્તિશાળી રાજકર્તા હતો. તેણે ખર્ચ ઘટાડયો અને અવ્યવસ્થા ટાળી દીધી.'

— થૉમ્પ્સન-ગૅરેટ પા ૧૦૦

'કામ તેને ગમતું હતું; વ્યવસ્થા અને કરકસર બાબતમાં એ ધ્યાનવાળો હતો, સાવધાન હતો, ચપળ હતો, અને તીક્ષ્ણ બુદ્ધિવાળો તીવ્ર માણસ હતો.'

— એલ્ફિન્સ્ટન પા ૩૬૩

'મીર કાસમ જબરો ટેકીલો કે સ્વમાની ને તેજસ્વી માણસ હતો.'

— સરદેસાઈ

નવો નવાબ બધી બાજુનો વિચાર કરીને નવાબ બન્યો હતો. પોતાના વતનમાં છેલ્લાં કેટલાંક વર્ષોથી શું ચાલતું હતું એ બરાબર નિહાળનારો તીક્ષ્ણદૃષ્ટિ માણસ એ હતો. અંગ્રેજો કેવી રીતે પોતાનું જમાવે છે એનો પણ આ માણસને ઝીણો અભ્યાસ હતો એમ લાગે છે. બંગાળનું ડૂબતું નાવ સાચવી લેવા માટે જરૂરી ગુણો તથા શક્તિ અને પહોંચવાળો એ હતો, એમ ઇતિહાસકારો કહે છે. અને ખાસ તો એ કે, એ સાચો દેશભક્ત અને પ્રજાહિતૈષી નવાબ હતો. પરંતુ, ત્યારની પરિસ્થિતિને વશ થઈને ને કદાચ તે જમાનામાં ચાલતા ઠરાતી પદ્ધતિના શિરસ્તા પ્રમાણે વર્તીને તે નવાબ થયો, પણ તેમાં એણે લાચારીથી છતાં ભૂલ કરી તે એ કે, પોતાના સસરાને સલાહમાં લઈ તેને ગેળવીને સંમતિપૂર્વક કામ ઉપાડવાને બદલે, તેની સામે ને પૂંઠ પાછળ, તથા દેશના શત્રુ માનેલા અંગ્રેજોની જ સાથે સંતલસ કરીને તે સત્તા ઉપર આવ્યો. આથી એકત્રિત સામનાની શકયતા રહી નહિ. આ એક મૂળ મુશ્કેલી છતાં, એણે દેશને પાછો સ્વતંત્ર કરવાની — અંગ્રેજ વેપારી કંપનીના મુખમાં ગળાતો જતો બચાવવાની પૂરી હામ ભીડી ને તે મુજબ જોરભેર કામ ઉપાડયું.

આ કામ ઉપાડવાની પ્રેરણાની પાછળ એની મહત્ત્વાકાંક્ષા ને સ્વમાની સ્વભાવ હતો.

'તેના સસરાથી તદ્દન જુદી જાતનો એ માણસ હતો. મીર જાફર એવા ઢીલા સ્વભાવનો હતો કે દરેક નિર્ણાયક મહત્ત્વને પ્રસંગે તે તેના યુરોપિયન માલિકોની ઇચ્છાને નમી પડતો. મીર કાસમનો સ્વભાવ આવો નહોતો. પહેલેથી તેણે ઠરાવ્યું હતું કે, આપણી નવાબીમાં આપણે જ સાચા નવાબ બનવું છે. રાજસત્તા મેળવવામાં તેણે અંગ્રેજોને વાપર્યા હતા, પણ મીર જાફર પેઠે એ એમના પર વિશ્વાસ રાખનારો નહોતો. દુંક વખતમાં તે તેમને ભારે કડવાશપૂર્વક ને ઊંડા મનથી ધિક્કારતો થયો, અને એમ કરવા એને પૂરું કારણ હતું કારણ કે, મીર જાફરને ખસેડ્યા પછીના ત્રણ વરસમાં કલકત્તાની અંગ્રેજ સત્તાની જેવી નાલાયક, નીચ અને નિર્લજ્જ વર્તણૂક હતી તેના કરતાં ચડે એવી વર્તણૂકનો ઇતિહાસ બીજી કોઈ પ્રજાનો નથી. આ વર્તણૂક એક જ કારણને આભારી હતી—નીચમાં નીચ ને હલકામાં હલકી એવી કોઈ ભોગે ને કોઈ પણ સાધને અંગત લાભની ઇચ્છા. ઉત્તર દેશોના લૂંટારાને દક્ષિણ સમુદ્રના ચાંચિયાને ઉત્તેજિત કરનારી ઇચ્છાને સમાન જ એ હતી કે જેના માર્યા માણસો લૂંટવા તરફ—ખૂન કરવા સુધી ઢરકેરાય છે. નીતિમત્તાની દૃષ્ટિએ ૧૭૬૧થી ૧૭૬૩ સુધી ક્લકત્તામાં રાજ કરતી ટોળકી (હેસ્ટિંગ્ઝ અને વેન્સિટાર્ટ બાદ કરતાં), આવાં કામો કરનારા કરતાં જરા સરખી પણ સારી નહોતી.' (માલેસન–૧૩૩)

આવો સ્વભાવ હોવા છતાં, મીર કાસમ શાંત અને પૂરો સમજણો પણ હતો. સસરા પેઠે ઢીલો નથી, તો તેની જ સાથે સિરાજ પેઠે તે ગણતરી વગર કૂદે એવોય નથી. તેને બરોબર ખબર છે કે, પોતાની સામે કેવી રીતની મુશ્કેલીઓ પડી હતી. આ મુશ્કેલીઓ મીર જાફરને હતી તેથી ઓછી તેને નહોતી જ. બલ્કે, આપણે જોઈશું કે, આવા તેના સ્વભાવને લીધે તેને કેટલીક વિશેષ ભોગવવી પડી.* તેમાં

* હેસ્ટિંગ્ઝે મીર કાસમ વિષે લખેલો મત થોમ્સન-ગૅરેટ (પા. ૧૦૦) ટાંકે છે તે અહીં નોંધવા જેવો છે —

'તે સમજણો છે; અસાધારણ વ્યવહારચતુરતા ધરાવે છે, કામમાં ભારે ખંત ને લગનીવાળો છે, અને તેની સાથે કરકસરવાળો છે. તેની બીકુતા—યુદ્ધ માટે એણે જે કદી વલણ ન બતાવ્યું તે, કે જેને

સૌથી[1] અટપટી અને એને કાયર કાયર કરી મૂકનાર જે હતી તે, માલેસને જે પેલી લૂંટાગની ટોળીની ઉપમા આપીને વર્ણવી છે તે કલકત્તાની કાઉન્સિલ હતી. મીર કાસમના બંગાળાને બચાવવાના આ છેલ્લા પ્રયત્નની પૂરી મહત્તા સમજવા માટે આ કાઉન્સિલના દિદાર સમજવા જરૂરી છે.

---

માટે ઘણી વાર એને આક્ષેપ અપાય છે,—એને લીધે ભાગ્યે જ તેને સૂબેદારી માટે નાલાયક કહી શકાય, કારણ કે, તેનાથી તો, આપણી સરકાર સામે તેણે કાંઈ તાકયું હોય તો, એવા ભય સામે એ વલણ તો અસરકારક ઢાલ થઈ . . . .'

અને એલ્ફિન્સ્ટન પણ કંપનીની જોડે ફાવવાની દૃષ્ટિએ આમ જ કહે છે કે, 'કંપની જોડેના સંબંધમાં ઘણી બાબતોમાં તે તેના પદ માટે ઠીક લાયક હતો' (૩૬૩)

કોઈ પણ અંગ્રેજને મીર કાસમના સ્વમાની સ્વભાવ સાથે કેમ ફાવશે એનો ખ્યાલ નહિ આવ્યો હોય? કદાચ જે બધું પછી બન્યું, તે અણકલ્પ્યું જ બન્યા કર્યું તે જ અર્થમાં કેમ્બ્રિજ ઇતિહાસકાર સમાલોચના કરીને કહેતો લાગે છે કે, પછી બે વચ્ચે જે ઝઘડો થયો તે 'was a war of circumstances rather than intentions' (V. ૧૭૩) — ઇરાદાઓ સામસામે હતા અને લડાઈ થઈ એના કરતા પરિસ્થિતિ જ એવી હતી કે લડાઈ થાય, એમ લાગે છે મીર કાસમ માટે તો આ સાચુ જ છે કે, તે ઝઘડો ટાળવા જ ઠેઠ સુધી મથ્યો પણ તેની સામેવાળા અંગ્રેજ ઇરાદાપૂર્વક સારાસારી ચાહતા હતા એવુ નથી કેમ્બ્રિજ ઇતિહાસ એ પૂરતો તો અંગ્રેજોને અન્યાય કરે છે, કેમ કે એમને માટે તે યુદ્ધ ગણતરીભેર હતુ

[વેન્સિટાર્ટે પોતાની કારકિર્દીના બયાનમાં મીર કાસમ માટે કહેલાં વચનોય કેવા તેને માટે ઉમદા છે. તે જુઓ મ્યૂરનો ઇતિહાસ પા ૭૪ તે સાફ કહે છે કે, શરૂથી એ માણસ સાફ દિલથી વર્તતો હતો અને સામેથી આપણાવાળા તદ્દન હલકટતાથી તેને રંજાડતા ને અપમાનતા હતા ] —

આ કામ ઉપાડવાની પ્રેરણાની પાછળ એની મહત્ત્વાકાંક્ષા ને સ્વમાની સ્વભાવ હતો.

'તેના સસરાથી તદ્દન જુદી જાતનો એ માણસ હતો. મીર જાફર એવા ઢીલા સ્વભાવનો હતો કે દરેક નિર્ણાયક મહત્ત્વને પ્રસંગે તે તેના યુરોપિયન માલિકોની ઇચ્છાને નમી પડતો. મીર કાસમનો સ્વભાવ આવો નહોતો. પહેલેથી તેણે ઠરાવ્યું હતું કે, આપણી નવાબીમાં આપણે જ સાચા નવાબ બનવું છે રાજસત્તા મેળવવામાં તેણે અંગ્રેજોને વાપર્યા હતા, પણ મીર જાફર પેઠે એ એમના પર વિશ્વાસ રાખનારો નહોતો. ટૂંક વખતમાં તે તેમને ભારે કડવાશપૂર્વક ને ઊંડા મનથી ધિક્કારતો થયો; અને એમ કરવા એને પૂરું કારણ હતું કારણ કે, મીર જાફરને ખસેડ્યા પછીનાં ત્રણ વરસમાં કલકત્તાની અંગ્રેજ સત્તાની જેવી નાલાયક, નીચ અને નિર્લજ્જ વર્તણૂક હતી, તેના કરતાં ચડે એવી વર્તણૂકનો ઇતિહાસ બીજી કોઈ પ્રજાનો નથી આ વર્તણૂક એક જ કારણને આભારી હતી—નીચમાં નીચ ને હલકામાં હલકી એવી, કોઈ ભોગે ને કોઈ પણ સાધને, અંગત લાભની ઇચ્છા ઉત્તર દેશોના લૂંટારાને, દક્ષિણ સમુદ્રના ચાંચિયાને ઉત્તેજિત કરનારી ઇચ્છાને સમાન જ એ હતી, કે જેના માર્યા માણસો લૂંટવા તરફ—ખૂન કરવા સુધી ઉશ્કેરાય છે નીતિમત્તાની દૃષ્ટિએ, ૧૭૬૧થી ૧૭૬૩ સુધી કલકત્તામાં રાજ કરતી ટોળકી (હેસ્ટિંગ્ઝ અને વેન્સિટાર્ટ બાદ કરતા), આવાં કામો કરનારા કરતાં જરા સરખી પણ સારી નહોતી.' (माल्सन–१३३)

આવો સ્વભાવ હોવા છતાં, મીર કાસમ શાંત અને પૂરો સમજણો પણ હતો. સસરા પેઠે ઢીલો નથી, તો તેની જ સાથે સિરાજ પેઠે તે ગણતરી વગર કૂદે એવોય નથી. તેને બરોબર ખબર છે કે, પોતાની સામે કેવી રીતની મુશ્કેલીઓ પડી હતી. આ મુશ્કેલીઓ મીર જાફરને હતી તેથી ઓછી તેને નહોતી જ. બલ્કે, આપણે જોઈશું કે, આવા તેના સ્વભાવને લીધે તેને કેટલીક વિશેષ ભોગવવી પડી.* તેમાં

* હેસ્ટિંગ્ઝે મીર કાસમ વિષે લખેલો મત થોમ્સન-ગૅરેટ (પા. ૧૦૦) આપે છે તે અહીં નોંધવા જેવો છે:—

'તે સમજણો છે; અસાધારણ વ્યવહારચતુરતા ધરાવે છે; કામમાં ભારે ખંત ને લગનીવાળો છે, અને તેની સાથે કરકસરવાળો છે. . . . તેની બીકુતા,—યુદ્ધ માટે એણે જે કદી વલણ ન બતાવ્યું તે, કે જેને

સૌથી અટપટી અને એને કાયર કાયર કરી મૂકનાર જે હતી તે, માલેસને જે પેલી લૂંટારાની ટોળીની ઉપમા આપીને વર્ણવી છે તે કલકત્તાની કાઉન્સિલ હતી. મીર કાસમના બંગાળાને બચાવવાના આ છેલ્લા પ્રયત્નની પૂરી મહત્તા સમજવા માટે આ કાઉન્સિલના દિદાર સમજવા જરૂરી છે.

માટે ઘણી વાર એને આક્ષેપ અપાય છે,— એને લીધે ભાગ્યે જ તેને સુબેદારી માટે નાલાયક કહી શકાય; કારણ કે, તેનાથી તો, આપણી સરકાર સામે તેણે કાંઈ તાકયું હોય તો, એવા ભય સામે એ લક્ષણ તો અસરકારક ઢાલ થઈ. . . . .'

અને એલ્ફિન્સ્ટન પણ કંપનીની જોડે ફાવવાની દૃષ્ટિએ આમ જ કહે છે કે, 'કંપની જોડેના સંબંધમાં ઘણી બાબતોમાં તે તેના પદ માટે ઠીક લાયક હતો ' (૩૬૩)

કોઈ પણ અંગ્રેજને મીર કાસમના સ્વમાની સ્વભાવ સાથે કેમ ફાવશે એનો ખ્યાલ નહિ આવ્યો હોય? કદાચ જે બધું પછી બન્યું, તે અણકલ્પ્યું જ બન્યા કર્યું. તે જ અર્થમાં કેમ્બ્રિજ ઇતિહાસકાર સમાલોચના કરીને કહેતો લાગે છે કે, પછી બે વચ્ચે જે ઝઘડો થયો તે 'was a war of circumstances rather than intentions' (V. ૧૭૩) — ઇરાદાઓ સામસામે હતા અને લડાઈ થઈ એના કરતાં પરિસ્થિતિ જ એવી હતી કે લડાઈ થાય, એમ લાગે છે મીર કાસમ માટે તો આ સાચું જ છે કે, તે ઝઘડો ટાળવા જ ઠેઠ સુધી મથ્યો. પણ તેની સામેવાળા અંગ્રેજો ઇરાદાપૂર્વક સારાસારી ચાહતા હતા એવું નથી કેમ્બ્રિજ ઇતિહાસ એ પૂરતો તો અંગ્રેજોને અન્યાય કરે છે, કેમ કે એમને માટે તે યુદ્ધ ગણતરીબાજ હતું.

[ વેન્સિટાર્ટે પોતાની કારકિર્દીના બયાનમાં મીર કાસમ માટે કહેલાં વચનોય કેવાં તેને માટે હમદર્દ છે, તે જુઓ મ્યૂરનો ઇતિહાસ પા. ૭૪ તે સાફ કહે છે કે, શરૂથી એ માણસ સાફ દિલથી વર્તતો હતો અને સામેથી આપણાવાળા તદ્દન દલકટતાથી તેને રંજાડતા ને અપમાનતા હતા ]

# કલકત્તા કાઉન્સિલમાં બે પક્ષ

'ગવર્નર સામેની લાગણીવાળો એક પક્ષ હતો; તે તરત તેનાં કામોના વિરોધપક્ષ તરીકે બન્યો તેથીય હલકી જાતની લાગણીઓ આ વખતે બંગાળમાં જોરથી અફાળવામાં આવી પોતાના માલિક સિરાજ ઉપર મીર જાફર ચડી બેઠો તે પહેલી ક્રાંતિ ગોઠવનાર મુખ્ય થોડીક વ્યક્તિઓએ જે મોટી રકમો ખાવેલી, તેનું બરોબર સ્મરણ રાખવામાં આવ્યું હતું; અને એવી જ ખાયકી, કે જેની અંદર ભાગ મેળવવા દરેક જણ તલસતું હતું, તે આ વેળાય વિચારાઈ છે— એ વાતથી ઈર્ષા અને દ્વેષની તીવ્રતમ લાગણીઓ હરકેરાતી હતી '

—મિલ ૪-૧૮૪

વેન્સિટાર્ટ મુર્શિદાબાદમાં ક્રાંતિ કરીને કલકત્તા આવ્યો, પણ ત્યાં તો તેને જ પીડા ઊભી થઈ. બંગાળની પ્રજા માટે તો નવાબ-પલટો ખાસ અસરકારક કદાચ ન થશે; તેઓ માટે નવો નવાબ તો આવ્યો, પણ અંગ્રેજોની વેપારી લૂટ અને અન્યાયી અત્યાચારો તો ઊભા જ હતા; તેમને નવો નવાબ હશે તો કાઢે ત્યારે કાઢે. પરંતુ અંગ્રેજ ગવર્નર માટે આ ક્રાંતિએ ઘરમાં પીડા ઊભી કરી, અને તે એ કે, તેની કાઉન્સિલમાં આ મુદ્દા ઉપર જબરો વિરોધ પક્ષ જાગ્યો. અને આ પક્ષ જાગવામાં કોઈ તાત્વિક મતભેદ નહિ, પણ ક્ષુદ્ર લોભ અને ખેંચતાણદારી જ હતાં. બિવરીજ તેના ઇતિહાસમાં (પા. ૬૭૦) આ પરિસ્થિતિ વિષે ટૂંકમાં જે સ્પષ્ટ કથન આપે છે તે જ અહીં જોઈએ :—

'પહેલા (ક્રાંતિના) કડવાં ફળ કલકત્તામાં જ મળ્યાં: ત્યાં કાઉન્સિલમાં બે પક્ષ પડયા — એક થયેલી ક્રાંતિને બહાલી આપનારો પક્ષ ને બીજો નફ્ફટપણે તેને વખોડી કાઢનારો અલબત્ત, પહેલા પક્ષમાં એવા લોક હતા કે જેમની ધનવિષયક પરિસ્થિતિ તેનાથી ભારે સુધરી હતી, અને બીજો પક્ષ આખોય નહિ તો મોટે ભાગે એવા લોકોનો બનેલો હતો કે જે, આ સિલેક્ટ કમિટીના સભ્યો ન હોવાથી, નવાબ પાસેથી કઢાવેલા પૈસામાં ભાગિયા નહોતા, અને તેથી કરીને શુદ્ધ અને નિઃસ્વાર્થ હેતુઓથી પ્રેરાયેલા છીએ, એમ છાટી શકતા હતા.'

અને આ પોતાના વિરોધનો પત્ર તેમણે વિલાયત ડિરેક્ટરો ઉપર લખ્યો, જેમાં કહ્યું કે, મીર જાફરને કાઢવામાં આવ્યો તે રાજ્ય કરવાની તેની અશક્તિ કે એવા કશા કારણે નહિ, પણ મળતરના લાભની દૃષ્ટિએ. વેન્સિટાર્ટે એનો ઉત્તર આપ્યો, સામા પક્ષે વળી પડ્યપત્ર લખ્યો; અને એમ ભારે રસાકસી જામી.

આ પક્ષાપક્ષીમા બીજુ કારણ હતુ તે એ કે, વેન્સિટાર્ટ જે ગવર્નર બન્યો હતો તે ક્લાઈવની ખાસ ભલામણથી; ક્રમ પ્રમાણે તેનો હક નહોતો. વળી તે મદ્રાસ કોઠીનો નોકર હતો. આથી કરીને, કલકત્તાના કંપનીના નોકરો તેને તે પૂરતો પરાયો માનતા હતા; અને તેમાંના જેનો હક ડુબાડીને વેન્સિટાર્ટ આવેલો, તે કલકત્તાનો જૂનો નોકર તેની ભણી ખિન્નાયેલો રહેતો હતો. બીજા વિરોધ પક્ષનો નેતા આ દુભાયેલો એમિયાટ નામનો સભ્ય હતો. એના પક્ષે હવે એક જ નીતિ લીધી કે, વેન્સિટાર્ટ ગમે તે કરે તેનો વિરોધ કરી તેને તોડી પાડવું. શરૂમાં તેની બહુમતી હોવાથી તેનું કાંઈક ચાલ્યુ. પરંતુ કેટલાક સભ્યોને ડિરેક્ટરોએ પાછા વિલાયત બોલાવી લીધા ને નવા જે તેમની જગાએ આવ્યા, તેઓ પણ 'ખાયકી' પક્ષના બને એ ઉઘાડું છે. તેથી આ પક્ષ બહુમતીવાળો થયો ને વેન્સિટાર્ટને માત્ર વૉરન હેસ્ટિંગ્ઝ (કે જે આગળ ક્લાઈવ જેવી નામના કમાય છે) ની જ મદદ રહી. આ વખતે કાઉન્સિલનું બંધારણ એવું હતું કે, બહુમતીથી કામો કરવાં; ગવર્નરને પોતાની મુનસફી વાપરવાની સત્તા નહોતી. અને વેન્સિટાર્ટ સામાન્ય પરિસ્થિતિમાં કામ દઈ શકે એવો સીધો ધરેડનો માણસ હતો; ત્યારની કઠણ દશામા તે દબાઈ જતો; અને આપણે જોઈશુ કે, પોતાની ને હેસ્ટિંગ્ઝની સ્પષ્ટ સમજ વિરોધમા હોવા છતાં તે અન્યાયી રીતે વર્તે છે નથી તે સ્વમાનભેર રાજીનામુ આપતો, કે નથી તે પોતાને ચોખ્ખુ લાગતા પ્રમાણે વર્તી શકતો। આવી દશા મીર કાસમને માટે ભારે વસમી પડે એ ઉઘાડું છે. તે અંગ્રેજોની પક્ષાપક્ષીની આ અંધારણીય વિચિત્રતા સમજતો લાગતો નથી. તે ગવર્નરને ઓળખે છે; પણ તેની સામે થનારા—(ને તેઓ તેમ કરવામા મીર કાસમની સામે પણ આપોઆપ થાય।)— અંગ્રેજોને

વિષે 'નીચ' '(ગવર્નરના) નોકર' જેવા સંબોધનથી લખે છે

આની સાથે સરખામણીમાં કદાચ મીર જાફર મીર કાસમ વચ્ચેની ફૂટ વાચકને યાદ આવે તો એમાં નોંધવાપાત્ર એ છે કે, અંગ્રેજોની કાઉન્સિલમાં આવી લડાલડી હોવા છતાં તેઓ એકશિસ્તથી વર્તે છે, અને તેથી તેમની વિલાયતની ઉપરી-સત્તાની હકૂમત સાબૂત રહે છે વળી, આવી ફૂટ-દશા શત્રુને માટે ફાયદાકારક બની શકે, પરંતુ તેમ થઈ શકતું નથી, કેમ કે વેન્સિટાર્ટ કાઉન્સિલ જે ઠરાવે તે નીતિથી વ્યવસ્થિત કામ ચલાવવા મથે છે આ ફેર, અંગ્રેજ કંપની ને બંગાળની નવાબી, એ બે સામસામે આખડતા બળોના ઘડતર ને બંધારણના ફેરને આભારી છે અને એ ફેર એવો મૂળગત હતો કે, હિંદના આ કાળના ઇતિહાસમાં ઘણી વાર નિર્ણાયક બન્યો છે મીર કાસમ અને કલકત્તાની અંગ્રેજ સત્તા વચ્ચેનો ઝઘડો એનો એક દાખલો ગણી શકાય બાકી, આપણે જોઈશું કે, ન્યાય અને નીતિ નવાબ પક્ષે છે, પરંતુ તેને વિજયી કરવાને માટે યથાયોગ્ય સંગઠન અને સંપ જોઈએ તે એ પક્ષ પાસે પૂરતા નથી –

૩

## તિજોરી સાબૂત કરી

'મીર કાસમને ખબર હતી કે, પોતાને ટકી શકવાને માટે ધન એ જ એકમાત્ર સ્તંભ હતો'

–મિલ ૪ ૧૮૪

કાંતિનો મુખ્ય ઉદ્દેશ ધન હતો એટલે મીર કાસમ પોતાની તિજોરી તર કરવાના કામમાં જોરશોર લાગ્યો'

–થૉર્ન્ટન ૧-૪૧૪

'એના પુરોગામીની સૌથી મોટી મુશ્કેલી ખાલી તિજોરી હતી એથી જ એની સેના સતત બંડની દશામાં રહેતી અને તેને ગાદી પરથી ઉઠાડી કાઢવા કલકત્તાની કાઉન્સિલને એકમાત્ર યોગ્ય દેખાઈ કારણ પણ એથી જ મળ્યું હતું તેથી મીર કાસમનું પહેલું ધ્યેય ધન મેળવવાનું હતું જેથી તત્કાળની માગણીઓને અને ભવિષ્યની જરૂરને પહોંચી વળી શકાય

–બિવરીજ ૧-૬૭૨

પૈસાની ટાચ પડવાથી કંપનીએ મીર જાફરને પાણીચુ આપ્યું હતુ. તેવા દોષમા પોતે તો નહિ જ આવવું, એ મીર કાસમને માટે પહેલુ કામ હતુ. અને તે તેણે આ માદ ઊંચ્યુ. તેને ખબર હતી કે, અંધાધૂંધી અને નબળી નવાબીનાં ગયાં થોડાંક વર્ષોમાં દેશનુ ધન અને આવક બધી બાજુથી કેમ દબાવી કે ઉડાવી લેવાતાં હતાં. તરત તેણે આની તપાસ શરૂ કરી. મહેસૂલ ને માલગુજારીની બાકી હતી તેના હિસાબ કરાવવાનુ શરૂ કર્યું. અને આ બાકી અલી વર્દીખાનના સમયથી માંડીને પણ જોવી પડે તો તેમ કરવા હુકમો કાઢ્યા. મીર જાફરના કેટલાક અમલદારોએ ગરબડો કરી રાજ્યના પૈસા ડુબાડ્યા હતા તે તેમની પાસેથી ઓકાવ્યા. અરે, જનાનખાનાનાં દાસદાસીઓ પણ અવ્યવસ્થાનો લાભ લઈ કેટલુય કીમતી રાચરચીલુ ને જણસભાવ તથા ઝવેરાત ચોરી ગયા હતા. આ બધુ તેણે પાછું હસ્તક કર્યું.

બીજી બાજુથી કરકસર કરીને ખર્ચમા કાપ મૂકવા માંડ્યો. જેમ કે, ખેલ તમાશા માટે નવાબે ચીડિયાખાનુ મોટા ખર્ચથી રાખેલુ તે તેણે કાઢી નાખ્યુ આમ તિજોરીમાં નાણાં ભરતી થતા, ચડી ગયેલા લશ્કરી પગાર તેણે તરત ચૂકવી દીધા, કંપનીના લાગાનો મીર જાફરના વખતનો બાકી ભાગ હતો તે સુધ્ધાં ચૂકવી દીધો, અને સિલેક્ટ કમિટીના સભ્યોને આપવાની ખાનગી રકમો પણ આપી શકાય એવી સ્થિતિમા તે આવી ગયો. આમ, મીર જાફર પાસેથી ગાદી મળી ત્યારે માત્ર ૫૦ હજાર તિજોરીમા તેની પાસે હતા, તે સ્થિતિને તેણે થોડાક માસમા જ સુધારી લીધી, અને એ એક બાબતમાં તો કંપનીના માણસોને નચિંત કર્યા. બલ્કે, તેમને ખરે વખતે પૈસા મળ્યા, કેમ કે તેમાથી જ તેઓ મદ્રાસમા ફ્રેંચ સામે ચાલતા યુદ્ધ માટે ખર્ચની રકમ ત્યા મોકલી શક્યા અને નવાબની સેના પણ પગાર ચૂકતે થતાં રાજી થઈ લડવા માટે તૈયાર બની. અને તે જ વખતે લડવાનું તેની સામે આવીને ખડુ પણ થયુ હતું.

## ૪

# બાદશાહ ચડી આવ્યો

મીર કાસમ નવાબ બન્યા પછી તરત થોડા વખતમાં શાહ આલમ પાછો બિહાર પર (જાનેવારી, ૧૭૬૧) ચડી આવ્યો. ચોમાસાને લઈને તે પાછો ગયો હતો; તે હવે પૂરું થતાં ફરી બિહારની ચડાઈ તેણે ઉપાડી. આ વેળા તેને મુખ્ય મદદ ફ્રેન્ચ ગવર્નર* લૉની હતી. ઉપરાંત બર્દવાન વીરભૂમના જમીનદારોએ પણ નવાબ સામે થઈ તેને મદદ કરવાનું કહેણ મોકલ્યું હતું. આમ, મીર કાસમને માટે અંદર તથા બહાર બેઉ તરફથી જોખમ ઊભું થયું હતું.

અને એને બીજી પણ બીક હતી તે એ કે, કદાચ અંગ્રેજો એમનો જૂનો ઇરાદો સાધી લે અને બાદશાહ પાસેથી જાગીર લઈ પોતે લઈ નવાબને નામમાત્રનો બનાવી દે. પરંતુ, એની બીકને કારણ નહોતું એ હમણાં જોઈશું. અને તેણે બળવાખોર જમીનદારો સામે તો જવું જોઈએ. એટલે અંગ્રેજ સેનાને મદદમાં લઈ તે તેમની સામે ગયો. અને કલકત્તાથી કંપનીએ પટણામાં પડેલી પોતાની સેનાને આજ્ઞા મોકલી કે, તે બાદશાહ સામે લડવા તૈયાર થાય.

આપણે જોઈ આવ્યા કે, ક્લાઈવની નીતિ એવી હતી કે, બાદશાહને દૂર રાખીને બંગાળનું કારભારું રમકડાનવાબને નામે ચલાવતા રહેવું. નવા ગવર્નર વેન્સિટાર્ટે તેમાં જરા ફરક કર્યો હતો. તેણે એવું વિચાર્યું હતું કે, લાગ મળે તો બાદશાહ જોડે કોઈ પણ દબનો મેળ સાધી લેવો ઠીક છે; કાંઈ નહિ તોય, બંગાળ સૂબા અંગે જરૂરનાં જે પગલાં ભરવાં પડે, તેમના ઉપર બાદશાહી મહોર જો મળી જાય તો સારું. (જુઓ, બિવરીજ ૧–૯૭૧ યા થૉર્ન્ટન ૧–૪૧૫) બાદશાહ ફરી ચડી આવ્યો, તેમાંથી જો આવો લાગ સાધી શકાય તો ઠીક થશે, એવી અંગ્રેજોની ગણતરી હતી; અને તે જ મીર કાસમને માટે ભીતિનું કારણ હતું.

મીર કાસમ જમીનદારોને દબાવવા પહોંચ્યો. તેમને તેણે દબાવ્યા તો ખરા, પણ તે પોતાની સેનાથી નહિ પણ અંગ્રેજ સેના વડે. પોતાની મોટી સેના જ્યાં ન ફાવી ત્યાં સંખ્યામાં નાની પણ કવાયતી ને શિસ્તબદ્ધ એવી અંગ્રેજ સેના ફાવી, એ વાત આ ચતુર રાજકર્તાના દિલ પર તરત ચોંટી ગઈ. પોતાની સેનાની આ જાતની મંદતા જોઈ 'તેને ખાતરી થઈ કે, તિજોરીમાં જેમ સુધારો કર્યો તેમ લશ્કરમાં એવો કડક સુધારો કરવાની જરૂર છે.' (માલેસન–૧૩૩). મીર જાફર જો તિજોરી-ખાતાના દોષે પડ્યો, તો સિરાજ સેનાના ભંગાણને લઈને નાસીપાસ થયો હતો. પોતાના ઘરના ખરા રાજા થવાનો નિરધાર કરીને નવાબ-પદે આવેલા માણસે આ બેઉ બાજુને સાબૂત કરવી જોઈએ.

હારેલા જમીનદારો બાદશાહને મળી ન શક્યા. તે દરમિયાન બાદશાહ પણ પટણાના હલ્લામાં પાછો જ પડ્યો હતો. પટણાની અંગ્રેજ સેનાએ તેને અને લૉને હંફાવ્યા હતા, અને બાદશાહી સેના પાછી પડતાં છતાં એકલો ઝૂઝતો લૉ તેના થોડાક માણસો સાથે કેદ પકડાયો. બધી બાજુથી હતાશ થયેલા ને ક્યાંક મદદ મળી જાય તો દિલ્હીની ગાદી સુધી પહોંચવા ઝંખતા બાદશાહે હવે વિચાર્યું કે, અંગ્રેજો જોડે વાત કરીને એ અંગે બને તેટલું કામ ઉકેલવું ઠીક પડશે. ૧૭૬૧ની પાણીપતની હારના ખબર પણ અત્યાર સુધીમાં તેને મળી ગયા હતા.

અહમદશાહ અબ્દલી પોતે બાદશાહ થવાને બદલે શાહઆલમને જ કાયમ રાખીને સ્વદેશ પાછો ચાલ્યો ગયો હતો.

સામેથી અગ્રેજોને પણ આ ભાવતુ હતું એટલે અગ્રેજ સેના પતિએ બાદશાહને પૂર દમામથી પટણા આણ્યો ને ત્યા તેનો બનતા ઠાઠથી ( માર્ચ, ૧૭૬૧ ) દરબાર ભર્યો. અગ્રેજ સેનાપતિએ પગપાળા સામા જઈ બાદશાહને દરબારમા પધરાવ્યો અને પોતે તેને સલામ ભરી, બાદશાહે તેને પોતાની બાજુને આસને બેસાડ્યો મીર કાસમ પણ હવે પટણા પહોચ્યો અગ્રેજોએ સમજાવીને તેને બાદશાહ પાસે દરબારમા આણ્યો ને બગાળની સૂબેદારી વિધિસર અપાવી એણે સામેથી પોતાને ઘટતુ નજરાણુ બાદશાહને કર્યું. પછી જે સમજૂતી થઈ, એમા એમ નક્કી થયુ કે, નવાબે બાદશાહને તેના બગાળ સૂબા તરફથી વરસે ૨૪ લાખ ખડણી આપવી કપનીએ અત્યાર સુધીમાં જે જમીન, કોઠીઓ, થાણા, વેપારી હકો વગેરે હિંદની ભૂમિ પર મેળવ્યા હતા, તેને માટે બાદશાહ પાસેથી સનદ કરાવી લીધી ઉપરાંત ક્લાઈવને આપવામા આવેલી જાગીરની વિધિસર સનદની માગણી કરવામા આવી બાદશાહે તે અગે વિધિસર અરજી કરવા કહ્યુ કે, 'તે અમારા સેવક (ક્લાઈવ) ની કામગીરીની કદરમા, બિહાર બગાળની દીવાની પણ માગશો તો આપવામા આવશે ' (ફોરેસ્ટકૃત ક્લાઈવ ૨–૨૧૯) મીર કાસમને ન ગમતી આ વાત અગ્રેજોએ ત્યારે તો ન માગી, જે પછીથી ક્લાઈવે કરે છે, તે આગળ આપણે જોઈશુ

આમ બધી લહાણી કરી તે પછી બાદશાહે અગ્રેજો પાસેથી એમ માગ્યુ કે, તેમણે તેને દિલ્હી તખ્તે પહોચાડવામા મદદ કરવી. વૅન્સિટાર્ટ આ સ્વીકારવા તૈયાર હતો પરતુ તેની સમિતિના સભ્યો તથા સેનાપતિઓમા તરેહવાર મતભેદો હતા * એટલે, છેવટે એટલું થયું કે, અગ્રેજોએ બાદશાહને બિહારની હદ સુધી વળાવ્યો, અને ત્યાંથી અવધના નવાબે તેને પોતાના આશ્રયમાં લીધો ને તે ત્યા રહ્યો સારમાં એ થયું કે, અગ્રેજોએ પોતાના બળવા ઉપર ને મીર કાસમની

* કેમ્બ્રિજ ઇતિહાસ (V પા ૧૭૦) કહે છે કે 'વૅન્સિટાર્ટની નીતિ પરિસ્થિતિના અજ્ઞાનથી અને અમલદારોમા ઐક્યના અભાવથી ક્યારની તૂટવા લાગી હતી.'

નવાબી ઉપર મહોર મરાવી લીધી; અને ૧૭૫૭થી તેમણે જે બંડ-પ્રકરણ ઉપાડેલું તેને બાહ્ય દૃષ્ટિએ આવરી લીધું. હવે તેમને ને તેમના નવા નવાબને બંગાળનું કામ જોગવવાનું હતું. મીર કાસમને પણ બાદશાહ બાબતનો ઉજાગરો હવે મટી ગયો, અને તે પોતાનું કામ બહારની ખાસ ભીતિ વગર હવે આગળ ધપાવી શકતો હતો. તેમાં પહેલું તેને લશ્કરી પુનર્વ્યવસ્થા કરવાનું સૂઝ્યું, ને તે હાથ ઉપર લીધું. તેને માટે ધન જોઈએ; મહેસુલ-વ્યવસ્થા તેણે બરોબર કરી લીધી હતી, એટલે આ નવા કામ માટે તેને ધનનો તોટો પડે એમ નહોતું.

આ લશ્કરી વ્યવસ્થાના કામ માટે તેણે તેના દેશી સેનાપતિઓ ઉપરાંત બે ગોરા સેનાપતિ પણ રાખ્યા. આ બેઉ માણસો આમ શક્તિવાળા હતા; પરંતુ સેનાપતિત્વ માટે લાયક નહોતા, એ મીર કાસમ ભૂલ્યો. 'આ માણસો સ્વભાવે એવા હતા કે, લોભ ને લહેરી જીવનને લઈ ને તેમની દરેક ઉન્નત ભાવના ટરી ગઈ હતી.' (માલેસન, ૧૩૫). તેમાંનો સમરુ નામધારી માણસ તો એવો નીકળ્યો કે, આ દુર્ગુણોને લઈ ને કેટલીય જગાએથી ચરી ખાતો ખાતો અહીં આવ્યો હતો, અને અહીં દગો દઈ પાછો આગળ દિલ્હી તરફ ચાલ્યો જાય છે. અસ્તુ.

આ પરદેશી માણસોને નોકરીમાં લઈ, તેમની પાસેથી કવાયત શીખવી લશ્કર તૈયાર કરાવ્યું. તોપ, બંદૂક, ગોળા વગેરે માટે કારખાનાં કાઢ્યાં. અને તેમાં બનતો સરંજામ તે વખતના અંગ્રેજી સરંજામ કરતાંય કેટલીક રીતે સારો હતો, એમ કહેવાય છે.

આંતરિક વ્યવસ્થા બરોબર રહે તે માટે તેણે જાસૂસ ખાતું પણ રાખ્યું. હિંદની ઠકરાતી પદ્ધતિમાં જેમ સૂબા સ્વતંત્ર થયા તેમ તેની જ આગળની પરંપરામાં સૂબાની નબળાઈ આવતાં જમીનદારો જુદા પડવા યા માલગુજારી ન ભરવા તત્પર જ રહેતા.* આવા બધા જમીન-

* 'મીર કાસમ'ના લેખક હરિહર શાસ્ત્રી 'સેર ઉલ મુતાખરીન'ના લેખક સૈયદ ગુલામ હુસેનનું નીચેનું વાક્ય આ બાબતમાં (પા ૭૦) ઉતારે છે, તે ત્યારના સમકાલીન લેખક ને મુત્સદ્દી તરીકે, સત્તાવાર ગણાય:—"જમીનદારો બડા વિશ્વાસઘાતી, અદૂરદર્શી, અને નિમકહરામ હોય છે જરા પણ લાગ મળ્યો કે એ લોકો પોતાના સ્વામીને પીઠ દેખાડવા કે ઉત્પાત મચાવવા માટે

દારોને એણે પોતાની આણમાં લીધા અને જાસૂસ ખાતા દ્વારા તે બાબત સાવધાન રહેવા વ્યવસ્થા કરી. અહીં ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે, આ બધું તે એક ત્રીજા પક્ષની હયાતીમાં કરતો હતો, અને તે પક્ષ અંગ્રેજો હતા, કે જેઓ પોતે પણ આ પ્રાંતોમાં પોતાની સત્તા જમાવવાને માટે મથતા હતા. સ્વાભાવિક રીતે તેઓની નીતિ બે બિલ્લી વચ્ચે વાંદરા પેઠે વર્તનારી ભેદનીતિ જ હોય, એ ઉઘાડું છે. મીર કાસમને હવે આ નીતિના પ્રકરણમાં પ્રવેશ કરવાનો થાય છે. તેમાં પહેલો કિસ્સો બિહારના તેના નાયબ રામનારાયણનો ટૂંકમાં જોવા જેવો છે

## ૫

## રામનારાયણનો રાજદ્રોહ

આગળ એક જગાએ આપણે જોઈ આવ્યા છીએ કે, રામનારાયણ બંગાળના નવાબનો પટણા ખાતેનો નાયબ દીવાન હતો.* બિહાર ઉપર શાહ આલમ ચઢી આવ્યો ત્યારે આ જ માણસે અંગ્રેજોનો પક્ષ લઈ તેનો સામનો કર્યો હતો, અને કલાઈવ આવ્યો ત્યાં સુધી પટણાનો કિલ્લો પડવા દીધો નહોતો. આ પદ ઉપર એ માણસ અલી વર્દીખાનના જમાનાથી આવ્યો હતો; તેથી તે ત્યાંનો જૂનો ને ખાઈ રહેલો માણસ હતો. અને ૧૭૫૭થી આ પ્રાંતમાં અંગ્રેજોએ

તૈયાર થઈ જાય છે" 'જો હોય તો, ત્યારે તો જરૂર એ લોકો રાજ્યની નિર્બળતા અને અરાજકતાનો લાભ ઉઠાવી બડા જબરા બની બેઠા હતા . . મીર કાસમે એમને નીચા નમાવ્યા'

* એલ્ફિન્સ્ટન Rise of Br. Power in India (પા ૩૬૬)માં લખે છે:—"એ યાદ કરો કે, આ માણસ (રામનારાયણ) સિરાજુદ્દૌલ્લાના પતન વખતે બિહારનો ગવર્નર હતો, અને તેણે નવા નવાબને એ શરતે જ સ્વીકાર્યો હતો કે, કલાઈવ એને ખાતરી આપે કે તેના પૂર્વના નવાબ તળે જે પોતાની સ્થિતિ હતી તેમા બગાડ થવો ન જોઈએ"

શરૂ કરેલા અરાજક કે 'દ્વિરાજક'ના સમયમાં સાધારણ રીતે આ તકસાધુ માણસને વધારે પ્રબળ બનવાનો લાગ મળ્યો: પટણાના રક્ષણની કામગીરી માટે, તથા અંગ્રેજોએ જે ક્રાંતિ કરી હતી તેને વફાદાર રહેવા માટે, ક્લાઈવની મહેરબાનીને પાત્ર તે બન્યો હતો. આમ, બંગાળમાં અમીચંદાઈથી સડબડતા ત્યારના યુગમાં, રામનારાયણ લગભગ નવાબની પરવા કર્યા વગર વર્તવા લાગ્યો હતો. ટૂંકમાં, અંગ્રેજોની ઓથથી તે માતેલો હતો.

આ માણસ મીર જાફરને પણ ગમતો નહોતો; પરંતુ એ ક્લાઈવનો માણસ બન્યો હતો, તેથી તે કાયર નવાબ એને ખસેડી શક્યો નહિ. એટલે સહેજે આ બીના તેના મગજ ઉપર વધુ ગરમી દાખવે જ. અને ૧૭૬૦માં ક્લાઈવ ગયો ત્યારે તેને માટે અભયદાનની સૂચના મૂકતો ગયેલો કે, બિહારના આપણા આ માણસે કંપનીને સાથ આપ્યો છે, માટે કોઈ ભોગે કંપનીએ તેને સંભાળી રાખવો. નવાબ જોડેના કરારનો આ ચોખ્ખો ભંગ અને દગો હતો. પણ ૧૭૫૭માં તેણે બંગાળ સૂબામાં કરેલી ક્રાંતિના પાયામાં જ આ દગો અને વચનભંગ રહ્યાં હતાં, એ આપણે જોઈ જ ગયા છીએ. બાકી સંધિ કરી જેના *મિત્ર બન્યા હતા તે નવાબની જ સામે આ પ્રકારે ભેદબાજી ખેલવી*, એ કોઈ નીતિરીતિથી યોગ્ય નથી ઠરી શકતું. રામનારાયણ નવાબનો નોકર હતો, અને નવાબ અંગ્રેજો જોડેની સંધિ પ્રમાણે વર્તે પછી પોતાના રાજમાં તેઓની કોઈ દખલ સંભવી શકે નહિ; કેમ કે બંગાળનો કાયદેસર હાકેમ એ હતો.

મીર કાસમ સંધિની સરતોને પૂરેપૂરી પાળીને પોતાનું સ્વતંત્ર સ્થાન જમાવવા માગતો હતો. તેને માટે તેને નાણાં જોઈએ. અરાજકનાં ત્રણ વર્ષોમાં નવાબના નાના મોટા અનેક જમીનદારો, ઉઘરાતદારો વગેરેએ પોતાનું ભરણું નવાબની તિજોરીમાં ભર્યું નહોતું. સરકારી નાણાં ઉચાપત પણ થયાં હતાં. રામનારાયણ તેનો સૌથી મોટો જમીનદાર હતો એટલું જ નહિ, ભરણું દબાવી રાખવામાંય પહેલો નંબર હતો. છેલ્લાં ત્રણ વરસથી તે નવાબને કાંઈ ચૂકવતો જ નહોતો!

મીર કાસમ શાહ આલમના દરબારમાં આવ્યો હતો તે કામ પતવીને, તેણે બિહારની ભરણાબાકીનું આ કામ હાથ ઉપર લીધું, અને રામનારાયણને કહ્યું કે, હિસાબ ચૂકતે કરો.

રામનારાયણે, કંપનીની પોતાને સબ્ધર ઓથ છે માનીને, બહાના બતાવવા માંડ્યા. આ વર્ષોમાં ઘણું ખર્ચ થયું છે, કાંઈ મસ્યું નથી, વગેરે વાતો આગળ કરી, તે ગલ્લાતલ્લા કરવા લાગ્યો. આ વખતે પટણામાં પડેલા અંગ્રેજ લશ્કરના બે સેનાપતિઓ ક્લાઈવની નીતિને અનુસરીને રામનારાયણને રક્ષણ આપવા તત્પર હતા. તેથી રામનારાયણ નવાબની આમન્યાથી બેપરવા બનીને વર્તી શકતો હતો. તેણે ખુદ નવાબ સામે જ હવે પોતાની શક્તિ હોડમાં મૂકી. સામી બાજુથી તેણે નવાબ સામે ભાત ભાતની કાનભંભેરણી શરૂ કરી સવાલ ટૂંકો હતો કે, બંગાળ સૂબાની હકૂમત મીર કાસમની છે કે તેમાં અંગ્રેજોની ઓથથી માતીને રામનારાયણ જેવા તડ પાડી શકે છે?

નવાબે કલકત્તા વેન્સિટાર્ટ ગવર્નર પાસે દૂત મોકલી આ મામલો લખી જણાવ્યો ને કહ્યું કે, મારે તમારી જોડેની સંધિ પાળવાની હા છે, તેની રૂએ તમને નાણાં ચૂકવવાનાં છે તે મારે મેળવવા જોઈએ. તેને માટે મારા નાયબ દીવાન પાસે હિસાબ લેવામાં તમારે મને મદદ કરવી જોઈએ, નહિ તો નાણાં ચૂકવવામાં વિઘ્ન આવે. ગવર્નર ક્લાઈવથી જુદી નીતિનો ને સીધો પ્રામાણિક માણસ હતો. એ બન્નેના તફાવત વિષે કેમ્બ્રિજ ઇતિહાસકાર ટૂંકમાં (V પા. ૧૭૦,) કહે છે કે, 'આ બાબતમાં વેન્સિટાર્ટ ક્લાઈવની નીતિથી ચોખ્ખા વિરોધમાં વર્ત્યો હતો. ક્લાઈવ સૌ વાતમાં મુખ્ય એ ઇચ્છતો હતો કે, અંગ્રેજોની સ્થિતિને મજબૂત કરવી. જ્યારે વેન્સિટાર્ટ નવાબને મજબૂત કરવાનું ઇચ્છતો હતો.' અને અંગ્રેજોએ જે સંધિ નવાબ જોડે કરી હતી તે પ્રમાણે પણ વેન્સિટાર્ટ જ સાચો હતો.

રામનારાયણ અંગેની નવાબની આ ફરિયાદ આવતાં, વેન્સિટાર્ટે પટણાના તેના અમલદારોને લખ્યું કે, નવાબને તેના કામમાં પૂરતી જોગવાઈ આપવી જોઈએ. પણ લશ્કરી અમલદારોએ આ માન્યું નહિ અને મીર કાસમનો વિરોધ કરતા જ રહ્યા, અને તે એટલે સુધી કે,

એક દિવસ વહેલી સવારે અંગ્રેજ સેનાપતિ પોતે લશ્કર સાથે નવાબના ખાનગી પડાવ ઉપર હલ્લો કરવા જઈ પહોંચ્યો.

આપણે જોયું કે, નવાબની સામે જાત જાતની વાતો ઉડાડી અને કાનભંભેરણી કરી રામનારાયણે તેની સામે સારી પેઠે પટણાના અંગ્રેજોને ટટાર કરી રાખ્યા હતા. છેવટે, તેણે ગપ ઉડાડી કે, આજ રાતે નવાબ અંગ્રેજ છાવણીની ઉપર છાપો મારશે. આથી છાવણી આખી રાત તૈયાર બેઠી રહી. પણ સવાર સુધી કાંઈ થયું નહિ, એટલે અંગ્રેજ સેનાપતિ ફૂટ જાતે રક્ષકો સાથે ને બે ભરી પિસ્તોલો હાથમાં લઈ નવાબના તંબૂમાં ઘૂસ્યો. જુએ તો નવાબ સૂતો હતો! છાપો કે કાવતરું-કશાનું નિશાન ન જણાતાં તે ખાનીને પાછો વળ્યો.

મીર જાફરને રાતોરાત મહેલમાં ઘૂસીને સર કર્યો જેવા આ કિસ્સાથી, સ્વાભાવિક રીતે મીર કાસમ ચોંક્યો ને ફૂટનાં આ બેઅદબ તથા બંડખોર વર્તનની સામે ગવર્નરને ફરિયાદ કરી.

અગાઉ મોકલેલા હુકમનો અનાદર તો ઊભો જ હતો; ત્યાં આ બેઅદબી વર્તાવની ખબર મળતાં, વૅન્સિટાર્ટે તે બે મનસ્વી સેનાપતિને પદભ્રષ્ટ કરી કલકત્તા બોલાવી લીધા. ત્યારે જ મીર કાસમ ને તેના નાયબ દીવાન વચ્ચે જે અન્યાયી દખલગીરી અંગ્રેજોએ માંડી હતી તે દૂર થઈ, ને નવાબ તેના દીવાન પાસે હિસાબ માગી શક્યો.

અંગ્રેજોનો ભરોસો રાખી બેઠેલા ઉદ્દંડ નાયબ દીવાનને હજી સાન આવતી નથી. બે અંગ્રેજ સેનાપતિનો સામે પડેલો દાખલો એને કશા કામનો નથી! તેણે ચોપડા વગેરે સાથે મુખ્ય માણસોને ભગાડ્યા. પણ મીર કાસમે તે બધાને કબજે કરી કેદ કર્યા. રામનારાયણ હવે હતાશ થયો. તેને પણ કબજે કરવામાં આવ્યો. હિસાબમાં ઉડાઉગીરી ને ગોટાળા તો હતા જ; અને લોકો પર જુલમ કરીને ખાનગી પૈસા પણ ખાવામાં આવ્યા હતા. આ બધા પરથી મીર કાસમે હુકમ કર્યો કે, રામનારાયણને કેદ કરી મુર્શિદાબાદ લઈ જવો ને તેની હરામની માલમિલકત જપ્ત કરવી. આમ તેની નવાબીનો પહેલો વિજય સાધીને તે પોતાની રાજધાનીએ પાછો ગયો. આ વિજયનું મુખ્ય શ્રેય વૅન્સિટાર્ટની પ્રામાણિકતાને મળે છે એ ઉઘાડું છે.*. આમ, ક્લાઇવનો

જીવનકથાલેખક ફોરેસ્ટ લખે છે કે, ' આ ગંભીર પ્રતિજ્ઞાના ભંગની (!) ખબર જ્યારે ક્લાઈવને મળી ત્યારે તેનો પિત્તો ઊછળ્યો ને તેણે જણાવ્યું કે, એ ત્રણ સૂમાનો કોઈ હિંદુ હવેથી બ્રિટિશ સરકારના ખાતરી-વચન પર કશો વિશ્વાસ નહિ રાખે.' અને આ નીતિથી જાણ્યે અજાણ્યે વર્તનારા કંપનીના બીજા ઘણા નોકરો હતા. તેઓ હવે પછી સતેજ થાય છે અને વેન્સિટાર્ટની ન્યાયી નીતિને ફગાવી દેવા દાવપેચ ને ઉઘાડા અનાદરના પ્રયત્નો આદરે છે, જે હવે પછી આપણે જોઈશું.

અને આગળ પરની આ બધી ઉદ્ધતાને વખતે વેન્સિટાર્ટ લાચાર બની કાંઈ કરી નથી શકતો, કેમ કે ત્યાં સુધીમાં કલકત્તા કાઉન્સિલમાં તેની બહુમતી રહેતી નથી, તેથી તેનું ચલણ જતું રહે છે. કાઉન્સિલનો આ અણુબનાવ કેવો હતો તે અગાઉ આપણે જોયું છે. રામનારાયણના કિસ્સામાં પણ એ અણુબનાવ ઊભો હતો.* પણ તે વખતે કાઉન્સિલના સામાવાળા પક્ષની બહુમતી નહિ હોવાથી જ વેન્સિટાર્ટ નવાબને અનુકૂળ વર્તી શક્યો, અને નવાબને ન્યાય આપવામાં સફળ થયો. ત્યાર પછી એ સ્થિતિ ન રહેવાથી કેવી દશા થાય છે તે હવે જોઈએ. તેને સારુ પ્રથમ અંગ્રેજો કેવી દાણચોરી કરતા તે સમજવાની જરૂર છે.

---

* આ અણુબનાવ કેવો પાયા વગરનો ને મૂર્ખ હતો તે નીચેના ઉતારા ઉપરથી ઠીક જોવા મળે છે 'સેર મુતાખરીન'નો લેખક મીર કાસમનો પત્ર લઈને વેન્સિટાર્ટ પાસે (રામનારાયણના કિસ્સાને અંગે) ગયેલો એ અહીં જણાવવું જોઈએ હવે તે કહે છે તે જુઓ. તે તેના ઉપર જણાવેલા ઇતિહાસમાં લખે છે કે, એક દિવસ એમિયાટે મને કહ્યું કે, 'તમને સારી પેઠે ખબર છે કે રામનારાયણને અને મારે કોઈ ખાસ સંબંધ છે નહિ; પણ વેન્સિટાર્ટ મીર કાસમનું તાણે છે ને તેનો રક્ષણકર્તા બન્યો છે, અને મારે ને વેન્સિટાર્ટને પાકો અણુબનાવ છે, એટલે મારે રામનારાયણનો પક્ષ લેવો જોઈએ" (જુઓ હરિહરનાથ શાસ્ત્રીનું 'મીર કાસમ' પા ૭૯)

## ૬

# અંગ્રેજોની દાણચોરી

'કંપનીનો વેપાર આખો પરદેશ જોડેનો હતો. એટલે તે આયાત નિકાસનો જ હતો. એના પર જકાત અંગે ચોખ્ખો કરાર હતો કે, એ પર તે લાગે નહિ. આ જકાતમાફી પૂરેપૂરી સમજાયેલી હતી ને તેનો વાંધો લઈ સકાય એમ નહોતું. પરંતુ આ પરદેશના વેપાર ઉપરાંત એક અતિ મહત્ત્વનો વેપાર તે આંતરિક હતો, કે જેને માટે આવી માફીનો દાવો કરી ન શકાય. ખરુ જોતાં, કંપનીને એની જોડે કશી લેવાદેવા નહોતી. પરંતુ તેના નોકરો, કે જેમના બાંધ્યા પગારો ગમે તેવી બેપરવાઈથી અપાતા, તેમને એ વેપારમાં પડવા દેવામાં આવતા, અને તેઓ તેમની આવકનો સારો એવો ભાગ તેમાંથી છડી કાઢતા હતા. આ વસ્તુ પોતે જ એક ભારે ખરાબી હતી, અને છેવટે તે હડહડતો અન્યાય બની ગઈ. દેશી વેપારીઓ સાથે બરાબરીનું સ્થાન પામ્યાથીય સંતુષ્ટ ન થઈ, ગોરા અમલદારો પોતાના શેઠ (એટલે કે કંપની) ના જકાત-માફીના પાસ કે દસ્કત વાપરી ખાતા એટલું જ નહિ, પરંતુ બહાદુરીભેર તેઓ કહેવા લાગ્યા કે, ખાનગી વેપાર જકાતમાફીથી કરવાનો અમને અધિકાર છે.'

બિવરીજનો ઇતિહાસ, પુ ૧–પા ૬૭૩

### ૧

જમીનદારોને વશ કરીને મીર કાસમે પોતાની આવક સાબૂત કરી; રામનારાયણ જેવા જબરા થઈ બેઠેલાનેય વૅન્સિટાર્ટની મદદથી તે જેર કરી શક્યો. પરંતુ તેની આવકમાં જે મોટું ને કાયમી ગાબડું પડ્યુ હતું, તે કંપનીના ગોરા અમલદારોની દાણચોરીથી હતું; અને સિરાજુદ્દૌલા પછીનાં નબળાં અરાજકનાં વર્ષોમાં એ ચોરી એટલી તો વધી ગઈ હતી કે, આવકનો નાશ ભારે થતો એટલું જ નહિ, દેશી વેપારી પ્રજાનો લગભગ બધો વેપાર જ નાશ પામવા લાગ્યો હતો; અને સામી બાજુ જોઈએ તો, આવો ચોર-વેપાર કંપનીના ત્યારના તંત્રમાં, કાનૂન બહાર છતાં, ઘર કરીને બેઠેલો હક મનાતો હતો.

વળી, હવે વૅન્સિટાર્ટ પણ તેની કાઉન્સિલમાં લાચાર બની ગયો હતો. રામનારાયણનો કિસ્સો પત્યા બાદ થોડા વખતમાં તેની કાઉન્સિલના કેટલાક સભ્યોને વિલાયત પાછા બોલાવી લેવામાં

આવ્યા હતા; આથી તેના પક્ષમાં માત્ર વૉરન હેસ્ટિંગ્ઝ એકલો રહ્યો હતો. અને આ નવી ગોઠવણીમાં પટણામાં એલીસ કરીને અંગ્રેજ કોઠી-પતિ આવ્યો, તે એવો ઉદ્દંડ અને નવાબ વિરોધી હતો કે, તેણે જાણીજોઈને તેની સામે થવાના પ્રસંગો આણવા માંડ્યા. આ બધા વિરોધનું મૂળ એ હતું કે, "મીર જાફરના ઢીલા રાજ્યને બદલે નવું રાજ્ય આવ્યું તે એમને ગમતું નહોતું, કેમ કે તે એમના અંગત નફામાં વાંધો નાંખતું હતું." (મ્યૂરનો ઇતિહાસ પા. ૬૮.) આ અંગત નફો[1] તે અંગ્રેજોનો દાણચોરીથી ચાલતો ખાનગી વેપાર હતો. એ કેવો જુલમ હતો તે પ્રથમ જોઈએ.

૨

એલ્ફિન્સ્ટન જેવો અંગ્રેજ-પક્ષી ઇતિહાસકાર આ જુલમ વિષે આ પ્રમાણે કહે છે —

"મોગલ બાદશાહે જે દાણમાફીનો હક કંપનીને આપ્યો હતો તેનો ઉઘાડો અર્થ હતો કે, આયાત નિકાસ વેપારને તે લાગુ પડે. પરદેશી કંપનીને દેશની અંદરના વેપારનો ઇજારો આપવાનો હેતુ એમાં નહોતો, પણ પરદેશના વેપારને ઉત્તેજન આપવાનો જ હતો. અને આ જ અર્થમાં બેઉ પક્ષો સમજતા, ને સિરાજુદ્દૌલાને પદભ્રષ્ટ કર્યો ત્યાં સુધી તે મુજબ વર્તતા હતા. બ્રિટિશ લોકની સત્તા સ્થપાયા પછી, લૉર્ડ ક્લાઈવ કેટલાક ખાસ માણસો માટે, નવાબ પાસેથી, આંતર વેપારની દાણમાફી મેળવતો પરંતુ નવાબના ખાસ પાસ દ્વારા જ તે અપાતી, પણ તેમાં કોઈનો કશો દાવો છે કે કંપનીના પરવાનાની રૂએ તે મળે છે, એમ કદી નહિ મનાતું. પછી જે નબળી સરકાર આવી તે દરમિયાન, કંપનીના નોકરો અને યુરોપિયનો નવાબના પાસ ન હોવા છતાં દાણમાફીનો હક કરવા લાગ્યા, તેમના આડતિયા હંમેશ કંપનીનો પાસ પણ બતાવતા નહિ. પણ કશા હક વગર માત્ર બ્રિટિશ વાવટો ફરકાવતા. જ વખતની પાકેન લીધે, અંગ્રેજો જોડે લેવાદેવા વગરના દેશીઓ પણ તેમ કરીને, પોતે તે માલનું રક્ષણ કરી લેતા. આ ગેરવર્તણૂક સામે પહેલવહેલો મીર જાફરે

[1] આ નફો કેવો જબરો હતો એ ત્યારના એક અંગ્રેજ, નામે વરર્ડ, પારેખોથી જાણવા મળે છે—'આ વેપારમાંથી એટલી મોટી આવક થતી કે, નાના નાના અંગ્રેજ કારકુનો દર વર્ષે ૨૦થી ૩૦ હજાર રૂપિયા કમિશનમાં જ ઉઠાવી શકતા!'

ફરિયાદ કરી હતી પણ હવે તો તે એટલી હદે પહોંચી હતી કે, નવાબની દાણની બધી આવક જ ચવાઈ જતી હતી અને આંતર વેપાર પર જીવતી તેની પ્રજા બેકાર બની ગઈ આ હક (નવાબના પાસથી પણ) ૧૭૫૯થી જ ચાલુ હતો, અને ૧૭૬૨મા તે સામે વાધો ઉઠાવવામા આવ્યો તે દરેક વેળા કાઉન્સિલે એ પ્રત્યે એવુ આશ્ચર્ય અને ક્રોધ બતાવ્યા કે, જાણે આ પ્રથા જમાનાજૂની પ્રતિષ્ઠાવાળી ન હોય !

"આતર વેપારમા આવી યુરોપિયનોની દખલનુ આથી ખરાબ પરિણામ એ હતુ કે, ખાનગી માણસોના ગુમાસ્તા આખા મુલકમા ઊભરાવા લાગ્યા દરેક ગુમાસ્તો એના શેઠ જેવો જ લોભી અને મિજાજી હોતો કપની સાથે કાઈ લેવાદેવા વગરના લોકોને તે દાણમાફીના પાસ વેચતો, કારીગરો અને બીજા પાસેથી પોતાની ધારી કિંમતે તેમનો માલ લેતો અને તેમા જો કોઈ સામે થાય તો તેને મારતો કે કેદ કરતો જે ગામમા તેનુ મથક હોય ત્યાના બધા કામોમા તે દખલ કરતો, અને તેને બ્રિટિશ સત્તાવાળાઓના આધારની ખાતરી હોવાથી, નવાબના મોગમા મોટા અમલદારોને પણ તે અવગણતો જો કોઈ અમલદાર નવાબની સત્તા સાચવવા જેટલો જુસ્સો બતાવે, તો નજીકમા નજીકની ફેક્ટરીમાથી સિપાઈઓની ટુકડી આવીને તરત એને રોકતી, અને ઘણીવાર આ ઉદ્ધતાઈને માટે જવાબ આપવા કેદ કરીને લઈ જતી આવા રોકેલા ગુમાસ્તાઓ ઉપરાત, એક બીજી ટોળી તેમના નામને ઓથે એવો જ જુલમ ચલાવતી અગ્રેજ શેઠના ગુમાસ્તા છીએ એવો ઢોગ તેઓ કરતા, અને એમના હુકમો પળાવવા લોકને કપનીના બિલ્લાદાર બેપિયા ને સિપાઈના રૂપ લેવડાવતા આ બધાનુ પરિણામ એ આવ્યુ કે,* જાણે આખો દેશ શત્રુસેનાના કબજાનો ભોગ બન્યો હોય તેમ તે ગોટાળાનુ ને બાયલીનતાનુ દૃશ્ય બની ગયો'

(Rise of Br Power in the East પા ૩૬૬-૭)

* બરાબર આ જ શબ્દોમા તે વખતના એક ઉદારવાદી અગ્રેજ, એડમડ બર્ક, તે સ્થિતિનુ વર્ણન કર્યું છે —

'વેપારીઓ કરતા કોઈ લશ્કરનું ધાડુ લોકોને લૂટવા ઊતરી પડ્યુ હોય તેમ વધારે લાગતુ લોકો પોતાના દેશી રાજાની અદાલતોમા બૂમો પાડી પાડીને ફરિયાદ કરતા પણ તેથી કશું વળતુ નહિ. આમ આ નિરધાર દેશ ઉપર અગ્રેજો વરુના ટોળા પેઠે ચારે બાજુથી તૂટી પડ્યા હતા'

આવ્યા હતા, આથી તેના પક્ષમા માત્ર વૉરન હેસ્ટિંગ્ઝ એકલો રહ્યા હતો અને આ નવી ગોઠવણીમા પટણામા એલીસ કરીને અગ્રેજ કોઠીપતિ આવ્યો, તે એવો ઉદ્ધત અને નવાબ વિરોધી હતો કે, તેણે જાણીજોઈને તેની સામે થવાના પ્રસગો આણવા માડ્યા આ બધા વિરોધનુ મૂળ એ હતું કે, "મીર જાફરના ઢીલા રાજ્યને બદલે નવું ગજ્ય આવ્યું તે એમને ગમતું નહોતું, કેમ કે તે એમના અગત નફામા વાંધો નાખતું હતું" (મ્યુરનો ઇતિહાસ પા ૬૮) આ અગત નફો તે અગ્રેજોનો દાણચોરીથી ચાલતો ખાનગી વેપાર હતો એ કેવો જુલમ હતો તે પ્રથમ જોઈએ

૨

એલ્ફિન્સ્ટન જેવો અગ્રેજ-પક્ષી ઇતિહાસકાર આ જુલમ વિષે આ પ્રમાણે કહે છે —

ફરિયાદ કરી હતી પણ હવે તો તે એટલી હદે પહોચી હતી કે નવાબની દાણની બધી આવક જ ચવાઈ જતી હતી અને આંતર વેપાર પર જીવતી તેની પ્રજા બેકાર બની ગઈ આ હક (નવાબના પાસથી પણ) ૧૭૫૬થી જ ચાલુ હતો અને ૧૭૬૨મા તે સામે વાધો ઉઠાવવામા આવ્યો તે દરેક વેળા કાઉન્સિલે એ પ્રત્યે એવુ આશ્ચર્ય અને ક્રોધ બતાવ્યા કે જાણે આ પ્રથા જમાનાજૂની પ્રતિષ્ઠાવાળી ન હોય।

આવર વેપારમા આવી યુરોપિયનોની દખલનુ આથી ખરાબ પરિણામ એ હતુ કે ખાનગી માણસોના ગુમાસ્તા આખા મુલકમા ઊભરાવા લાગ્યા દરેક ગુમાસ્તો એના શેઠ જેવો જ લોભી અને મિજાજી હોતો કપની સાથે કાઈ લેવાદેવા વગરના લોકોને તે દાણમાફીના પાસ વેચતો, કારીગરો અને બીજા પાસેથી પોતાની ધારી કિંમતે તેમનો માલ લેતો અને તેમા જો કોઈ સામે થાય તો તેને મારતો કે કેદ કરતો જે ગામમા તેનુ મથક હોય ત્યાના બધા મામલામા તે દખલ કરતો, અને તેને બ્રિટિશ સત્તાવાળાઓના આધારની ખાતરી હોવાથી નવાબના મોટામા મોટા અમલદારોને પણ તે અવગણતો જો કોઈ અમલદાર નવાબની સત્તા સાચવવા જેટલો જુસ્સો બતાવે તો નજીકમા નજીકની ફેક્ટરીમાથી સિપાઈઓની ટુકડી આવીને તરત એને રોકતી, અને ઘણીવાર આ ઉદ્ધતાઈને માટે જવાબ આપવા કેદ કરીને લઈ જતી આવા રેજ્યના ગુમાસ્તાઓ ઉપરાત એક બીજી ટોળી તેમના નામને ઓથે એવો જ જુલમ ચલાવતી અગ્રેજ શેઠના ગુમાસ્તા છીએ એવો ઢોગ તેઓ કરતા અને એમના હુકમો પળાવવા લોકને કપનીના બિલ્લાદાર બેપિયા ને સિપાઈના રૂપ લેવડાવતા આ બધાનુ પરિણામ એ આવ્યુ કે* જાણે આખો દેશ શત્રુસેનાના કબજાનો ભોગ બન્યો હોય તેમ તે ગોટાળાનુ ને ભયભીતતાનુ દૃશ્ય બની ગયો

(Rise of Br Power in the East પા ૩૭૬ ૭)

---

* બરાબર આ જ શબ્દોમા તે વખતના એક ઉદારવાદી અગ્રેજ એડમડ બર્કે, તે સ્થિતિનું વર્ણન કર્યું છે —

વેપારીઓ કરતા કોઈ લશ્કરનું ધાડુ લોકોને લૂટવા ઊતરી પડ્યુ હોય તેમ વધારે લાગતુ લોકો પોતાના દેશી રાજાની અદાલતોમા બૂમો પાડી પાડીને ફરિયાદ કરતા પણ તેથી કશું વળતુ નહિ. આમ આ નિરધાર દેશ ઉપર અગ્રેજો વરુના ટોળા પેઠે ચારે બાજુથી તૂટી પડ્યા હતા '

એલ્ફિન્સ્ટન જેવાના આ વર્ણન પછી બીજું વધારે કહેવાનું રહેતું નથી. ટૂંકમાં કહીએ કે, કોઈ ઇતિહાસકાર અંગ્રેજોના આ જુલમને બીજી રીતે વર્ણવતો નથી.

૩

સ્વાભાવિક રીતે મીર કાસમ આ સહન કરી ન શકે. આ હડહડતી સતામણીથી દાઝયા રહેતા નવાબ પર ડામ જેવી વર્તણૂક પટણાના અંગ્રેજ કોઠી-પતિ એલીસની હતી. તેનો એક દાખલો અહીં ટાંકવો બસ થશે:

"એવું જાણવામાં આવ્યું કે, બે અંગ્રેજો ભાગીને મુંગેરના કિલ્લામાં ભરાયા છે એલીસે નવાબના પટણાના નાયબને કહ્યું કે, મુંગેરના કિલ્લા પર મને હુકમ લખી આપો કે, તે બે માણસોનો મને કબજો સોંપે અથવા તો કિલ્લામાં જઈ તેમની ખોળ કરવા દે. નાયબે આવો હુકમ ન આપ્યો; એટલે સીધી એલીસે બ્રિટિશ સિપાઈઓની ટુકડી મુંગેર પર ઉપાડી મૂકી! તેના નાયકે કિલ્લામાં દાખલ થવા દેવા હક કર્યો. કિલ્લામાંથી ઉત્તર મળ્યો કે, બંદૂકોના બાર જેટલા દૂર રહેજો, નહિ તો ગોળી છોડવામાં આવશે આથી ટુકડી પાછી હઠી, પણ ત્રણ માસ સુધી પડાવ રાખીને રહી. ઉપરટ કિલ્લામાં તપાસ થઈ તો પેલા કહેવાતા સંઘરેલા ભાગેડુ ત્યાં મળે નહિ! એક મોટો ફ્રેંચ માણસ કિલ્લામાં કેટલાક માસથી રહેતો હતો તેને કાંઈક આપવાની લાલચ બતાવી, આ વિષયમાં તે કાંઈ જાણતો હોય તે બાતમી મેળવવા લલચાવવામાં આવ્યો. પણ તેણે કહ્યું કે, એણે ત્યાં એકે યુરોપિયનને કદી જોયો નથી"[૧]

આવા બધાથી સમસમી રહેલા નવાબે સ્વાભાવિક રીતે દાદને માટે વેન્સિટાર્ટને લખ્યું. એકલા તેની ઉપર એને વિશ્વાસ હતો; અને તે સિવાય બીજાને તે માનતો પણ નહોતો. તેણે તેને લખ્યું,

૧. ગ્રાન્ટનો ઇતિહાસ પુ ૧, પા ૪૨૪-૫

આ બાબતમાં મીર કાસમે વેન્સિટાર્ટને લખેલા પત્રમાંથી નીચેનો ઉતારો જોવા જેવો છે:—

"એલીસને મેં કિલ્લામાં પ્રવેશ નથી આપ્યો; કારણ એ કે, મિ. એલીસ મારી સામેની શત્રુતાના ખુલ્લા કિસ્સાઓ કરે છે, મારી સામે બળવો ફેલાવે છે, મારા શત્રુઓ સાથે પત્રવ્યવહાર રાખે છે, અને એક પત્ર સરખો લખવાને બદલે બસો સિપાઈની ટુકડી મોકલે છે"

"કલકત્તાની કોઠીથી માંડીને કાસમબજાર, પટણા અને ઢાકા સુધી બધા અંગ્રેજો મારા રાજ્યના દરેક જિલ્લામાં કલેક્ટર, જમીનદાર અને તાલુકદાર થઈ બેઠા છે અને મારા અમલદારોને જરા પણ કામ કરવા દેતા નથી. . . . તેઓ દરેક પરગણામાં, ગામડામાં અને કોઠીમાં મીઠું સોપારી ઘી ચોખા ઘાસ વાંસ સૂંઠ ખાંડ તમાકુ અફીણ અને બીજી અનેક વસ્તુઓ ખરીદે છે અને વેચે છે. તેઓ પ્રજા અને વેપારીઓ પાસેથી પોતાનો માલ અને સામાન બળજબરીથી બજારભાવ કરતાં ચોથા ભાગની કિંમતે પડાવી લે છે, અને પછી તે જ માલ બળજબરી અને જુલમથી રૈયતને પાછો વેચીને એક રૂપિયાના ચાર રૂપિયા પડાવે છે. મારા બધા અમલદારો કશી જ સત્તા વાપરી શકતા નથી. અને આ બધાં કારણોથી જકાતની આવકમાં જ મને દર વર્ષે ૨૫ લાખ રૂપિયાની ખાધ જવા લાગી છે."

વેન્સિટાર્ટને આ ફરિયાદ બરોબર લાગી. હેસ્ટિંગ્ઝ આ અરસામાં પટણા તરફ ગયેલો, તેણે આ દાણચોરીનો ખુલ્લો ધંધો નજરોનજર ચાલતો જાતે જોયો, ને એનો રિપોર્ટ ગવર્નરને આપી, તે વિષે કાંઈક કરવું જ જોઈએ એમ ભારપૂર્વક જણાવ્યું. કલાઈવના જમાનાથી હેસ્ટિંગ્ઝ ગોરાઓના આ ચોરધંધાને રોકવાના મતનો હતો. વેન્સિટાર્ટ અને તે નવાબને રૂબરૂ મળીને તોડ કાઢવા મુંગેર ગયા. નવાબે તેમનું હાથી સ્વાગત કર્યું, અને દાણચોરીને રોકવા તથા જકાતનો દર નક્કી કરવા માટે સારી રીતે વાત કરી. તેણે કહ્યું, "બાદશાહી ફરમાન પ્રમાણે અંગ્રેજોને પ્રાંતની અંદરનો વેપાર જકાતમાફ નથી. તેનો આશય કેવળ એ છે કે, દેશ બહાર જતો ને અંદર આવતો માલ જકાત માફ રહે. તો આવા વેપારમાં હિંદને પણ ફાયદો છે ને અંગ્રેજોને પણ છે. પણ જો અંગ્રેજો આંતર વેપાર પણ જકાતમાફ ચલાવે તો આ દેશને તે લાભદાયક નહિ થાય; અહીંની પ્રજાને નુકસાન થશે ને માત્ર અંગ્રેજો જ નફો ઉડાવશે."*

બેઉ ગોરાઓને આ વાત બરોબર લાગી અને તેઓએ નવાબ સાથે વાટાઘાટ કરી કરાર ઘડી કાઢ્યો. તેમાં દસ્તકનો દુરુપયોગ, જપ્તી લેવાનો હક, વગેરે રોકવા માટે સ્પષ્ટતા કરવામાં આવી. દેશની આયાત નિકાસને જ જકાતમાફી લાગુ છે એવી સ્પષ્ટતા કરી; અને

* જુઓ 'મીર કાસમ'—હરિહરનાથ શાસ્ત્રી. પા. ૯૯

નવાબે નમતું આપીને એટલે સુધી કબૂલ્યું કે, અંગ્રેજો ખાન
વેપાર કરે તો તેઓ ૯ ટકા ને દેશીઓ ૨૫ ટકા જકાત ભ
નવાબે માન્યું કે, જો અંગ્રેજોનો જુલમ અટકે, પોતાના અમલદારે
કામ વ્યવસ્થિત ચાલુ થઈ શકે, અને અંગ્રેજો ૯ ટકા જેટલુંય દા
ભરે, તો આ બધી અંધાધૂંધી ટળશે અને વેપાર તથા સરકા
આવક કાંઈક સારી રીતે ગોઠવાશે. વેન્સિટાર્ટ અને હેસ્ટિંગ્ઝની દદા
એવી ગણતરી હશે કે, અંગ્રેજો માટેનો ઓછો જકાતદર છે તથ
કરાર સારી રીતે આવકાર પામશે. પરંતુ તેઓ આ વસ્તુનો કાંઈ
ન્યાયથી વિચાર કરનારા હતા; તેમને એમની જ કાઉન્સિલના સાથીએ
અને દેશભાઈઓનાં લોભ, નફટાઈ, અને ભ્રષ્ટબુદ્ધિની પૂરી ખબ
નહોતી. મીર કાસમે તેમને કહ્યું કે, આ કરાર બરોબર પળાય તો
જ તેનો અર્થ છે; તેથી તમારી ફૅક્ટરીઓ પર કાઉન્સિલ ને ગવર્નરના
તરફથી હુકમો જવા જોઈએ. બે અંગ્રેજો એ વાત સ્વીકારીને કલકત્તા
ગયા. પણ ત્યાં તો તેમને બીજા જ વાતાવરણનો સામનો કરવાનો આવ્યો.

## ૭

## કાઉન્સિલની નફટાઈ

"૧૨૦ વર્ષ ઉપર, હિંદમાં પોતાના દેશબંધુઓમાંથી મુખ્ય લોકોએ નવાબ સામે જે નીતિ અખત્યાર કરી, તેનો હેવાલ વાંચીને દરેક પ્રામાણિક અંગ્રેજનું મોં લજ્જાથી પડી જવું જોઈએ. આ દેશી નવાબે પોતાનું પદ કલકત્તાની કાઉન્સિલ પાસેથી જ ખરીદ્યું હતું, અને એમની નજરમાં જે પળથી તેની કાંઈ ભૂલ જણાઈ તો એ હતી કે, યુરોપિયનો જુલમથી તેની પ્રજા પાસેથી જે ધન કઢાવતા હતા, તેમાંથી તેને બચાવવાને માટે તેણે પ્રયત્ન કર્યો."

મ્યાલેસન–'ક્રિટિકલ એસેઝ'–પા. ૧૩૧

મુંગેર મુકામે થયેલા કરાર પ્રમાણે નવાબે એના અમલદારોને જાણ કરી તેનો અમલ શરૂ કરાવ્યો. કેટલાય વખતથી અપમાન અને અવગણનાથી સમસમી રહેલા અમલદારો એમાં જોરથી લાગી ગયા. સામેથી ગોરાઓને આ ફેરફાર સહેજે ખટક્યો ને ન ગમ્યો. તેમણે

તે સામે ફરિયાદો કલકત્તા કાઉન્સિલ ઉપર — એટલે કે, તેમના મળતિયા એવા તેના સભ્યો ઉપરેય — મોકલી આપી. વૅન્સિટાર્ટ મુંગેરથી પાછો ફર્યો ત્યારે કાઉન્સિલ તેને કરડવા ધાય એવી તૈયાર બેઠી હતી.

ગવર્નરે નવાબ જોડેનું કરારનામું કાઉન્સિલમાં મૂક્યું. તે તેની સામે તડૂકી. પહેલું તો તેને એમ જ કહ્યું કે, આવું લખત કરવાનો તેને અધિકાર જ નથી; તે અધિકાર કાઉન્સિલનો છે. ગવર્નરે તેમના એ અધિકાર પર તરાપ મારી ભારે અજૂગતું કર્યું છે. અને જે કરાર તેણે કર્યો છે, તે અંગ્રેજોને અપમાનકારક છે અને જાહેર તથા ખાનગી વેપારને ખુવાર કરી નાંખે એવો છે. એટલે, આખી બાબત બરોબર વિચારવી પડશે.

આ તો વિધિસરની ખુલ્લી વાત થઈ. અંદરખાનેથી એવી વાત ચલાવી કે, ગવર્નરે જ લાંચ ખાઈને નવાબને આ નમતું આપ્યું છે! અને આમ સતા થઈને બોલનારા કાઉન્સિલરો એ જનાબો હતા કે જેમને બંગાળની ક્રાંતિઓના ખેલમાંથી કશી ખાયકી નહોતી મળી. ઇતિહાસકાર થૉર્ન્ટન કહે છે —

—(સતા દેખાવા માટે) 'જેવો પાતળો નાજુક ઢાંકપિછોડો લઈને સ્વાર્થ આ પ્રસંગે બહાર પડ્યો હતો, તેવો ભાગ્યે કદીય બહાર પડ્યો હશે'

કાઉન્સિલે ગવર્નર ને હેસ્ટિંગ્ઝની લઘુમતી સામે જઈ ઠરાવ કર્યો કે, મુંગેરનો કરાર અમને માન્ય નથી, એમ નવાબને લખી જણાવવું.

કાઉન્સિલ વિષે નવાબને વસવસો તો હતો જ, કેમ કે તેને ખબર હતી કે, તેના ઘણાખરા સભ્યો પોતાની સામે થવાને જ એક નીતિ માનનારા હતા. તેથી એણે મુંગેરમાં જ ગવર્નરને વાત* કરેલી કે,

---

*વૅન્સિટાર્ટ તેની કારકિર્દીના બયાનમાં લખે છે,

"In my letter to the Board from Mongyr . . . I mentioned a resolution expressed by him, to abolish all duties whatever in his dominions to avoid the daily disputes between our people and his officers. This he now actually put in execution . . ."

(મ્યૂરના ઇતિહાસમાંથી પા ૯૨)

જો આ કરાર મંજૂર ન થાય તો પછી, પોતાની પ્રજાને ખાતર, આંતર વેપાર માત્ર ઉપર પોતે જકાત રદ કરશે, કે જેથી તેની પ્રજાને તો નુકસાન ન થાય, તિજોરીને થાય તો ભલે ! કાઉન્સિલે કરાર નામંજૂર કર્યો એટલે એને હવે આમ જ પગલું ભરવું બાકી રહ્યું. તેણે સૌની જકાત માફ કરી, ને પોતાના રાજ્યમાં છૂટથી વેપાર કરવાની સૌને પરવાનગી કરી દીધી !

નવાઈ તો એ છે કે, અંગ્રેજોને આ પણ ન ગમ્યું ! "આ બહાદુરી અને ડહાપણ ભરેલા પગલાથી, અંગ્રેજ રાજધાની (કલકત્તા)માં રાજ્ય કરતી ભ્રષ્ટ ટોળકીની ખરાબમાં ખરાબ બધી લાગણીઓ ઊછળી પડી." તેમણે નવાબના આ ન્યાયી ને હિંમતના પગલા સામે ચોર કોટવાળને દંડવાના ઘાટ માંડ્યા. બધા કહેવા લાગ્યા કે, આ તો કંપનીના હકોનો ભંગ છે. કોઈ કહે કે, બાદશાહના ફરમાનને આણે તો રદ કર્યું ! અને કેટલાક તો સાફ જ બોલતા કે, આપણે એને નવાબ બનાવ્યો ત્યારે એ જ આપણા પગ—એટલે કે ખાનગી વેપાર—ભાંગવા લાગ્યો ! આમ સૌ એકમતીએ ઠરાવ પર પહોંચ્યા કે, કુલ જકાતમાફીનો હુકમ તો પાછો ખેંચાવવો જોઈએ ને નવાબે પહેલાં જેમ જકાત દેશીઓ પાસેથી લેવી, જેથી કરીને આ ગોરાઓ મજેમાં વેપાર કરી ખાય ! આ નફફટાઈ જોઈને એલ્ફિન્સ્ટન જેવોય તેમની ઝાટકણી કાઢતા લખે છે —

This was the tone adopted by men who seven years before had lived in slavish dependence on the Nabob's Government, and who by their subsequent treaties had acquired no right or pretence for interfering in his internal administration. The motives they affected were proportioned to the greatness of their pretensions. No one hinted at the danger to their illicit gains: it was the honour of the factory, the dignity of the *dustuck*, above all the glory of the nation, which were to suffer by the suppression of smuggling.

(રાઇઝ ઑફ ધિ પાવર—પા ૩૮૯–૯૦)

(આમ બેફામ તેઓ નવાબની સરકાર સામે બોલતા હતા, પણ સાત વર્ષ પર તો તેના ગુલામ જેવા આશરે રહેતા હતા, ને તેના કામમા દખલ કરવાનો તેમને કોઈ અધિકાર નહોતો આમ બોલવા માટે હેતુ તો મોટા મોટા કહેતા, પણ તે નર્યો ઢોંગ હતો કોઈ પોતાના ગેરકાનૂની વેપારના જોખમની તો વાત જ નહિ કરતુ તેઓ તો ફેક્ટર્નુ ને દસ્કતનુ માન ને ખાસ તો પોતાના રાષ્ટ્રના ગૌરવને બટ્ટો લાગે છે, એમ જણાવતા!)

આ દરમિયાન, નવાબ તો ગવર્નરને તેના પત્રોમા આજીજીભરી કોશીશ કર્યો જ કરતો હતો કે, આ શુ? હું તો તમને જાણું, આ સભ્યો તો બધા મારા એવા વિરોધી છે કે, તેમાના કેટલાક તો મને ઉઠાડી કાઢવાય તાકે છે, એમ મને જાણવા મળે છે અને જે લશ્કરને મારે પૈસે તમે મારા રાજ્યની રક્ષા માટે રાખો છો, તે મારી જ સામે વપરાશે, એમેય વાતો આવે છે! આ બધો તો કેવો અન્યાય કહેવાય! રાજ્યનું ખર્ચ ને બોજો હું વેઠુ, તેની આવક બધી અંગ્રેજો ઉડાવે! હું તમારા અમલદાર સામે ફરિયાદ કરુ તે પર ધ્યાન ન અપાય, ને મારા અમલદારો સામે તમારા માણસો કાઈ તમને કહે તે તમે માની લો! 'મારા માણસોને મારે ગરદન મારવા જોઈએ, ને તમારા વહીવટમા તોફાન કરનારા તમારા માણસોને સજા કરવાનો તમને તો અધિકાર નહિ તમારો હુકમ મારા લોકો પર તો પૂરો, પણ તમારા જ લોક પર તમારો તો જરાય કાબૂ ન મળે' અને અતે એમેય કહે છે, 'આથી તો હું નવાબ ન હોઉ એ જ વધારે માનભર્યું છે, આમ તો જરાય ન નભી શકે'

(જુઓ એલ્ફિન્સ્ટન પા ૩૮૬-૭)

ગવર્નર લાચાર હતો તે કનાર્ડ પેઠે એવો પ્રભાવશાળીય નહોતો કે, કાઉન્સિલના તેના નાગા ટોળાને કાબૂમા લઈ પોતાની મરજી પ્રમાણે વર્તી શકે. એ સિપારાના ઘાટ તો એવા હતા કે, તેની જ મારફતે કાઉન્સિલ નવાબ જોડે વ્યવહાર કરતી હતી! તે હવે તેમનો ટપાલી જ જાણે બની રહ્યો હતો અને હેસ્ટિંગ્ઝ તેનો મૂક સાક્ષી હતો આખો મામલો ભડાકે થવા ઉપર આગળ વધતો હતો, એમા બીજો રસ્તો બાકી જ હતો

## ૮

# અસહાય પ્રજા

"અપાર સંપત્તિ કલકત્તામાં એકઠી થઈ, (દેશના) ૩ કરોડ મનુષ્યો કંગાલિયતને છેલ્લે છેડે પહોંચી ગયા ".

–મૅકૉલે

"ખરેખર, લોકો પોતાના હાકેમ બદલાય તે વિષે સામાન્યપણે બેપરવાઈની નજરે જોઈ રહેતા હતા એવા બદલાથી ભાગ્યે જ એમની દશામાં કશો સુધારો થવાની ખાતરી મળતી હતી, અને તે જેવી હતી તેનાથી વધારે ખરાબ તો ભાગ્યે જ હાકેમના બદલાથી કરી શકાતી હતી "

–બિવરીજ ૧–૬૭૦

આ વિષમ કાળમાં પ્રજાની દશા સમજવી જોઈએ. સામાન્ય ઇતિહાસોમાં ભાગ્યે જ એની ચર્ચા મળે છે આજ આપણને એવો સવાલ ઊઠે છે કે, આ વખતે પ્રજા શું કરતી હતી? તે કેમ સામે થતી નહોતી? શું તેને નહિ લાગતું હોય? આ પ્રશ્નના વિચારમાં ત્યારની લોક-દશા અને માનસ વિષેના કેટલાક મહત્ત્વના મુદ્દા સમાયેલા છે.

તે સમયનું રાજતંત્ર આપખુદ હતું તેની મહેસૂલી પદ્ધતિ જમીનદારી હતી. જમીનદાર અમુક નક્કી રકમ નવાબને આપી, પોતાની જમીન નાના ખેડૂતોને સાથવતો આમ જ વેપારતંત્રને અંગે પણ હતું 'જમીનદાર અંદરના વેપાર અંગે અમુક રકમ જકાત રૂપે નવાબને ભરતો પછી તે પોતાના ગુમાસ્તા રાખીને વેપારના અવરજવર ઉપર નાકાબંધી મૂકી દેતો નદી નાળાં ને રસ્તાઓ પર નાકાબંધ ચોકીઓ ગોઠવી દઈ, વેપારીની વસ્તુમાત્ર પર દાન ઉઘરાવતો.'

અંગ્રેજ કંપનીના નોકરો ત્યારની આવી વ્યવસ્થામાં અંદર ઘૂસ્યા. તેમણે, કંપનીને તેની આયાત નિકાસના પરદેશ સાથેના વેપાર પેટે મળેલી જકાતમાફીનો શાહી પરવાનો, પોતાના ખાનગી કામમાં વાપરવા માંડ્યો, ને જતે દહાડે આ ધંધો એવો તો વધી પડ્યો કે, કંપનીના નાનામાં નાના કારકુનથી માંડી ગવર્નર સુધીના સૌ એ કરવા લાગ્યા, અને વધુ તો એ કે, પોતાનો હક સમજીને!

ગોરા નોકરો પાસે આ પરધનના દુરુપયોગ કે દસ્તકના પાસ સિવાય નહોતી કશી મૂડી કે ન હતી કાંઈ આવડત.* બંગાળનો નવાબ નકામો નીવડ્યા પછી, ગોરાઓ લશ્કરી જોરે બળવાન બન્યા ને દસ્તકની પાપી મૂડી વડે વેપારમાં ઘૂસ્યા.

બંગાળનું વ્યાપક દેશહિત ભૂલી, દેશી વેપારીઓ તેમના હાથા બન્યા. તેઓ ખોટા વેશ ધરીનેય કામ લેવા લાગ્યા. આમ પેલા કાળા વેપારમાં તેઓ લાચારીએ ભળ્યા. સ્વાર્થ જતો કરીને એ ન ભળ્યા હોત ને પોતાની ગરીબ આમ-જનતા સાથે ને નવાબ જોડે ઊભા રહ્યા હોત, તો હિંદનો અર્વાચીન ઇતિહાસ કદાચ જુદો જ રચાત. પરંતુ, બંગાળમાં અંગ્રેજો ૧૭૫૬–૭માં પેઠા ત્યારથી વેપાર-ભૂખ્યા હિંદીઓ જુદી જ રીતે વર્ત્યા, એ આપણે જોઈ આવ્યા.

તો આમ જનતા પોતે ન ઊઠે? તેને માટે તેમને નેતા જોઈએ; તેઓમાં સંગઠન જોઈએ. આ બાબતમાં જ વેપાર-લોભીઓની ફૂટ થઈ, તેથી તે વસ્તુ બની ન શકી. ફોરેસ્ટ આ બાબતમાં લખે છે—

> "એક એવો દાખલો (બંગાળના ઇતિહાસમાં) યાદ નથી કે જ્યારે લોકો કોઈ દેશી રાજાને મદદ કરવા ઊઠ્યા કે પરદેશી રાજપચાઉ-પાડુને ગાદી પરથી ઉતારી કાઢ્યા કે ચડી આવનારને રોક્યો. બંગાળમાં વારંવાર ક્રાંતિઓ થઈ, પરંતુ તેનું કારણ, મુસલમાન ચડી આવનારાઓ ને તેમના લશ્કરી અનુયાયીઓનો ઉચ્છૃંખલ જુસ્સો અને તે પ્રદેશની આમજનતાનો નિષ્ક્રિય સ્વભાવ—એ હતું હેસ્ટિંગ્સ કહે છે એમ, તે જ સૌમ્યસ્વભાવ ગુમાસ્તાઓને ને તેમના વેશધારીઓને દાબી દેવામાં લોકોને રોકતો હતો" (પા ૨૨૮)

એમ ભાગ્યે જ કહી શકાય. ફૉરેસ્ટ એ ભૂલી જાય છે કે, આ લોકોની ઉત્પત્તિ અંગ્રેજ લશ્કરી તાકાતને જોરે ઊભા થયેલા અંગ્રેજ કંપનીના ચોર વેપારમાંથી હતી, અને તે જ જોર તેમને ટકાવી પણ રાખનારી હતી. તે ન હોત તો દેશીઓનો આ ત્રાસ

---

* ડિરેક્ટરો કલકત્તા કોઠીની પર એક પત્રમાં (એપ્રિલ, ૧૭૭૦) લખે છે—'હજારોનો વેપાર આપણા કારકુનો પણ કરે છે, જ્યારે તેમની પાસે મૂડી તો રૂ. ૧૦૦ પણ નથી હોતી!'
થોર્ન્ટન, ૧-૪૪૦

ઊપજતં જ નહિ, તો તેને દબાની દેવાની તો વાત જ કયાં રહી?* એટ્લે ની આ પ્રકારની ફૂટવાળી સ્થિતિમાં આમ-જનતા માટે ક્રાંતિ કરવાની તાકાતનો સવાલ ન રહ્યો. તેમણે દુખના માર્યા નજરાણાંનો જ ઉપાય લેવાનો રહ્યો. જુલમ તજે સમજવા કરતાં હાથના આગળા કાપી વણાટ્કામ જ બંધ કરવું, એ આવો જ ઉપાય હતો. મેકોલે તેની વક્તૃત્વપૂર્ણ ભાષામાં આ લાચાર જનતાનો કેસ લડતાં કહે છે, 'નિરાશા પણ આ પોચા બંગાળીને અંગ્રેજો સામે થવા માટે હિંમત આપી ઉશ્કેરતી નહોતી'. પણ તે નિરાશા ઉપના વેપારીની નહોતી, કેમ કે તે તો અંગ્રેજો જોડે નોબ અને લૂટમાં સંડોવાઈને ફાવવાના લોભમાં જનતાને દ્રોહ દઈ ચૂકેલો હતો.

અસહાય દશાની નજરાણાંથી, હતાશાના ક્રોધમાં કેટલાક ખૂન પણ થયાની હકીકત મળે છે. એલ્ફિન્સ્ટન (પા. ૩૮૦) કહે છે — 'વેન્સિટાર્ટને મળેલા રિપોર્ટ પરથી દેખાય છે કે, નવાબના અમલદારો અને દેશની પ્રજા ગોરાઓ ને તેમના આડતિયાઓ પ્રત્યે

* બંગાળની આ ભ્રષ્ટ દશા માટે દેશી લોકો જ જવાબદાર છે અને નહિ કે અંગ્રેજો અને કંપનીનું બિનજવાબદાર લોભભ્રષ્ટ વર્તન એ સામે હેસ્ટિંગ્સે કાઉન્સિલની ચર્ચામાં કરેલું નીચેનું વિધાન પુરાવો આપે —

'The great argument was the known injustice and corruption of the native officers which would make it impossible to carry on trade under their authority. To this Mr Hastings replied that we had carried it on formerly, when we had much less chance of redress than at present, and added the following striking testimony: As I have formerly lived among the country people in a very inferior station and at a time when we were subject to the most slavish dependence on the Government and have met with the greatest indulgence and even respects from zamindars and officers of Government I can with the greatest confidence deny the justice of this opinion and add further, from repeated experience, that if

ચોખ્ખો જણાય એવો વિરોધ અને શત્રુતાનો જુસ્સો બતાવતાં હતાં; અને એક જગાએ ત્રણ ચાર સિપાઈઓનાં ને બીજી એક જગાએ એક ગુમાસ્તાનું ખૂન થયાં હતાં. તેથી કરીને સમો એવો હતો કે (કશાક સમાધાન પર પહોંચવામાં) ઢીલ ન થઈ શકે."

આ દુઃખ અને જુલમને માટે કોની જવાબદારી? અંગ્રેજોની તે છે, એ ઉઘાડું છે. છતાં એક ઇતિહાસકાર આ વિષે સામે જવાબ આપે છે એય મનન યોગ્ય છે. ફૉરેસ્ટ તેના ક્લાઈવના જીવનચરિતમાં (ભાગ ૨–૨૨૭) કહે છે — 'પરંતુ પોતાના જ દેશના કારીગરો તથા વણકરોને ત્રાસ આપનારા ને લૂંટનારા અંગ્રેજો નહિ પણ તેમના બંગાળી આડતિયા જ હતા. કંપનીના ને ખાનગી ગોરા વેપારીના ગુમાસ્તાઓ ઉપરાંત દેશીઓનું એક એવું ટોળું જાગ્યું, જે એમનો વેશ લઈને કામ કરતું. . . .'

આજના યુદ્ધમાં ને કાળાં બજારોના જમાનામાં આ સ્થિતિ કલ્પવી અઘરી નથી. તે જ સ્થિતિ અંગ્રેજ જુલમને દૂર કરવામાં વિઘ્નરૂપ હતી, એ સ્પષ્ટ છે. મીર કાસમ આ જુલમ સામે થવા તૈયાર હતો, પરંતુ તેનેય આ આંતર અવદશા નડે જ એ સ્પષ્ટ છે. કોઈ પણ સખત હાથે કામ લેનારું રાજ્યતંત્ર જ આ આખાને પહોંચી વળી શકે. દેશીઓ જે કરતા તેની જવાબદારી અંગ્રેજોના જ લોભને માથે છે એમાં શંકા નથી. બેઉને એકસાથે તો જ ડામાની શકાય, જો નવાબ આ સંજોગોમાં ખરેખરો નવાબ બની શકે. એટલે છેવટે વસ્તુસ્થિતિ એ હતી કે જે ૧૭૫૭માં સિરાજ સામે ઊભી હતી. મીર કાસમ માટે એ અણધારી આવી પડી એમ ન કહેવાય. અને આ વેળા પણ અંગ્રેજોએ જ પહેલો હાથ ઉગામ્યો.

---

our people, instead of erecting themselves into lords and oppressors of the country, confine themselves to an honest and fair trade, they will be everywhere courted and respected.,"

(એલ્ફિન્સ્ટન, પા. ૩૮૬)

૯

# અંગ્રેજોએ લડાઈ આદરી

"આ આખી પરિસ્થિતિની મુખ્ય બીના એ હતી કે, નવાબનું હિત અને અંગ્રેજોનું હિત પરસ્પર મેળ ન ખાય એવું હતું"

કેમ્બ્રિજ ઇતિહાસ, પ-૧૭૭

આમ ટૂંકમાં બંગાળના ઝેઘડાનો સાર હતો એ દીવા જેવું સ્પષ્ટ છે. ગવર્નર વેન્સિટાર્ટે તે જ વસ્તુને જરા જુદી ભૂમિકામાં આ પ્રમાણે કહી બતાવી છે:—

"હવે જે હદ પર મામલો પહોંચ્યો હતો તે બિંદુએ લાંબું ચલાવી શકે એમ નહોતું. નવાબનો દરેક શબ્દ ને દરેક કામ અંગ્રેજો સામેની યોજનાની જાહેરાત તરીકે સમજવામાં આવતાં; અને પટણા કોઠીના મુખી તથા તેની કાઉન્સિલ તરફથી ખાસ કરીને આવાં સૂચનો વારંવાર મળતાં. ત્યારે નવાબની બાજુએ, આપણી દરેક સામાન્ય હિલચાલ પણ એની આગળ એવા રૂપમાં રજૂ કરવામાં આવતી કે જેથી, આપણે તેની જોડે તોડવાનો ઇરાદો રાખીએ છીએ, એવી આપણા તરફની તેની ભ્રાંતિમાં બને તેટલો વધારે ઉમેરો થાય"

(જુઓ થોર્ન્ટન પુ ૧—પાન. ૪૨૪)

વેન્સિટાર્ટ અને હેસ્ટિંગ્ઝના વિરોધ છતાં કાઉન્સિલે ઠરાવ્યું કે, નવાબ પાસે જકાતમાફીની જાહેરાત તો પાછી ખેંચાવવી જ; એટલું માત્ર તેમણે સ્વીકાર્યું કે, સીધું લડવાનું ઉપાડવા પહેલાં આ બધું કામ લઈને નવાબ પાસે રૂબરૂ બે સભ્યોને મોકલવા. જો કાંઈ કે શાંતિથી કામ પતવવાનો ઇરાદો હોત તો આ કામને યોગ્ય માણસો ગવર્નર અને હેસ્ટિંગ્ઝ હતા, તેમને મોકલત. પણ બોર્ડે* નવાબના અકારણ શત્રુ

* એલ્ફિન્સ્ટન કહે છે, 'આ કામને માટે એમિયાટની પસંદગી કમનસીબ હતી . . . પરંતુ સારામાં સારી પસંદગી પણ ભાગ્યે જ વધારે સારા પરિણામની આશા આપી શકે, કેમ કે જે સૂચનાઓ આપેલી તેમાં વાટાઘાટ કે નમતું આપવાનો અધિકાર રાખ્યો નહોતો; કરવામાં આવેલી માગણીઓને વળગી રહી પ્રતિનિધિઓએ તેમના પર જ જોર કરવાનું હતું" (પા ૩૬૧)

એમિયાટ અને હે એ બેને મોકલ્યા. (માર્ચ–૧૭૬૩). નવાબે કહ્યું કે, તેઓ ભલે આવવું હોય તો આવે, પરંતુ જકાતમાફીના હુકમ વિષે જ વાત કરવાની હોય તો ન આવે, કેમ કે એ પ્રશ્ન તો નક્કી થઈ ગયો છે. પરંતુ કાઉન્સિલને એ જ સારુ મોકલવાના તો હતા, અને ખાસ તે કામે જ તેમને મોકલ્યા. અને તે ઉપરાંત નવાબને છંછેડે એવી બીજી બાબતો પણ ઉમેરવામાં આવી.

નવાબ ગાદી ઉપર આવ્યો ત્યારથી સમજ્યો હતો કે, પોતે યોગ્ય રીતે સુસજ્જ નહિ હોય તો અંગ્રેજ વેપારી કંપની સામે માનભેર નવાબી થઈ શકશે નહિ. પણ તે તેની જોડે કરેલી સંધિને બરોબર પાળીને કરવાનું હતું. તેની આખી રાજનીતિનો પાયો એ સંધિ હતી. એ સંધિની રૂએ તે બંગાળ બિહાર ઓરીસાનો સ્વતંત્ર સૂબો હતો; કંપની તેની પ્રજા હતી. અત્યારે પણ નવાબની ભૂમિકા આ જ હતી. અંગ્રેજોના કોઈ શત્રુઓ કે મરાઠા યા શુજાદ્દૌલા કે કોઈની સાથે તે કશી સંતલસમાં નહોતો. આટઆટલી અંગ્રેજોની સતામણી છતાં તે વાટાઘાટ કરવા તત્પર રહેતો. ટૂંકમાં, કોઈ રીતે તે અંગ્રેજો સામે યુદ્ધ ખેડવા ઇચ્છતો નહોતો.

અંગ્રેજ બાજુ જોતાં આમ નથી કહી શકાતું. પટણાનો એલીસ ચોખ્ખું કહેતો કે, નવાબને હાથ દેખાડ્યા વગર કામ નહિ ચાલે; અને એ તો કોઈને ગાંઠ્યા વગર એમ જ લગભગ વર્તતો. આ વખતે પણ તેણે એમ જ કર્યું. કાઉન્સિલના પ્રતિનિધિઓ વાટાઘાટ કરવા ગયા હતા ત્યાં જ તેણે આ અતિ નાજુક પરિસ્થિતિને પલીતો ચાંપ્યો. ગવર્નર તેના બયાનમાં સ્પષ્ટ એકરાર કરે છે કે, આપણે અંગ્રેજો જ પહેલો હાથ ઉપાડવાના દોષમાં હતા, એ વિવાદથી 'પર વસ્તુ છે.' આ કામ એલીસે પટણા શહેર પર હુમલો કરીને કર્યું.

એલીસે એવું વિચાર્યું કે, નવાબ શહેરમાં આવી જાય તે પહેલાં વેળાસર જો પટણાનો કબજો નહિ લઈએ તો પછીથી તેને લેવાનું અઘરું થઈ જશે, ને શહેરમાં રહેતાં આપણાં માણસો ભયમાં આવી જશે. આ વિચાર તેણે બે મહિના[illegible]ના લખી જણાવેલો. આ

જ વખતે એમિયાટ નવાબ જોડે મુર્શિદાબાદમાં વાટાઘાટ કરતો હતો. મેના અંતમાં તે વાતો પતી ગઈ; નવાબે તેમની વાત સ્વીકારવા ના પાડી. બીજે જ દિવસે તેને ખબર મળ્યા કે, લશ્કરી સરંજામ લઈને કેટલીક અંગ્રેજ હોડીઓ પટણા જાય છે. મુંગેરમાં તેણે તેમને રોકવા હુકમ આપ્યો, ને અંગ્રેજોને જણાવ્યું કે, યા તો પટણા શહેરમાંથી લશ્કર તમારું લઈ લો અથવા એલીસને બદલો, તો હોડીઓ જવા દઈશ. કોઈ પણ સ્વમાની રાજવી આથી બીજી રીતે વર્તી પણ ન શકે. અંગ્રેજો ને તેમના કેટલાક ઇતિહાસકારો અહીં આગળ એક જ ભૂલ કરે છે ને તે એ કે, જાણે કલકત્તાની કોઠી કોઈ સ્વતંત્ર રાજસત્તા હોય એમ માને છે! બંગાળનો નવાબ કોઈ રીતે અંગ્રેજોનો નોકર કે ખંડિયો નહોતો. (જુઓ માલેસન પા. ૧૩૯). પણ કલકત્તાની કાઉન્સિલ એ સમજવા નહોતી માગતી. તેથી હોડીનો આ ઝગડો, આખરે લડાઈ થશે કે નહિ થાય, એનું કારણ બની ગયો.

કાઉન્સિલે એમિયાટને જણાવ્યું કે, તમે પાછા આવી જાઓ, ને હોડીઓ તો છૂટવી જ જોઈએ, નહિ તો નવાબ લડવા માગે છે એમ માનીશું. મીર કાસમ તે પરથી સમજ્યો કે, હવે લડાઈ જ બાકી રહે છે, અને તેની તેણે તૈયારી કરી. સિરાજુદ્દૌલ્લાને દગો દેનાર શેઠના બે દીકરાઓને તેણે કેદ કરી લીધા; આમ અંગ્રેજોને ફૂટી જનારાઓના દગાની દહેશતનાં બાકાં એણે સીડવા માંડ્યાં. બીજી તરફ અયોધ્યાના નવાબ-વજીર તથા શાહઆલમને બધી વાતથી વાકેફ કરી મદદ માગી. ૧૭૬૩ના જૂન સુધીમાં બેઉ પક્ષ લડાઈ માટે હવે તૈયાર થઈ ગયા હતા. ૨૫ મી જૂને એલીસે પટણા શહેર પર છાપો મારી તેનો કબજો લીધો. નવાબના માણસોએ મુંગેર ખબર આપી. હવે મીર કાસમ માટે બીજો રસ્તો રહ્યો નહિ. બંગાળનું અને હિંદનું નસીબ ૭ વર્ષ બાદ ફરી પાછું નક્કી કરનારું યુદ્ધ આમ, અંગ્રેજોને જ દોષે, ફરી યોજાયું. અને આ વેળા પણ તે જ ફૂટ તથા સંપનો ને એકત્રિત સામનાનો તે જ અભાવ નવાબની હારનાં કારણો બન્યાં.

પટણા ઉપર એલીસનો ભય હતો જ, તેથી નવાબે પોતાનું લશ્કર બે ભાગમાં તે તરફ રવાના કર્યું હતું. એલીસે શહેર લીધાની ખબર તેને રસ્તામાં મળી. તેણે જઈને પટણા કબજે કર્યું; અને બે લશ્કરે મળીને એલીસ તથા તેના બળવાખોર સાગરીતો ભાગ્યા તેમનો પીછો પકડી કેદ કર્યા. લડાઈમાં ઠીક ઠીક અંગ્રેજ લશ્કર હણાયું ને પકડાયું. ખુલ્લા બળવાના આ બનાવ પછી સંધિની વાત રહી જ નહિ. હવે નવાબે રાજ્યમાં હુકમ કાઢ્યો કે, અંગ્રેજોને બધેથી સાફ કરવામાં આવે. એમિયાટ હજી કલકત્તા પહોંચ્યો નહોતો; રસ્તામાં તે પકડાયો ને ઝપાઝપીમાં માર્યો ગયો.

આ ખબર કલકત્તા જુલાઈની શરૂમાં પહોંચ્યા. કાઉન્સિલે હવે આખો મામલો ધરમૂળથી વિચારી મીર કાસમને બદલે જૂના સ્વામી-દ્રોહી મીર જાફરને નવાબ બનાવ્યો (જુલાઈ ૭ મી); તે બેઇમાન માણસ ફરી બન્યો પણ. અને તે પેટે, એ નમાલોબી માણસે નવાબ બની અંગ્રેજોએ માગ્યું તે બધુ ધસરડી આપ્યું :—બર્દવાન, ચિતાગોંગ અને મેદિનીપુર અંગ્રેજોને લખી આપ્યાં; વેપારની પૂરી છૂટ અંગ્રેજોને રહે ને દેશીઓ પાસે જકાત પહેલાં પેઠે લેવાય. નવાબના લશ્કરની મર્યાદા બાંધી દેવામાં આવી, જેથી તે આગળ ઉપર સામે ન થઈ શકે. અને ખાસ તો એ કે, ખાનગી દાપાં પેટે,* કાઉન્સિલનાં નવાં લાંચ-ભૂખ્યા

---

* માલેસન તેના 'નિર્ણયક યુદ્ધો' પરના ગ્રંથમાં આ બાબત કહે છે તે જોવા જેવું છે:—

"કાઉન્સિલના નવા આવેલા માણસોની દાઢ સળી થઈ નહોતી; અગાઉની ક્રાંતિમાં વહેંચાયેલી લાંચમાં તેમને ભાગ મળેલો નહિ. બીચારા મીર કાસમનું કમનસીબ આ કારણે હતું લૂંટ માટે ફાંફાં મારતા આ માણસોએ મીર કાસમને ઓળખી લીધો હતો કે, આપણે જો કદી ખાટવું હોય તો એક જ માર્ગ છે અને તે એ કે, તેને એવો તો છંછેડવો કે જેથી બીજો નવાબ નીમવાની પોતાને તક મળે. આ જ સહજ પ્રેરણાથી તેઓ શરૂઆતથી વર્તતા હતા. એલીસ પટણા પર ચડી આવ્યો તે આખો ઝઘડો ઉશ્કેરવા જ. એટલા જ સારુ વૅન્સિટાર્ટે જે કરાર મુંગેર જઈને કર્યા તેની ઉદાર કલમોને પણ કાઉન્સિલે ન માની આ વિધાનોની એક

> સંગીન સાબિતી નીચેની બે વાતોમાં મળે છે — ગયા એપ્રિલના મધ્યમાં તેઓએ લશ્કરના પોતાના સેનાપતિને, નવાબ જોડે ઝઘડો થાય તો કેમ વર્તવું એ વિષેની સૂચનાઓ આપી હતી, અને બીજું એ કે તેથે વહેલેથી તેઓએ મીર જાફર જોડે વાટાઘાટો શરૂ કરી હતી કે જે વખતે તો કંપની ને મીર કાસમ વચ્ચે ઝઘડો હતો માત્ર જકાતનો અને જેની વાતો મુંગેરમાં એમિયાટ ને હે નવાબ જોડે કરતા હતા "
>
> (પા ૧૪૩-૪)

વરુઓમાં ૦।। કરોડ જેટલા વેરાયા અને ખાસ એ કે, આ ફેરફાર કરીને કાઉન્સિને પૂરેપૂરી લડાઈનું ખર્ચ પણ બંગાળ ઉપર જ નખાયું ! (માનસેન કહે છે કે, કંપનીની તિજોરીનું તળિયું દેખાતું હતું, પણ કાઉન્સિલના સભ્યોના ઘર ભરેલા હતાં !) આમ ત્રણ વર્ષે પાછી નવી ક્રાંતિ અંગ્રેજોએ કરી, ને નવા નવાબને નામે મીર કાસમ સામે યુદ્ધ પોકારાયું, ને લશ્કર રવાના કરવામાં આવ્યું નવો નવાબ પણ તેમાં સાથે જંગે ચઢ્યો ! સસરો જમાઈ ફરી પાછા લડવા લાગ્યા ! આ અગાઉ પટણાના બચાવ માટે એક સેના કલકત્તાથી જૂનમાં રવાના થઈ હતી મીર કાસમે પણ હવે લડી લેવાનું રહ્યું. હવે તે નહિ કે અંગ્રેજ નહિ, એ જ વાત રહેલી હતી તે જીતે તો કંપનીને ઉડાડી મૂકે, ને કંપની જીતે તો તેના હાલ થાય. હવે બેમાંથી કોઈએ પાછું વાળીને જોવાનું હતું નહિ.

૧૦

# પ્લાસીની પુનરાવૃત્તિ

"પછી એવી યુદ્ધમાળા ચાલી કે જેનો અંત ૨૧-૨-૧૮૪૯ના ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે ગુજરાતે (પંજાબ) મુકામે થયો, કે જ્યાં હિંદના પ્રેરણા કબજાને માટેના છેલ્લા સખત યુદ્ધનો ફેંસલો થયો."

– ફૉરેસ્ટ, 'ઇન્ડિયન મ્યુટીની'

મીર જાફરને લઈને અને તેના નવાબી ઓળ તળે અંગ્રેજ સેના મીર કાસમની રાજધાની મુર્શિદાબાદ તરફ ચાલી, એ જ રસ્તો હતો, જે રસ્તે ૧૭૫૭ માં કલાઈવ પ્લાસી ગયેલો. તે જ જૂનાં સ્થળો વટાવતી વટાવતી ફોજ મુર્શિદાબાદ પહોંચી. મીર કાસમનો સેનાપતિ મહંમદ તકીખાન હતો. તે કાળમાં એ મશહૂર લડવૈયો ગણાતો. મુર્શિદાબાદના નાયબને તેની અદેખાઈ હતી. 'તેની હાર્દિક ઇચ્છા હતી કે તકીખાન હારે!' તેથી કરીને પોતે તૈયારી કરવામાં મંદતા કરી! તે હતભાગી મનુષ્યને પોતાની અદેખાઈ કાઢવાને માટે આ સમય મળ્યો! છતાં તકીખાને અંગ્રેજને સોંગે ઝુકાવ્યું અને કમાલ કરી. લડાઈ ખરી અણી ઉપર આવી; જો પેલા અદેખા નાયબે તે વખતે પોતાના ભાગે આવતું કામ કર્યું હોત તો રંગ જુદો જ જામત. આ લડાઈનું વર્ણન કરતાં માલેસન તેના ગ્રંથમાં કહે છે:—

> "આગલે દિવસે ગ્રેન (એક અંગ્રેજ સેનાપતિ) સામે લડેલા . . . ઘોડેસવારોએ આજનો વિજય નક્કી કરી લીધો હોત અને તેની સાથે યુદ્ધમાં મીર કાસમનો વિજય થાત, પરંતુ તેમણે આ લડાઈમાં ભાગ ન લીધો અને તે પૂરી થયે રણમાંથી ચાલ્યા ગયા. આવા દેશદ્રોહી વર્તનના દાખલા હિંદના ઇતિહાસમાં ભરપૂર મળે છે ખરેખર, એમ નક્કી કહી શકાય કે, હિંદના નેતાઓ અને દેશી રાજાઓની વચ્ચેની પરસ્પર અદેખાઈના કાર્યે અંગ્રેજોને વિજય આપવામાં જેટલી મદદ કરી છે, એટલી બીજી કોઈ વસ્તુઓએ ભાગ્યે જ કરી હશે" (પા ૧૪૯-૫૦)

ઝેરીલા સાથીઓના દગા ને દ્રોહ છતાં, તકીખાને પોતાની સેનાને આજીજી કરી કરીને ઉત્સાહિત કરી અને પોતે લડતો રહ્યો એક

એમ જ લાગ્યું કે તે જીતશે પણ તે વખતે દગો જાગ્યો ને તેને ગોળી વાગતા મર્યો. પછી તેની સેનામા ગરબડ જાગી, અને મીર કાસમ આ પહેલા (કતવા મુકામના) યુદ્ધમા હાર્યો. અગ્રેજ સેનાએ ત્યા રહી બે ત્રણુ દિવસ ખૂબ આનદ કર્યો, બાદ તે આગળ વધી

મીર કાસમે ફરી મોરચો ગોઠવ્યો ચુનદા સેનાપતિ અને સૈન્યને ત્યા મોકલ્યુ તેમા તેણે નોકરીમા રાખેલા બે ગોરા સેનાપતિઓ પણ હતા કતવા પેઠે જ અહીં પણ રગ જામ્યો, પણ નવાબની જીતની અણી પર જ પેલા બે ગોરા પોતાની ટુકડીઓ લઈ પાછા હઠી ગયા! તેમણે નિમકહરામી કરી માલેસન કહે છે કે, "તેઓ એવા સિદ્ધાતવાળા હતા કે જીવતા રહીશુ તો ફરી એક દહાડો લડીશુ" (પા. ૧૫૩) એવી પણ હકીકત મળે છે કે, નવાબના ૨૦૦ જેટલા ગોરા તોપચીઓ અગ્રેજોના હાલ થતા જોઈને જાત ઉપર ગયા ને અગ્રેજ પક્ષમા નાસી ગયા એમ પણ કહેવાય છે કે, અગ્રેજોએ તેમને એમ કહીને આવકાર આપ્યો કે, તમે અમારા જેવા યુરોપિયનો નથી શુ? (જુઓ બસુ પુ ૧-પા. ૩૫૨ ટીપ)

કતવા પેઠે ફરી નવાબ હાર્યો એને સખત ફટકો લાગ્યો તે જાતે રણક્ષેત્ર પર હાજર નહોતો, જો હોત તો કદાચ ભાગતા કે દગો દેતા દળને રોકાવત હવે તેણે મુર્શિદાબાદ છોડી મુગેરમા થાણુ નાખ્યું તેને રસ્તે નદીના ઊચા કિનારાનો મોખો જોઈ તેણે ત્યા પાકી નાકાબધી કરી હતી આ જગાને ઉદવા નાળુ કહેવાય છે લડાઈનો આખરી જગ અહીં ખેલાયો ત્યાની નવાબની કિલ્લેબંધી એવી તો અતૂટ હતી કે, એક મહિના સુધી અગ્રેજ સેનાથી કાઈ ચાલ્યુ નહિ ને પડાવ નાખી પડ્યા રહેવુ પડ્યુ, જ્યારે નવાબની સેના કિલ્લા બહાર આવી તેમનો ઘાણ કાઢતી. છેવટે નવાબનો એક ગોરો સિપાઈ જાત પર ગયો તે પહેલા કપનીનો નોકર હતો ત્યાથી નાસી આવી નવાબની નોકરીમા પેઠેલો મને જો નાસી જવા બદલ માફી આપો તો તમને નાળુ ઓળગવાની ખાસ જગાનો ઘાટ બતાવુ, એમ કહી એક રાતે તે શત્રુદળમા પહોંચ્યો. નવાબની સેના અતૂટ કિલ્લેબધીના ગર્વથી

જરા નચિંત ને પ્રમાદી બની હતી.* રાતોરાત અંગ્રેજ સેના પેલા ગુપ્ત ઘાટેથી નાળું પાર કરી, કિલ્લા પર ચડી આવી. ઓચિંતા આ હલ્લાથી નવાબી સેનામાં ભંગાણ પડ્યું. નવાબની સેનાના ગોરા સિપાઈઓમાં પણ; સરખી ચામડીને નાતે, ફૂટ ગોઠવવામાં આવી હતી, એમ બસુ તેના ગ્રંથમાં જણાવે છે. (પુ. ૧–પા. ૩૬૧). મુંગેરનો રસ્તો હવે અરક્ષિત થઈ ગયો, એટલે મીર કાસમ ત્યાંથી હતાશામાં પટણા ભાગ્યો. સાથે તેના ગોરા કેદીઓને લઈ ચાલ્યો. જતા અગાઉ જગત શેઠના બે દીકરા ને રામનારાયણને દેહાંતદંડ દેતો ગયો, જેથી તેઓ ફરી દગો દઈ પીઠ પાછળ ઘા ન કરે.

અંગ્રેજ સેના હવે પટણા તરફ ચાલી. મીર કાસમે આ વખતે કલકત્તા પત્ર લખી જણાવ્યું કે, 'તમે બાદશાહના રાજ્યમાં ત્રણ માસથી જે ઉધમાત મચાવો છો તે શા ઉપર? તમને શો હક છે? જો મને સૂબા તરીકે રદ કર્યાનું બાદશાહી ફરમાન હોય તો બતાવો, તો હું તેને શરણ થઈશ. પણ જો તમે તમારા મનથી જ સત્તા લઈ બેઠા હો તો યાદ રાખજો. દગો ને છૂપા રાત-હલ્લાથી જીત્યા છો, પણ ફુલાતા નહિ.' (બસુ પુ. ૧–૩૬૨)

પટણા પહોંચી તેણે એલીસ અને બીજા ગોરા જે પકડેલા તેમનો વિચાર કર્યો. તેમણે તેની સત્તા લોપી પટણાને ભાંગ્યું હતું. તેમને શિક્ષા કરવાનું હવે તેણે વિચાર્યું. તેણે કલકત્તા કાઉન્સિલને તથા પટણા પર આવતા અંગ્રેજ સેનાપતિને ધમકી આપી કે, તમે જો આ તોફાનમાં નહિ થોભો તો એલીસ ઇ૦ તમારા માણસો, (જે મારા ગુનેગાર ને બળવાખોર છે,) તેમને દેહાંતદંડ આપીશ. એલીસે કહાવ્યું કે, અમને ભલે મારે, અંગ્રેજ સેનાએ અમને બચાવવા માટે થોભવું નહિ. અંગ્રેજ સેનાપતિ પટણા તરફ આગળ વધ્યો. મીર કાસમે હુકમ કર્યો કે, ગોરા ગુનેગારોને ઠાર કરો. આ કામ કરનાર એક ગોરો જ મળ્યો, જેણે સૂતી મુકામે લડાઈ વખતે જીવ બચાવી પાછી પાની કરી હતી. તેનું નામ સમરુ. તેણે બધાને ઠાર કર્યા. આ ખબર સાંભળી, ક્રોધથી ગાંડી બનીને અંગ્રેજ સેના પટણા ઉપર ધસી. સમરુ ને મીર કાસમને હવે પકડવા જ જોઈએ, એ એક નવી વસ્તુ

* જુઓ બસુ પુ. ૧–૩૫૬. તે સીર મુતાખરીનનો હવાલો પણ આપે છે

એમ જ લાગ્યું કે તે જીતશે. પણ તે વખતે દગો જાગ્યો. ને તેને ગોળી વાગતાં મર્યો. પછી તેની સેનામાં ગરબડ જાગી; અને મીર કાસમ આ પહેલા (કતવા મુકામના) યુદ્ધમાં હાર્યો. અંગ્રેજ સેનાએ ત્યાં રહી બે ત્રણ દિવસ ખૂબ આનંદ કર્યો; બાદ તે આગળ વધી.

મીર કાસમે ફરી મોરચો ગોઠવ્યો. ચુનંદા સેનાપતિ અને સૈન્યને ત્યાં મોકલ્યું. તેમાં તેણે નોકરીમાં રાખેલા બે ગોરા સેનાપતિઓ પણ હતા. કતવા પેઠે જ અહીં પણ રંગ જામ્યો, પણ નવાબની જીતની અણી પર જ, પેલા બે ગોરા પોતાની ટુકડીઓ લઈ પાછા હઠી ગયા! તેમણે નિમકહરામી કરી. માલેસન કહે છે કે, "તેઓ એવા સિદ્ધાંતવાળા હતા કે જીવતા રહીશું તો ફરી કોક દહાડો લડીશું!" (પા. ૧૫૩). એવી પણ હકીકત મળે છે કે, નવાબના ૨૦૦ જેટલા ગોરા તોપચીઓ અંગ્રેજોના હાલ થતા જોઈને જાત ઉપર ગયા ને અંગ્રેજ પક્ષમાં નાસી ગયા. એમ પણ કહેવાય છે કે, અંગ્રેજોએ તેમને એમ કહીને આવકાર આપ્યો કે, તમે અમારા જેવા યુરોપિયનો નથી શું? (જુઓ બસુ પુ. ૧–પા. ૩૫૨ ટીપ)

કતવા પેઠે ફરી નવાબ હાર્યો. એને સખત ફટકો લાગ્યો. તે જાતે રણક્ષેત્ર પર હાજર નહોતો; જો હોત તો કદાચ ભાગતાં કે દગો દેતાં દળને થંભાવત. હવે તેણે મુર્શિદાબાદ છોડી મુંગેરમાં થાણું નાખ્યું. તેને રસ્તે નદીના ઊંચા કિનારાનો મોખો જોઈ તેણે ત્યાં પાકી નાકાબંધી કરી હતી. આ જગાને ઉદવા નાળું કહેવાય છે. લડાઈનો આખરી જંગ અહીં ખેલાયો. ત્યાંની નવાબની કિલ્લેબંધી એવી તો અતૂટ હતી કે, એક મહિના સુધી અંગ્રેજ સેનાથી કાંઈ ચાલ્યું નહિ ને પડાવ નાંખી પડ્યા રહેવું પડ્યું, જ્યારે નવાબની સેના કિલ્લા બહાર આવી તેમનો ઘાણ કાઢતી. ઊલટું નવાબનો એક ગોરો સિપાઈ જાત પર ગયો. તે પહેલાં કંપનીનો નોકર હતો ત્યાંથી નાસી આવી નવાબની નોકરીમાં પેઠેલો. મને જો નાસી જવા બદલ માફી આપો તો તમને નાળું ઓળંગવાની ખાસ જગાનો ઘાટ બતાવું, એમ કહી એક રાતે તે શત્રુદળમાં પહોંચ્યો. નવાબની સેના અતૂટ કિલ્લેબંધીના ગર્વથી

મીર કાસમને હરાવતી એક ત્રીજી વસ્તુ પણ આ જ વખતે બની, જે સામાન્ય ઇતિહાસોમાં જોવા નથી મળતી. તે એ કે, બંગાળ બિહારમાં કેટલાય મોટા માણસો એવા હતા કે જે સ્વતંત્ર નવાબને ચાહતા હતા. તેમણે જોયું કે, બળનો પ્રયોગ તો હવે ફાવે એમ નથી, એટલે તેઓ ભેદ રમવા લાગ્યા. તેમણે બનતી યુક્તિ કરી અંગ્રેજ કંપનીના લશ્કરમાં ફૂટ પાડવા પ્રયત્ન કરવા માંડ્યો.

આવી ફૂટને માટે અનુકૂળ સંજોગ પણ નીપજ્યો તે એ કે, આ જ અરસામાં અંગ્રેજ ગોરી તથા દેશી સેનામાં બળવો જાગ્યો. કંપનીના મુલ્કી નોકરો પેઠે જ ફોજી સંગઠન પણ મળતર અને લોભ પર જ મુખ્ય હતું. નવાબ-પલટાથી કંપનીના મુલ્કી અમલદારો ખાટે તો અમે લશ્કરી કેમ નહિ? — આ ભાવનાને સંતોષવા મીર કાસમ સામેના યુદ્ધ વખતે લશ્કરને સાંત્વન આપેલું કે, લડાઈ જીતે તમને રાજી કરીશું. લડાઈ જિતાયા બાદ પણ જ્યારે તેમાંનું કાંઈ નિશાન દેખાયું નહિ ત્યારે સહેજે અજંપો જાગ્યો. આથી ભેદનીતિનેય સારો લાગ મળ્યો. બળવાની શરૂઆત ગોરાઓએ જ કરી. આખી ટુકડી શત્રુ તરફ ભાગી નીકળી. માંડ માંડ તેને રોકી. મીર જાફરે તત્કાળ એક લાખ રૂપિયા વહેંચવા કાઢ્યા, ને બીજા વધારે થોડા દિવસ પછી, એમ કહી બન્યા તેટલાને વાર્યા. આ પ્રમાણે પણ, છતાં કેટલાક ગોરા તો ચાલ્યા ગયા.

પછી દેશીઓનો વારો આવ્યો. તેમના બળવાનું કારણ ખાસ જોવા જેવું છે; તે અપમાન કારણ આજ સુધી હિંદી લશ્કરને કપાળે ઓછુંવત્તું ચાલુ છે. જે રૂપિયા વહેંચાયા તેમાં ગોરા અને કાળા — સમાન દરજ્જાના હોવા છતાં — તેમના ગળતરનું ધોરણ જુદું જુદું હતું. 'સારજંટ, તોપચી ૯૦ રૂ., પછીના દરજ્જાને ૬૦, પછી ૪૦. આ ધોરણ ગોરા માટે. કાળા હવાલદારને ૧૨, નાયકને ૯, ને સિપાઈને ૬.' દેશી પલટણે વિચાર કર્યો કે, ગોરા પેઠે આપણે ન વર્ત્યા તેથી આ અપમાન? તેઓની ટુકડીઓએ પણ સામેના પક્ષ ભણી ચાલવા માંડ્યું. તેમને જેમ તેમ કરી, કાંઈક વધુ આપી, રોક્યા. એમ એક મોટી આપત્તિ તે વારે તો ટળી. પરંતુ અંગ્રેજ લશ્કરી સંગઠનનો પાયો ફરી તપાસવો પડે એવી આ વાત હતી.

કલકત્તા કાઉન્સિલ, કોઠીના નોકરો, ને લશ્કર, કંપનીનું આખું તંત્ર, તેના અંગે અંગે, એકસરખું સડેલું હતું; છતાં તેમાં કાંઈક શિસ્ત હતી, તેથી જ મીર કાસમ જેવા સામે તે તૂટી ન પડયું. સામેથી કહી શકાય કે, આવા પોલા તંત્રને તોડી નાંખવા જેટલાં એકસંપ ને યોજનાશક્તિ ત્યારના દેશી તંત્રે ન દાખવી, એમાં જ એની હાર અને ત્યાર પછીની પરવશતાનું કારણ છુપાયું છે.

શુજાએ હવે બિહાર પર ચડાઈ કરવાનું કામ ઉપાડયું. જબરું લશ્કર એકઠું કર્યું. શાહઆલમ, મીર કાસમ ને પોતે તેની સાથે થયા. અંગ્રેજોને 'પટણાની કતલ' — એલીસ વગેરેને મળેલો દેહાંતદંડ સાલતો હતો; તેથી તેઓ મીર કાસમ અને સમરુનો કબજો શુજા પાસે માગતા હતા. શુજાએ પરદેશીઓની આ ધૃષ્ટતાનો ઘટતો જવાબ આપ્યો કોઈ સ્વમાની રાજા શરણાગતને માટે એમ જ કરે. મીર કાસમ કોઈ ભાગેડુ ચોર નહોતો; તે બંગાળનો સૂબો હતો. ને બાદશાહ તથા વઝીર તેને પાછો તે ગાદી પર બેસાડવા અંગ્રેજ કંપની સામે જતા હતા. શુજાએ કહ્યું, 'આ બધું શું માંડયું છે? આ બધી લુચ્ચાઈ હવે બંધ કરો, રાજકાજમાં માર્યા ન મારો, ને પહેલાં પેઠે વેપાર સંભાળીને રહેવું હોય તો રહો.' આ બહાદુરી ભર્યાં અને ન્યાયી કહેણને અમલમાં લાવવા જેટલી દક્ષતા ને શિસ્ત સંગઠન દેખાડયાં હોત તો કેવું! પણ તેની સેનામાં તેનો જ અભાવ હતો.

સામે જુઓ તો, વાઘે હવે લોહી ચાખ્યું હતું. અંગ્રેજો ગોરા પ્રતિસ્પર્ધી તરફથી નિષ્કંટક બન્યા હતા, અને તેમને વગર મૂડી ને વગર વિઘ્ને કરોડોનો વેપાર કરવાનો રાજમાર્ગ લાધ્યો હતો. એના પ્રેર્યા તેમણે ફરી બાદશાહ સામે બળવો કર્યો. અંગ્રેજ સેના શાહી લશ્કર સામે લડી. અઝીમાબાદ મુકામે પહેલી ઝપાઝપી થઈ તેમાં શુજા પૂરો ન ફાવ્યો; તેના સાથીઓએ મન મૂકીને ધસારો ન કર્યો; પાછા પડી તેને બકસર મુકામે પડાવ નાંખવો પડ્યો. કે જ્યાં પછી આખરી યુદ્ધ ખેડાયું.

અહીં હવે તેણે મીર કાસમને જ કેદ કરી તેનાં ધનમાલ લૂંટી લીધાં; તેના ગોરા લશ્કરને ને સમરુને ફોડી પોતાનાં કરી લીધાં. મીર કાસમને અંગ્રેજને સોંપ્યો નહિ એટલું જ બાકી રાખ્યું.

અંગ્રેજની દેશી સેનામાં ફૂટનું વળી એક છમકલું થયું. (જૂન ૧૭૬૪). આ વેળા મનરો સેનાપતિ થયો હતો. જુદી ચામડીની દેશી જ સેના હતી તેથી કે સખત હાથે કામ લેવા, — કોણ જાણે, — મનરોએ ૨૪ જેટલા આગેવાનોને પકડી તોપને બારે ઉડાડવા પ્રદર્શન ગોઠવ્યું. ચાર જણને તોપે બાંધ્યા. ત્યાં જ બીજા ચાર આગળ આવ્યા ને કહે, ખરા આગેવાન અમે છીએ, આ શિક્ષા પહેલી ભોગવવાનું માન અમને આપો. પેલાને છોડી આમને બાંધવામાં આવ્યા, ને તે ચારને ઉડાડી મૂક્યા. પછી પહેલા ચારને પૂરા કર્યા. જોનાર સિપાહીઓ આ ધન્ય દૃશ્ય જોઈ રડવા લાગ્યા ને કહ્યું, હવે આ કારમી કરણી બંધ કરો. પણ મનરોએ ગોરા લશ્કરને તેમની ઉપર તૈયાર ગોઠવી દઈ ધાકથી દબાવી દીધા. પાસે બીજી છાવણીમાં દાખલો બેસાડવા ચાર જણને ત્યાં તેમના દેખતાં તોપે ઉડાડ્યા.

આમ ફૂટ પરવારી મનરો શુજા સામે હવે ચાલ્યો. શુજાએ મીર કાસમને છૂટો કરી દઈ રવાના કર્યો; તે રોહિલખંડ થઈ દિલ્હી તરફ નાસી ગયો. એમ શુજાએ આશ્રિતને જીવતદાન તો આપ્યું જ. પણ મનરો સામે તે પૂરો હાર્યો, ને તેને અંગ્રેજો જોડે સંધિ કરવી પડી.

હિંદના નસીબે ચોંટેલી આંતરફૂટ અહીં બક્સરના યુદ્ધમાં પણ જણાઈ: બાદશાહે વિચાર્યું કે, અંગ્રેજો અને મીર જાફર જબરા હોઈ તેમની જોડેની સારાસારીમાં લાભ છે. એટલે પોતે રણમેદાન પર હયાત છતાં લડ્યો જ નહિ ! બાબરના ઘરના પતનને હદ નહોતી રહી. આમ આ છેલ્લા દાવમાં પણ મીર કાસમ હાર્યો; અને અજ્ઞાતવાસમાં રવડી રવડીને દિલ્હીમાં એક ફકીર તરીકે ઈ. સ. ૧૭૭૭માં મરેલો મળ્યો ત્યારે તેના ધૂળમાં ગ્ગદોળાતા મડદાને દાટવાના પણ સાંસા હતા ! એમ સિરાજુદ્દૌલા જેમ બંગાળનો બીજો સ્વમાની નવાબ મીર કાસમ ગયો.

બંગાળના પછીના નવાબોનો ઇતિહાસ એક જ વિગતથી કહી દેવાય: નવા નવાબે અંગ્રેજ શેઠોનાં દાપાં ચૂકવવાં અને એક પછી એક પોતાના રાજહક્કો છોડતા જવું. મીર જાફર ૧૭૬૫માં ગયો. તેની પછી તેનો છોકરો નિઝામુદ્દૌલા નવાબ થયો. એનો મોટો છોકરો મિરાન કરીને હતો. તે પણ અંગ્રેજોની રાજરમત પામી ગયો હતો ને તે બાબ

પોતાથી બનતું કરી દેશને છોડાવવા ચાહતો હતો. અંગ્રેજોને એની જોડે ન ફાવે એ ઉઘાડું છે. તે મરી ગયો હોવાથી તેનો ભાઈ ગાદીએ આવ્યો, તે પેટે, ૩૫ લાખ રૂપિયા દાપાં ચૂકવ્યાં. તે થોડા જ વખતમાં કમોતે મર્યો. કહેવાય છે કે તેને ખાધામાં ઝેર અપાયું હતુ. ત્યાર પછી આ નામની નવાબી થોડાક વર્ષ ચાલી. પછી તે પણ બંધ થઈ. ઉત્તરોત્તર, અંગ્રેજો એમની સત્તા, ધન, અને આબરૂ તથા માન-મરતબાની હજામત કરતા જ ગયા; એ દુઃખદ કથાની વિગતોમાં ઊતરવાની જરૂર નથી. ઇતિહાસપ્રવાહમાં સાર એટલો રહે છે કે, પૂર્વમાં બંગાળ, બિહાર અને ઓરિસ્સા તથા મદ્રાસમાં ઉત્તર સરકાર હવે અંગ્રેજોની માલકીના થતા હતા. હિંદના નકશામાં લાલ રંગનાં એ બે ચાઠાં પાકે પાયે બેઠાં.

## ૧૨

## માર્ગ મોકળો થયો

હિંદુસ્તાનનો આટલે સુધીનો ઇતિહાસ લખનાર એલેક્ઝેન્ડર ડો કંપનીનો એક નોકર હતો. શાહઆલમનો એ મિત્ર હતો. ફારસીમાંથી એણે આ ઇતિહાસ ઉતાર્યો છે. ઈ. સ. ૧૭૬૪ સુધીનો હિંદનો ચિતાર આપીને અંતે, તે પરથી તેને સૂઝતા કેટલાક વિચારો એ ઈ. સ. ૧૭૬૭માં નોંધે છે હવે પછી આવતો હિંદનો ઇતિહાસ સમજવાને માટે એ નોંધવા જેવા હોઈને, તે આ પ્રકરણને અંતે ઉતાર્યો છે. તેમાં કરેલાં વિધાનો (જેમ કે, દેશી રાજાના જુલમો ને અંગ્રેજોની ન્યાયનીતિ!) અત્યુક્તિ ભરેલાં ને ભ્રામક છે. પરંતુ, આખા કથનમાં સારરૂપે રહેતી વસ્તુ પૂરતો આ ઉતારો નોંધપાત્ર છે. બાકી અંગે એક આબાદ કયાસ તરીકે પણ તે કીમતી છે, અને હિંદીઓને માટે આજે પણ એટલો જ બોધક છે

"થોડાક શબ્દોમાં અત્યારની હિંદની સ્થિતિનો સામાન્ય ખ્યાલ આપવા અમે પ્રયત્ન કર્યો છે. આ વિષે સ્વાભાવિકપણે જે વિચારો ઊઠે છે તે લખતાં તો એક ગ્રંથ થઈ જાય. છતાં જે કહ્યું છે તે પરથી એટલું ઉઘાડું દેખાય છે કે

"થોડીક વ્યવસ્થિત કાયમી સેના હોય તો હિંદુસ્તાનનો વિશાળ પ્રદેશ પરાસ્ત કરી દેવાય ૧૦ હજાર ગોરું પાયદળ અને તેની સાથે કંપનીની નોકરીનું દેશી લશ્કર, આટલું હોય તો આખા હિંદને જીતી લેવા માટે તે પૂરતું છે એટલું જ નહિ, પરંતુ તેની સાથે ઘટતી રાજનીતિ હોય તો યુગો સુધી તેને બ્રિટિશ તાજના (appendage) છોગા તરીકે સાચવી રાખી શકાય હિંદના રહેવાસીઓનાં સ્વભાવ અને ખાસિયત ન જાણનાર લોકને, પહેલી નજરે આ વિચિત્ર લાગશે; પરંતુ જેમણે આ બે વસ્તુઓનો ધ્યાનથી વિચાર કર્યો છે, તેમને આ વાત વહેવારુ જ નહિ, સહેલી લાગે છે

"હિંદીઓ તેમના દેશી રાજાઓને હાથેથી જે ગુલામી અને જુલમ વેઠે છે, તેની તુલનામાં બ્રિટિશ રાજના ન્યાય અને નિયમબદ્ધતા તેમની દૃષ્ટિમાં ઘણાં ગમવા જેવા લાગે છે દેશમા મહાન પુરુષોને હલકામાં હલકા ગુલામોના કરતા પણ, દેશપ્રેમ વિષે, વધારે ખ્યાલ નથી, અને જેમને લોકો જુલમી ગણે છે એવા રાજાઓ પ્રત્યે તેમને મહોબત હોઈ ન શકે ભાડૂતી લડી ખાનારાઓની દેશમા એવડી મોટી સંખ્યા છે કે, હિંદના વિશાળ પ્રદેશની વસ્તીનો ચોથો ભાગ તેઓનો છે. નક્કી કરાયેલી રકમનો ત્રીજો ભાગ પણ તેમને હિંદના રાજાઓ કદી પગાર કરતા નથી; આથી તેઓ અસંતુષ્ટ અને ખળવાખોર બને છે પરંતુ જે રાજસત્તા તેમને નિયમિત પગાર આપી શકે, તેની નોકરીમાં જરૂરથી તેઓ આજ્ઞાંકિત, વફાદાર અને બહાદુર નીવડે

"હિંદ જેવા દેશમાં, કે જ્યાં બધા ધર્મ સહી લેવાય છે, ત્યાં બ્રિટિશ લોકો સામે, તેમના ધર્મને કારણે, લોકોને કશો વાંધો હોઈ શકે નહિ. લશ્કરમાં ભરતી થાય તે હિંદુ ને મુસલમાનોની સરખી હોય, જેથી એકબીજા ઉપર અરસપરસ કાબૂ રહે; અને ગોરાઓની નાની સંખ્યા તે બેઉ ઉપર પૂરતી કાબૂરૂપ થશે બધી પલટણોના ઉપરી અમલદારો પૂરેપૂરા ગોરાઓ જ રાખવા જોઈએ તેઓ જો પોતાની ફરજ બરોબર બજાવશે અને ન્યાયથી પોતાની સેનાના માણસો જોડે વર્તશે, તો યુરોપમા જન્મેલા લોકના કોઈ પણ લશ્કર કરતાં, તેઓ પોતાના એવા અમલદારોની જાત પર વધારે ગાઢી પ્રેમગાંઠથી બંધાશે પરંતુ જો સિપાઈઓ જોડે ન્યાયથી ન વર્તાયું તો, બધા દેશો જેમ આ દેશમાંય, માનવસ્વભાવ જુલમની સામે ઊઠશે અને ઊઠવો જોઈએ

"અત્યારે, સિપાહીઓના કાળા અમલદારો તેઓમાંથી જ ચડતાં ચડતાં થાય છે આ સંગીન નીતિ છે ને તે ચાલુ રાખવી જોઈએ કુલવાન અને વગવસીલાદાર માણસો, તેમના આ સંજોગને લઈને, (લશ્કરી) નોકરીમાં આવતા અચકાય છે તેથી કરીને, આ કાળા અમલદારો પૂરેપૂરાં આપણાં પેદાં છે — આપણે જ તેમને પાયરી પર આણ્યા છે; આપણી સાથે થવામાં જ

તેમને કાંઈ પણ સત્તા કે મોભો મળી શકે એમ છે; કારણ કે, એક નીચો કે હલકો માણસ ગમે તેટલી લશ્કરી કવાયત ને શિસ્ત મેળવે, પરંતુ તેથી કાંઈ તેને એવું વજન નહિ મળી શકે કે જેને જોરે તે હિંદીઓના લશ્કરને લડવા ખડું કરી શકે એટલે, આપણા લોકને તેઓ કદી નહિ છોડે

"હિંદ જીતવાથી આ દેશને થનારા ફાયદા તો સ્પષ્ટ છે. સરકાર ઇચ્છે એટલું રાષ્ટ્રીય દેવું ચૂકતે કરવાનું તો એથી સધાશે. નાણાંની છત થવાથી જો જીવનની જરૂરિયાતો ને સવડોના ભાવ ચડે, તો બીજી બાજુએ ગરીબો ઉપરના ઘણાખરા કર જવાથી તેઓ તેમને ખરીદ કરવા માટે વધારે શક્તિવાળા થશે

"પરંતુ કેટલાક ગંભીર નીતિવાળાઓ કહે છે, ન્યાય અને માનવતા જોડે પણ આવી યોજના શી રીતે સંગત થાય? આ વાંધામાં કશું વજન નથી અત્યારે હિંદુસ્તાન પક્ષાપક્ષીથી છિન્નભિન્ન છે . બાદશાહના સમયમાં એક જુલમગાર હતો, આજ દેશ હજારોથી પીડાય છે તેથી આ નાનાજાના જુલમગારોને નીચે દસરડી પાડવાથી ન્યાય ને માનવતાનું કામ ઊલટું આગળ વધારાશે . . ."

આજ અનુભવે આપણે કહી શકીએ કે, આ ટૂંકા નિવેદનમાં અંગ્રેજોની આજ સુધીની નીતિનો સાર આવી જાય છે. ગોરાનો લોભ ને લાભ, અને તેની જ સાથે પોતાના 'ગુરુપદનો ભાર' — બેઉ વસ્તુ, જે આજેય અંગ્રેજ મુત્સદ્દીઓ ગાતાં થાકતા નથી, તેનાં મૂળ ૧૭૬૭ માં લખનાર તેમનો જાતભાઈ ત્યારે કહી ગયો છે!

## પુરવણી

ઇતિહાસ-પ્રવાહમાં આટલે આવતાં, આ વર્ષો દરમિયાન બની રહેલો હિંદનો નકશો નજર તળે કરી લેવો જોઈએ. ઔરંગઝેબ ૧૭૦૭માં મરણ પામ્યો ત્યારે તેનું રાજ્ય કુલ ૨૧ સૂબા જેટલું પસર્યું હતું. તેમાંના ૧૪ સૂબા (ઉત્તર) હિંદુસ્તાનમાં આવેલા હતા :— આગ્રા, અજમેર, અલ્હાબાદ, બંગાળ, બિહાર, દિલ્હી, માળવા, મુલતાન, ઓરીસા, અવધ અને સિંધ. બીજા ૬ સૂબા દખ્ખણમાં હતા :—ઔરંગાબાદ, વરાડ, બીડર કે તેલંગણ, બિજાપુર, હૈદરાબાદ, અને ખાનદેશ. ૨૧મો સૂબો કાબૂલ વાયવ્ય સરહદ પર હતો. આમાંનો એક કીમતીમાં કીમતી બંગાળ બિહારનો સૂબો અંગ્રેજોને હાથ પડ્યો. અવધનો નવાબ-વઝીર કંપનીને શરણે થયો એટલું જ નહિ, નામનો દિલ્હીપતિ પણ ગયો. અંગ્રેજોના એક જાગીરદાર જેવો એ બની રહ્યો; અને અન્યાયપૂર્વક સામે થઈ મેળવેલી હકૂમતને તે લાચાર બાદશાહે મહોર મારી!

## ખંડ ૭ મો

# વેપારીનું ધણિયાપું

"અંગ્રેજોની કંપની આ દેશની રાજા પણ છે અને વેપારી પણ છે. વેપારી તરીકે તે દેશના વેપારનાં બધાં સ્થાનો કબજે કરી બેઠી છે, અને રાજા તરીકે તે દેશની બધી મહેસૂલ ઓહિયાં કરી જાય છે દેશની મહેસૂલમાંથી જ આ દેશનો માલ ખરીદી, ઇંગ્લંડમાં વેચીને તે વેપાર ચલાવે છે. . . . કંપની સરકાર જે નાણું લઈ જાય છે અથવા જે વેપાર ચલાવે છે, તેમાંથી દેશને એક પાઈ પણ પાછી મળતી નથી. . પહેલાં જે જે માર્ગે દેશમાં નાણું આવતું તે બધા માર્ગ કંપનીએ પોતાના હાથમાં લઈ લીધા હોવાથી, તેમ જ દર વર્ષે કંપની કાંઈ પણ બદલો આપ્યા વિના દેશમાંથી વધારે ને વધારે પ્રમાણમાં નાણું પરદેશ ઘસડી જતી હોવાથી, થોડાં વર્ષમાં તો દેશમાંથી તમામ નાણું સાફ થઈ જશે "

–સર જૉન શોર

"હિંદના બ્રિટિશ સૂબાઓનો વહીવટ જુદા જ ઇતિહાસની સામગ્રી છે. તેથી અહીં અમે એ વિષયમાં નહિ જઈએ, કેમ કે તેમને વિષે જરાક સરખું કહેવાથી, તે મહાન પુરુષોએ કેટલાય અન્યાયપૂર્વક જે કીર્તિ મેળવી છે, તેમાંથી કાંઈક આછે કમી કરવા જેવું થાય "

–ડૉ કૃત 'હિસ્ટરી ઑફ હિંદુસ્તાન' ૨, પા ૪૦૫,

૧. ક્લાઇવ પાછો આવ્યો
૨. દીવાની મેળવી
૩. નોકરશાહીનો પાયો
૪. દીવાનીએ ખેડૂતની દશા કરી!
૫. ૧૭૭૦નો દુકાળ
૬. દક્ષિણનું ટેકડું
૭. દેશી વેપાર-પ્રવાહ પર અસર

## સાલવારી

૧૭૬૫ મીર જાફરનું મૃત્યુ; નવો નવાબ આવ્યો.
(મે) ક્લાઇવ બંગાળનો ગવર્નર થઈને આવ્યો.
(ઓગસ્ટ) બંગાળ-બિહારની દીવાની મળી.
૧૭૬૭ હૈદરઅલી સાથે યુદ્ધ
„ ક્લાઇવ પાછો વિલાયત ગયો.
૧૭૭૦ બંગાળનો દુકાળ.

# ૧

## ક્લાઈવ પાછો આવ્યો

આમ ત્યારે હિંદને પરદેશીઓથી પ્રસાતો બચાવવાનો છેલ્લો પ્રયત્ન અફળ ગયો, અને અંગ્રેજ વેપારશાહી પાકે પાયે હિંદમાં બેઠી. અણધારી રીતે જ, નસીબ જોગે, તેઓએ યોગ્ય જગાએથી જ તેને પ્રસવાનું શરૂ કર્યું હતું. બંગાળમા જ તેઓ ફાવી શકત; મદ્રાસ કે મુંબઈમાં તેવો મોખો નહોતો, કેમ કે દક્ષિણમાં હૈદરની ને પૂર્વમાં મરાઠાઓની સત્તા તે વખતે મચક આપે કે ચસે એવી નહોતી. પરંતુ અંગ્રેજોએ હિંદનું રાજદારી પોલ જોઈ લીધુ હતું; તેમાં પેસવાની પદ્ધતિ પણ હાથ આવતી ગઈ હતી. પોતે હિંદમાં માગ પામી શકે છે એ એમને ખાતરી થઈ હતી. તે ખાતરીથી હવે કંપની પોતાના પગ ઉપાડે છે—ને તેને માટે એક પછી એક લાયક માણસો તેને મળી રહે છે. આ પણ એક સુયોગ જ ગણાય.

જે રાજરમત ક્લાઈવે ૧૭૫૬માં આરંભી હતી, તેનાં માઠાં ફળ કદાચ તેણેય નહિ કલ્પ્યાં હોય, એવાં નિંદ્ય અને અસહ્ય આવ્યાં, —બંગાળની દુર્ભાગી પ્રજાને માટે જ નહિ, પણ એક રીતે જોતાં અંગ્રેજોને માટે પણ. કેમ કે, તેઓ તેમનાં કરતૂકોથી હિંદની પ્રજામાં સારી આબરૂ કમાયા નહોતા. વિલાયતની બ્રિટિશ સત્તાએ આ જોયું. તેમણે ૧૭૬૫ના પોતાના એક ખરીતામાં સ્પષ્ટ લખ્યુ છે કે, પોતાની આવક અને પોતાની પ્રજાના વેપારનો નાશ કરે એવી જકાતમાફી તે કદી કોઈ સરકાર આપે? 'આવી જાતનો અર્થ તો અમે કદી સાંભળ્યો નથી; અમારા નોકરોએ જ પહેલી એની શોધ કરી અને પછી બળજોરીથી એનું સમર્થન કર્યું. . . . ટૂંકમાં, (જકાતમાફીનો) એવો હક સ્થાપવા માગનારા લાંબી લાંબી જે દલીલો કરે છે તે પરથી અમને એટલું જ લાગે છે કે, તેમને ન્યાય નથી જોઈતો, પરંતુ

તેમનામા જે સદ્ગુણુ ખૂટે છે તે જોઈએ છે, દેશની શાંતિને તથા કંપની પ્રત્યેની પોતાની ફરજને વિરોધી એવા સાધનો દ્વારા, એકદમ મોટું ભવિષ્ય કમાઈ લેવાની લાલચ પૂરી કરવાનુ પોતાનુ મન તેઓ રોકી શકતા નથી, તે રોકવાનો ગુણ એમને જરૂરી છે . . અમે આશા રાખીએ છીએ કે, (બંગાળ સમિતિના સભ્યો) દેશી રાજસત્તાઓમા અમારી આબરૂ પાછી આણશે, અને જુલમ તથા લોભને અમે ધિક્કારીએ છીએ, એમ તેમને ખાતરી કરાવશે.'

આ આખા જુલમી ધમસાણના કામ્સ્તાન કરનાર ક્લાઈવ પણ આટલું તો કબૂલ કરે છે કે,

> "હુ એટલુ જ કહીશ કે, અરાજકતા, ગોટાળો, લાચ રુશ્વ અને બળજોરીથી ઉચાપત, એ તો બંગાળ સિવાય બીજા કોઈ દેશમા કદી જોયા કે સાભળ્યા નહોતા, અથવા તો આટલી બધી અન્યાયી અને લૂંટખોર ચીન આટલા બધા ભવિષ્ય પણ કદી રળાયા નહોતા"

તોફાનીના ટોળાની શિસ્ત સભાળવા તેના જ નાયકને* નીમવો ઉત્તમ, એ ન્યાયે કંપનીના આ અરાજકના આરંભનાર ક્લાઈવને જ ડિરેક્ટરોએ ૧૭૬૫મા બંગાળના ગવર્નર તરીકે મોકલ્યો. તે સિવાય એમનો બીજો આરો નહોતો, કારણ કે ક્લાઈવે ઊભી કરેલી ભૂતાવળ તે જ મંતરી શકે તેમ હતુ.

નવાઈની વાત છે કે, હિંદની ત્યારની દેશી સત્તાઓમાની એકે સત્તા ગોરા વેપારીએ કરી મૂકેના આ અરાજકને રોકીને તેની જગાએ વ્યવસ્થિત રાજસત્તા સ્થાપવા વિચારતી નથી. આની કાયદેસર જવાબદારી નમાલા મોગલ બાદશાહની હતી, તે તો બેવકૂ નીવડી બેઠો. બક્સરમા જે ભાગ એણે ભજવ્યો હતો, તે પરથી તેણે પોતાનું સાચું રૂપ અંગ્રેજોનેય દેખાડી દીધુ હતું ત્યારે અજેય જેવો જબરો મનાતો અવધનો નવાબ પણ હાર્યો, એટને બંગાળની સરહદે પડેલી દેશી સત્તા પણ ખૂટી હતી રહ્યા મરાઠાઓ કે જે આ દૂરના પ્રાંત સુધી પોતાની ચોથનો હક કરતા તો આવતા હતા, પરંતુ એમણે આટલા જ હક ઉપરાંત વ્યવસ્થિત રાજ કરવાનો હક ક્યારેય દાખવ્યો નહોતો અને

* જુઓ થોમ્સન ગેરેટ પા ૯૫

ઈ. સ. ૧૭૬૧માં પાણીપતનો ફટકો તેમને જેવો તેવો નહોતો લાગ્યો. વળી અહમદશાહ અબ્દલી* જેવો આવ્યો તેવો પાછો ગયો; પહેલાંના મુસલમાનો જેમ તેણે જો દિલ્હીમાં ગાદી સ્થાપી હોત તોય ઇતિહાસ જુદો રંગ પકડત.

ખુદ બંગાળમાં તો નવાબસત્તાનો બિલકુલ લોપ થયો હતો. કંપની નચવે તેમ નાચવાનું જ તેને ભાગે રહ્યું હતું. અને તેની કંગાલ પ્રજા આંતર ફૂટથી કાયર અને નેતા વગરની હતી.

આવા સંજોગોમાં ક્લાઈવ આવ્યો અને પોતાના કામનો પૂરો વિચાર કરીને આવ્યો. બંગાળ સોનાની મરઘી હતી ખરી; તેને છોડવાનો તો પ્રશ્ન જ નહોતો. પરંતુ એ જીવતી તો રહેવી જ જોઈએ — તો જ તે ઈંડાં આપી શકે. બેજવાબદાર અને બેવકૂફ અંગ્રેજો એ મરઘીને જ મારવા બેઠા હતા, તે તેમને ભાન નહોતું. તેથી એમના ઉપર કાબૂની જરૂર હતી. અંગ્રેજો 'નવાબ' બનવાની પડાપડીમાં હતા, તેમને ખામોશી શીખવવાની જરૂર ક્લાઈવ કબૂલ કરતો હતો. પરંતુ કંપનીએ હિંદમાં હવે કઈ રીતે કામ કરવુ એ બાબતમાં એના પોતાના જ વિચારો હતા, જે કંપનીના નહોતા. તેના જેવો દીર્ઘ-રાખુ સ્વભાવનો માણસ બીજાનું માને તેમેય નહોતો. અને વિલાયતના કંપનીના સંચાલકો તેના હાથમાં રમતા હતા; તેમની પાસેથી બંગાળનું ગવર્નરપદ લઈને ૧૭૬૫માં તે હિંદમાં આવ્યો, અને પોતાનું ધાર્યું કામ કરી ૧૭૬૭માં પોતાને દેશ પાછો ગયો. તે દરમિયાન તેણે શું કર્યું તે જોઈએ.

* બક્સરથી ન સતા મીર કાસમે પોતાની ત્યારની હતાશ દશામા પણ એનો વિચાર કર્યો કે, મરાઠાઓ અને અબ્દલી દ્વારા પણ જો કાંઈ થઈ શકે તો કરવું. ઉત્કટ સુધી હાર કબૂલ ન કરતા, પ્રયત્ન કરવાના લાગની નજર ફેરવતા રહેવાનો આ તેનો ગુણ પ્રશસ્ય કહેવાય મરાઠાઓએ ચુનાર સુધી આવવા જેટલું કર્યું, પણ ત્યાથી પાછા પડીને તેઓ ગ્વાલિયર જતા રહ્યા. અબ્દલીને તો હવે હિંદમા મદદની પણ આશા નહોતી· કેમ કે બક્સરમાં શુજા હાર્યો હતો; અને પંજાબમા શીખો તેની સામે હતા આમ ચોમેર મધ્યસ્થ સત્તાના અભાવની ભારે ખોટ જણાતી હતી

## ૨

# દીવાની મેળવી

ક્લાઇવને મુખ્ય બે કામ કરવાનાં હતાં: ૧. કંપનીનો સંબંધ દેશી રાજસત્તાઓ સાથે સ્પષ્ટ કરીને પાકો ગોઠવવાનો હતો; ૨ કંપનીના નોકરોને નિયમ તથા શિસ્તમાં લાવવાના હતા.

અને આ બે કામ કરવાની સાથે બંગાળ પ્રાંતમાં કંપનીને કારભાર સામાન્યપણે રાગે પાડવાનો હતો.

૧

કંપનીએ મદ્રાસ તથા બંગાળમાં જે રાજ્યક્રાંતિ કરી હતી, તેથી સ્વાભાવિક રીતે દેશી રાજસત્તામાં એ વિષે શંકા અને વિરોધનું વાતાવરણ ઉત્પન્ન થયું. બંગાળના નવાબને અવધનો નવાબ મદદ કરવા નીકળ્યો, એ તેથી જ. એવી જ દશા દક્ષિણમાં પણ થઈ હતી; તે પ્રકરણ અહીં બાજુએ રાખીને બંગાળનો પ્રશ્ન પ્રથમ જોઈએ.

આ શંકા અને અસ્થિરતાનું વાતાવરણ દૂર કરવા માટે, નામની છતાં મોગલ શહેનશાહતનું ફરમાન મેળવવું ઠીક થશે, એમ ક્લાઇવે હવે વિચાર્યું. બાદશાહ બકસરથી અંગ્રેજોના જ હાથમાં આવ્યો હતો. આ વખતે એ અલ્હાબાદ હતો. ક્લાઇવ ત્યાં તેને મળવા ગયો, અને બંગાળ બિહારની દીવાની કંપનીને આપવામાં આવે છે એવું ફરમાન મેળવ્યું. સાથે જ મદ્રાસમાં ઉત્તર સરકારનો કબજો કંપનીનો છે, અને કર્ણાટકનો હકદાર નવાબ મહમદઅલી છે, એમ ઠરાવતું ફરમાન પણ લઈ લીધું. આમ અત્યાર સુધી કંપનીએ ગમે તેમ વર્તીને કરેલા કામો ઉપર નામની છતાં મોગલ બાદશાહની મહોર મરાવી લીધી. અને એમ કરીને ત્યારના ધારાધોરણથી હિંદની એક કાયદેસર સત્તા અંગ્રેજ કંપની બની.

આ દીવાની એટલે શું તે જાણવું જોઈએ. આપણે જોયું કે, કંપનીનું કામ કરવા જે રૂપિયા જોઈતા તે નવાબો પાસેથી છીનવવા પડતા. અને મીર કાસમ જેવો વસમો નવાબ આવે તો તેમાં મુશ્કેલી પણ પડતી. આ અડચણ ક્લાઈવે તો ૧૭૫૭ પછી તરત જોઈ લીધી

હતી. તેથી ૧૭૬૦માં જતા પહેલાં એણે તો ઈંગ્લંડની સરકારમાં એક પત્ર પણ લખી દીધેલો કે, પ્રાંતનો કબજો આપણે જ કરી લેવો સારો છે, અને જો રજા આપો તો તેમ કરવામાં કશી અડચણો પડનાર નથી, અને કંપનીને પાગલાર લાભ થશે પણ એની રજા ન મળી.

પાંચ વર્ષે કુલ હક સાથે બંગાળના ગવર્નર તરીકે આવીને એ વિચારો હવે તે અમલમાં મૂકવા લાગ્યો. રાજ્યના લશ્કરી હક પછી બીજે મુદ્દાનો હક મહેસૂલી છે. દીવાની એટલે દેશની મહેસૂલ ઉઘરાવી લેવાનો હક. એટલે, મોગલે પોતાના ફરમાનથી એ હક અંગ્રેજોને આપ્યો. તે પેટે અંગ્રેજો ખંડણી તરીકે મોગલને વાર્ષિક ૨૬ લાખ રૂપિયા આપે એમ ઠર્યું. આમ કંપનીએ પ્રાંતનો લશ્કરી અને મહેસૂલી કબજો લીધો. વેપારી કબજો તો તેનો હતો જ.

બંગાળનો બાકીનો (ફોજદારી) વહીવટ કરવાનું નવાબને માથે હતું. તેના ખર્ચ પેટે તેને ૫૫ લાખ રૂપિયા કંપનીએ વરસે આપવા, એમ નવાબ જોડે ઠરાવ્યું હતું. વરસો જતાં જેમ જેમ નવાબ નવા આવતા ગયા, તેમ તેમ આ રકમમાં કાપ મુકાતો ગયો, અને છેવટે તે રકમ માત્ર ૧૬ લાખની રહી હતી, એ આપણે આગળ જોઈશું.

આમ ચૂકતે કર્યાં પછી બાકીના મહેસૂલના પૈસા કંપનીના થયા.* એમાંથી કંપની પોતાના ત્રણે ઇલાકામાં વેપારી તેમ જ લશ્કરી ખર્ચ ઉપરાંત વેપારની મૂડી કાઢતી. એટલે ૧૭મા સૈકામાં કંપનીને જે રોકડ મૂડીની ચિંતા હતી તે હવે ટળી. ક્લાઈવે લખ્યું છે કે, "દીવાની મળવાને કારણે હવે કંપનીને ૨૫૦ લાખ રૂપિયાની વાર્ષિક આવક થશે. ત્યાર પછીનાં વર્ષોમાં, તે નહિ નહિ તોય ૨૦ થી ૩૦ લાખ જેટલી વધશે પણ ઓછી તો નહિ જ થાય. અહીંના મુનશી અને લશ્કરી ખાતાનું ખર્ચ સામાન્ય રીતે શાંતિના વખતમાં કદી ૬૦ લાખથી વધારે આવતું નથી. નવાબને આપવાની રકમ તો ત્રણ

*રૉ (Hist. of Hindustan II, પા ૪૨૧) આ પૈસા કેટલા મળતા તે કહે છે- "૧૭૭૫ ના એપ્રિલમાં કુલ ૩,૩૦,૨૫,૬૬૮ સિક્કા રૂ. આવક થઈ તેમાંથી વહીવટનું ખર્ચ, બાદશાહની રકમ, ને નવાબનું વર્ષાસન જતાં કંપનીને ચોખ્ખા ૨,૦૫,૭૬,૬૬૮ રૂ. રહેતા હતા."

મહિના પછી જ ઘટાડીને ૧૨ લાખ જેટલી કરી નાંખી છે. મોગલ બાદશાહને ભરવાની ખંડણી ૨૬ લાખ છે. એટલે કંપનીને દર વર્ષે એક કરોડ ૨૨ લાખનો ચોખ્ખો નફો પડી રહેશે."

આમ દીવાની લઈને જે તોડ પાડ્યો, તેમાં જવાબદારી કશી ન વધી અને આવક આખી ખાવાની મળી! નવાબ રાજા ગણાય, છતાં તેને સત્તા નહિ; અને કંપની બધી આવક લે, છતાં તેને રાજ્યની જવાબદારી નહિ! આવી બેભરૂ નીતિને લીધે પ્રાંતની પ્રજાનો મરો તો ચાલુ જ રહ્યો. ફાવી માત્ર કંપની કે તેને હવે હિંદના પોતાના કારભાર માટે કશેથી નાણાંની જરૂર ન રહી. આથી સ્વાભાવિક રીતે કંપની વિલાયતમાં એક મોટી સત્તા બની ગઈ. કેટલાક ત્યાંના રાજ-કારભારીઓ એવા મતના હતા કે, કંપનીએ મેળવેલી આ સત્તા વિલાયતની સરકારે જ લઈ લેવી જોઈએ. પરંતુ એવી જવાબદારીમાં પડ્યા વગર ફોગટનો લાભ મળતો હોય તો શું કામ ન લેવો? તે પણ ક્લાઈવના દેશની જ સરકાર હતી! એટલે ઈસ્ટ ઇંડિયા કંપનીએ દર વરસે ૪ લાખ પાઉન્ડ વિલાયતની સરકારી તિજોરીમાં આપવા એમ આ વિષે ઠરાવ થયો (ઈ. સ. ૧૭૬૭), ને બંગાળનો કબજો કંપની પાસે રહેવા દેવામાં આવ્યો.

અવધના નવાબ શુજા જોડે શી ગોઠવણ થઈ તે પણ થોડાકમાં જોઈ લઈએ. બકસરમાં કંપનીને લડવું પડ્યું તેના ખર્ચ પેટે શુજાએ ૫૦ લાખ રૂ. આપ્યા, અને અંગ્રેજ કંપની જોડે કાયમી મૈત્રી જાહેર કરી. એટલે મરાઠાઓ સામે અંગ્રેજોને નિરાંતની ઢાલ મળી ગઈ, કેમ કે મરાઠા સત્તા એવી પ્રાંતિમાં સરહદ ઉપર જ હતી. અલ્હાબાદ ને આસપાસનો થોડો મુલક શાહઆલમ બાદશાહને અપાયો, ને તે ત્યાં અંગ્રેજોના આશરામાં રહેવા લાગ્યો. આમ અંગ્રેજોએ બંગાળથી આગળ એક પગલું ગોઠવી દીધું; અને જ્યારે જેવું ફરમાન જોઈએ ત્યારે તેવું મળવાની સગવડ પણ થઈ રહી. અંગ્રેજો ધારત તો દિલ્હી સુધી જઈ પહોંચત, અને એવું કહેનારા અંગ્રેજ સેનાપતિ તે વખતે હતા. પરંતુ ક્લાઈવે આ પેટું રોક્યું. કોળિયે કોળિયે જ ખાવું ફાવશે એમ એ સમજ્યો લાગે છે.

## ૩

# નોકરશાહીનો પાયો

અંગ્રેજ વેપારીઓને દાણચોરી કરતા રોકવા કરતાં, જે ખાનગી વેપાર તેઓ કરતા હતા અને દેશી લોકો પાસેથી લાંચ અને ભેટો લેતા હતા, તે રોકવાનું કામ કંપનીને વધારે જરૂરનું લાગ્યું હતું. કેમ કે, આ જાતની તેમના નોકરોની ગેરવર્તણૂકથી કંપનીની આબરૂ અને ધંધો બેઉ જોખમાતાં હતાં. આથી ક્લાઈવ ૧૭૬૫માં હિંદ આવ્યો ત્યારે તેની જોડે કંપનીના નોકરોને માટે નવું કરારનામું લઈ આવ્યો હતો. જૂના ચાલુ કરારનામામાં ખાનગી વેપારની છૂટ હતી, તે નવા કરારનામામાં રદ કરી હતી; અને ભેટ અમુક મર્યાદામાં અને કંપનીની રજાથી જ લઈ શકાય, એવો નિયમ મૂક્યો હતો.

હિંદ આવ્યો ત્યારે ક્લાઈવ આ કરારનામાનું કામ કડકાઈથી ઉકેલવાની હામ ભીડીને જ આવ્યો હતો. પરંતુ કલકત્તાની વ્યવસ્થાપક સમિતિના સભ્યો જ એની પર સહી કરવા તૈયાર નહોતા; અને આ કે તે બહાને તે કામને ટલ્લા જ મારતા હતા. એક સભ્યે તો એટલે સુધી કહ્યું કે, 'ભેટો બાબતમાં તો, આપણા પ્રમુખસાહેબ, લૉર્ડ ક્લાઈવનો પોતાનો જ માન્ય થઈ ચૂકેલો દાખલો છે.'*

સમિતિનો જવાબદાર ગોરો સભ્ય જ જો આવું ને આટલું બોલે તો નાના મોટા અને દૂર પડેલા અનેક બેજવાબદાર ને ખાઈ બદેલા ગોરા નોકરો તો શું જ સ્વીકારવાના હતા? તેઓ આ નવા હુકમને ગાંઠ્યા નહિ અને બળવો કર્યો. ક્લાઇવે વખત જોઈને તેને દાબી દીધો.

ખાનગી વેપાર બંધ કરાવવા બાબતમાં ક્લાઈવને જ એક મુશ્કેલી લાગતી હતી, અને તે નોકરોના નજીવા પગારની. એટલે કંપનીએ યા તો એમનો પગાર વધારવો જોઈએ; એ તો કંપની કરવા

* બાદશાહ પાસેથી તેને મળેલી જાગીર વિષે આ ટોણો હતો. તેની લાખોની આવક તેણે વરસો સુધી ખાધા પછી, મરતી વખતે કંપનીને તે પાછી સોંપેલી.

તેપાર જ નહોતી; અથવા પછી કોઈક રસ્તે નોકરોને વધુ મજૂર થવા દેવું જોઈએ. આ માટે કલાઇવે એક આબાદ યોજના કાઢી· "નીચલા દરજ્જાના લોકોએ લોભી ન થવું જોઈએ એમ તે માનતો. પરંતુ ઉપલા દરજ્જાના નોકરો સારી પેઠે ઉમરડવાના અધિકારી છે."* આ મુજબ, તેણે મીઠાના વેપારની આવક ઉપલા અમલદારોમાં વહેંચી આપી;+ અને નીચલા નોકરોનો પગાર કંપની ન વધારે તો તેમનો ખાનગી વેપાર, આંખ આડા કાન કરી, ચાલવા દીધો.

આમ એનું બીજું કામ પૂરું કરી કલાઇવ ૧૭૬૭માં પાછો ગયો.

છેવટે, અહીં એટલું કહેતા જવું જોઈએ કે, આજ જે 'સિવિલ સર્વિસ' કહેવાય છે, અને જેને હિંદના બ્રિટિશ રાજ્યનું 'પોલાદી ચોકઠું' કહેવાય છે, અથવા જેને રાજકારણી ભાષામાં 'નોકરશાહી' કહેવામાં આવે છે, તેની શરૂઆતની દશા કંપનીના આ નોકરોની હતી, કે જેમની બેલગામ દશા ધીમે ધીમે નાથવામાં આવી છે, અને જેમનામાં સુધારો કરી કરીને આજની તેમની સ્થિતિ આણી છે. આજ એ નોકરોને મોટા પગાર અને ભથ્થાં મળી ચૂક્યાં છે, અને હિંદના સ્વરાજ્યના પ્રશ્નમાં આ નોકરશાહીના વળતરનો અને પગારનો એક મોટો વાંધો પાડવામાં કે કાઢવામાં આવે છે. નવે રૂપે છતાં, મીર કાસમને જે સવાલનો સામનો કરવો પડ્યો હતો તે જ આ ગણાય.

---

* વિચારતા જણાશે કે, 'વસ્તુતઃ આ યોજના જ આજ હિંદમાં ચાલે છેઃ ઉપલા નોકરો ભારે મોટા પગારો ને ભથ્થા ખાય અને નીચલા નોકરો નજીવાજ પામે, એ જ સિદ્ધાંત આજે સરકારી તંત્રમાં ચાલે છે કલાઈવના દેશભાઈઓ ત્યારે જે તેની યોજનાથી નવાઈ પામ્યા; પછીથી એને જ માન્ય રાખે છે, તે આગળ જોઈશું. કલાઈવ દૂરંદેશી અંગ્રેજ હતો!

+ ગવર્નર તરીકે કલાઈવને ભાગે આ વેરાના ૧૭૫૦૦૦ પાઉન્ડ આવ્યા, તે તેણે પોતાનાં સગાંવહાલાંમાં વહેંચી દીધા એટલે કે, તેને પણ એ પોતા પાસે રાખવા જેવા ન લાગ્યા।

આ ગોઠવણ કંપનીને બિલકુલ નહોતી ગમી. પરંતુ કલાઈવ હતો ત્યાં સુધી તે બંધ ન કરી શકી, તેના ગયા બાદ જ એ અટકાવી શકાઈ।

# દીવાનીએ ખેડૂતની દશા કરી!

દીવાનીથી કેવી ખેજવાબદાર સત્તા કંપનીના નોકરોને મળી હતી તે જોઈ આવ્યા. અને તે નોકરો કઈ રીતે કામ કરતા તેય જોયુ. એ બે વસ્તુઓએ ભેગી થઈ ને બંગાળની અસહાય પ્રજાનુ કામ કાઢી આપ્યુ. કંપનીને એક જ સ્વાર્થ હતો અને તે વેપાર માટે મહેસૂલ વધે તે. તેના નોકરોએ હવે પોતાની બુદ્ધિ અને સત્તા તે તરફ વાળી. થોડાક આંકડા જોવાથી જ એનુ ફળ દેખાશે :

| સાલ | રાજ્યકર્તા | મહેસૂલની રકમ |
|---|---|---|
| ૧૭૬૨-૩ | મીર કાસમ . | ૬૪,૫૬,૧૯૮ |
| ૧૭૬૩-૪ | મીર જાફર | ૭૬,૧૮,૪૦૭ |
| ૧૭૬૪-૫ | ,, | ૮૧,૭૫,૫૩૩ |
| ૧૭૬૫-૬ | દીવાનીનું ૧ લુ વર્ષ | ૧,૪૭,૦૪,૮૭૫ |
| ૧૭૭૦-૧ | વ્યવસ્થિત અંગ્રેજી રાજ્ય થતા | ૨,૬૮,૦૦,૯૯૯ |

એટલે, ૧૭૬૨ કરતા ૧૭૬૫ મા લગભગ અઢી ઘણુ મહેસૂલ થઈ ચૂકયુ. શી રીતે? બંગાળની પ્રજા વધારે આબાદ થઈ હશે તેથી? ના; દીવાનીના વહીવટમાં જે ફેરફાર થયો તે એનું કારણ હતું, એમ સરકારી દસ્તાવેજો પરથી જોવા મળે છે. એથી શો ફેરફાર થયો તે એક દસ્તાવેજમાથી* જ જોઈએ

"અલી વર્દીખાનના સમયમા આજે આવે છે તેનાથી કયાય ઓછી મહેસૂલ તિજોરીમા આવતી. . . તે વખતે એવો રિવાજ હતો કે, માફક ધોરણે જમીનદારો સાથે અમુક માલગુજારીની રકમ ઠરાવાતી. નવાબ એ ઠરાવ પાળતો. જમીનદારને સ્વાભાવિક રીતે તેની જમીનમા રસ હતો, એટલે ખેડૂતોને તે ઘટતું ઉત્તેજન આપતો; જરૂર હોય તો તેમની પાસેથી સાથ મોકૂફ રાખતો અને વખતસર પોતાનુ સરકાર-ભરત આપવા માટે પૈસા ઉછીના લેતો. . . . સરકાર આપખુદ હતી;

* મિ બેચર આ વખતે કલકત્તા સમિતિનો સભ્ય હતો તેણે લખેલામાથી આ ઉતારો છે

અને દર વર્ષે મરાઠાઓ ચડી આવતા, જે હાથ આવ્યુ તે બાળતા ને નાશ કરતા, અને બિચારા લોકો બચવા સારુ મુખ્ય શહેરો, યુરોપિયન કોઠીઓ, વગેરેમા ભાગી જતા આમ છતા, ઉપરાતની આ પદ્ધતિ અને સ્વતત્ર વેપારને લીધે દેશ આબાદ હતો (એવો આબાદ કે) પોતાની માનગુજારી ઉપરાત, એક વાર કરોડ ને બીજી વાર અર્ધો કરોડ રૂપિયા જમીનદારો વગેરે વર્ગે નવાબની જરૂર જોઈને આપ્યા હતા

"અગ્રેજોને દીવાની મળી કે એમની પહેલી ચિતા એ લાગે છે કે, અહીંનો કપનીનો ખર્ચ અને દેશથી (વિલાયતથી) આવતા તેના તગાદા પૂરા કરવા સારુ, કેમ કરીને બની શકે એટલી વધુમા વધુ મહેસૂલ ઉઘરાવવી. જોઈતી રકમ જમીનદારો આપી શકે નહિ કે આપવા રાજી નથી, એટલે ઘણાખરા જિલ્લામા સરકારી મહેસૂલી ઠેકેદારો ('આમીન') મોકલવામા આવ્યા છે આ ઠેકેદાર આમીન જે જિલ્લામા પોતે જાય તે જિલ્લાને માટે અમુક નક્કી રકમ આપવા મહેસૂલી પ્રધાનો જોડે બધાય છે અને જે મોટામા મોટી રકમ આપવા બધાય, તેને સામાન્ય રીતે પસદ કરવામા આવે છે ગરીબ પ્રજાજનો માટે કેવી ઘાતક પદ્ધતિ આ છ! જે ભાગમાં પોતે ઉઘરાત કરે છે તેની જોડે જેવો સબધ કે પ્રજાહિતની માટે કુદરતી રસ હોતો નથી, અને વરસ બાદ આમીલપણું રહેશે કે કેમ એ પણ ખાતરી હોતી નથી. વખતસર પોતે ખીસ ભરે એટલે એમની કદર થઈ ચૂકી આને સારુ દેશને ચૂસવામા તે પાછા પડતા નથી અને પોતાને માટે પણ સારી રકમ મેળવી લે છે . વળી, નિમણૂકના સમય દરમિયાન એમના ઉપર કશો કાબૂ નથી હોતો એટલે પોતાની ઉઘરાનના વરસ દરમિયાન તે નિરકુશ હોય છે . અગ્રેજોને દીવાની મળી ત્યારથી, આવી ઘાતક યોજના પ્રમાણે, અને વધારે ને વધારે મહેસૂલના સતત તગાદાના વાતાવરણમાં મહેસૂલ ઉઘરાવવામા આવે છે '

આ કામ કરવાને માટે દેશી લોકો જ કામ લાગી શકે તેમની ઉપર દેખરેખ રાખવાને માટે 'સુપરવાઈઝર'* નીમવામા આવ્યા.

---

* જિલ્લાના ઉપરાતદારની આ જ પદવીને પછી 'કલેકટર' નામ અપાયું અને એ નામ આજ ચાલુ છે

આ પદ તો ભારે કીમતી થઈ પડે એ ઉઘાડું છે. હેસ્ટિંગ્ઝના (૬-૧-૧૭૭૩ ના) લખાણનો પુરાવો ટાંકી થોમ્સન ગૅરેટ એ વિષે (પા. ૧૧૦) લખે છે,

"ઝપાટાબંધ ભવિષ્ય મેળવી લેવાની અત્યાર સુધી શોધાયેલી યોજનામાં 'સુપરવાઇઝર'પણું, તો ઉત્તમોત્તમ યોજના જોવામાં આવી! સુપરવાઇઝર બનવાથી અમર્યાદ ખાવા મળે, એટલે પછી કોઈ કલકત્તા સમિતિનો સભ્ય થવા પણ પરવા નહિ કરતું! છતાં, ફેરફારો બાદ, આ યોજના પાછળથી ઇંડિયન સિવિલ સર્વિસ જેમાંથી વિકાસ પામી, એના બીજરૂપ વિચાર જેવી સિદ્ધ થઈ"

આમ દેશની મોટી વસ્તી જે ખેડૂત, કે જેઓ અત્યાર સુધીની અનેક રાજકીય ઊથલપાથલો છતાં, પોતાની આબાદી સંભાળી શક્યા હતા, તેમનાં બારણાં સુધી કંપનીના તગાદા પહોંચ્યા. માત્ર દેશી વેપારી જ નહિ, ખેડૂત વસ્તી પણ ભાગવા લાગી.

## ૫

## ૧૭૭૦નો દુકાળ

સુલતાની સાથે આસમાની પણ આવી ઈ. સ. ૧૭૭૦માં બંગાળમાં ને બીજે અનાવૃષ્ટિથી દુકાળ પડ્યો. સરકાર અને પ્રજા બેઉની કસોટી એનાથી થઈ. સરકારી તંત્રની અવ્યવસ્થા —વ્યવસ્થાનો લગભગ અભાવ—કારમી રીતે ઉઘાડાં પડ્યાં. પ્રજાની ધારણશક્તિ કેવી આખર પર આવી હતી, તે જણાઈ આવ્યું. 'આખી વસ્તીના ૩૫ ટકા અને ખેડૂતોની વસ્તીના ૫૦ ટકા ભૂખે ટળવળતા મરણ પામ્યા* અને તે વર્ષે સરકારે ૫ ટકા મહેસૂલ પણ ઓછું કર્યું નહિ', બલ્કે વધાર્યું' પણ લોક પાસે નાણું હોય તો વસૂલ પણ કરે ને? માત્ર ૫ ટકા મહેસૂલ જ મળી શક્યુ.

* ત્રીજા ભાગથી અર્ધા સુધી વસ્તી (કરોડ ઉપર સંખ્યા) મરી ગઈ અને ⅓ જમીન ખેડાણ વિના પડી રહી. એના દારુણ દુઃખની કથા વાંચતાં આંસુ આવે એવી નિર્લજ્જ ઘાતકતા તેમાં ભરી છે લોકો વરસોથી ચુસાતા હતા, લડાઈઓ અને વેપાર તેમને કચરી રહ્યાં હતાં આમ આસમાની અને

અનેક દયાધર્મી લોકોએ બહારથી રાહત મોકલી. પરંતુ એને અંગે ઇતિહાસમાંથી જાણવા મળે છે કે, તેમાં પણ અંગ્રેજ નોકરોએ નફાનો વેપાર સાધ્યો ! "મદદ માટે મફત વહેંચવાના જે દાણા આવતા, તે અંગ્રેજો પોતાના હાથમાં લઈ લેતા અને તે વહેંચી આપવામાં આવ્યા છે એવા ખોટા રિપોર્ટો કરી, તે દાણા મોંઘે ભાવે વેચી વેપાર કરતા."*

દુકાળ એવો કારમો હતો કે, લોભી અને નફાખોર કંપનીને પણ રાહત કાઢવા સુધી શરમાવું પડયું. પણ આવડા મોટા પ્રદેશને માટે, જ્યાંથી કરોડો રૂપિયા ખેંચાતા તેના દુઃખને સમયે, ૪૦ હજાર રૂપિયા કાઢયા ! અને તેના વહીવટમાં પણ અપાર ખાયકીની ફરિયાદો ઇતિહાસને ચોપડે નોંધાઈ છે. ડો. હંટર કરીને એક અંગ્રેજ લખે છે કે,

> એ કામમાં ક્રૂરતા દુષ્ટતા અને નીચતાનો જે દેખાવ નજરે પડે છે, તે જોઈને તો એમ જ થાય છે કે સરકારે મદદ કરવા નામની જે રકમ કાઢી હતી તે પણ લોકોના હાથમાં ખરેખર પહોંચી જ હશે

સુલતાનીમાં તેમની કેવી દશા થાય તેનો ચિતાર બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયે આ દુકાળ પરના તેમના ગ્રંથમાં આપ્યો છે*—

> 'લોકની રોકકળથી આકાશ જાણે રડતું હતું. પહેલું તો લોકોએ માગવાનું શરૂ કર્યું. પણ પછી કોણ એમને આપી શકે? તેઓ રોગવશ થઈ પડવા લાગ્યા. પછી તેમણે ઢોરઢાંખર ને હળલાકડાં વેચવા માંડ્યાં, સંઘરેલું બિયારણું ખાઈ ગયા, ઘરબાર ને જમીન વેચી, પછી તેમની બેટીઓ વેચવા માંડી. પછી બેટાઓ ને બાદ પત્નીઓનો વારો આવ્યો. પણ એમને લે કોણ? વેચનાર સૌ, પણ લેનાર કોઈ મળે નહિ ! ઘણા અસહાય લોકો પોતાનાં ગામડાં છોડીને ભાગ્યા ! એમ છોડીને જનારા નવા પરાયા પ્રદેશમાં ભૂખે રવડી મર્યા. જે ગામ છોડી ગયા નહિ તેઓ અપથ્ય ખોરાકથી ને રોગથી મૂઆ. રોગચાળો ફાટી નીકળ્યો, અને તાવ, કોલેરા ને બળિયા દેશમાં આરપાર હડીઓ કાઢવા લાગ્યા.'

> ૧૯૪૩માં એ જ બંગાળની આજ ૨૦મા સૈકામાં થયેલી દશા ઉપરથી જોઈએ, તો આ ચિતાર જરાય અત્યુક્તિવાળો ન જ લાગે. ત્યારે તો અંગ્રેજોને કોઈની શરમેય નહોતી ને સાધન પણ ઓછાં જ હતાં. આજે ઈંનું એમ જ લોક મૂઆ એમ દસ્તાવેજી પુરાવા છે.

* 'બંગાળ બેહાલ' પા ૭૩ જુઓ.

કે કેમ કારણ કે, એ આખું ખાતું દુકાળિયાઓને મદદ કરવાને આણેલા દાણા તેમને વહેંચવાને બદલે મોંઘે ભાવે વેચી વેપાર કરવાનું જ કામે કરતું હતું, અને નફાના બધા પૈસાથી પોતાનાં ખિસ્સા ભરતું હતું.”

અને બીજે વર્ષે ૧૭૭૧માં પણ મહેસૂલની રકમ તો ઊલટી વધી! અને બનતી બળજોરી વાપરી ઉઘરાવતાં છતાં, અર્ધી પણ જમા ન કરી શકાઈ.

૧૭૫૭ની જીત પછી કઈ જાતનું તંત્ર બંગાળામાં સરકારને નામે ફાલ કરતું હતું, તે આ છેલ્લાં થોડાં પ્રકરણો પરથી સમજાશે. ૧૭૭૨ સુધીમાં તેની કથા વિલાયતમાં પણ પહોંચી હતી. તે સુધારવા ત્યાંના લોકોએ શું કર્યું તે જોઈએ તે પહેલાં, મદ્રાસ ઇલાકામાં એક નવી પરિસ્થિતિ ઊભી થઈ હતી તે જોવી જોઈએ. કે જેને અંગે પણ ચુસાતા બંગાળને જ ઘસાવું પડ્યું હતું.

## ૬

## દક્ષિણનું કોકડું

બંગાળ કરતાંય દક્ષિણ ભારતમાં અંગ્રેજ કંપનીની સ્થિતિ વસમી હતી. ૧૭૬૩માં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે યુરોપમાં સંધિ થઈ, એટલે ગોરા વેપારીઓ વચ્ચેના ઝઘડાનો તો અંત આવ્યો; તેમની વચ્ચે થયેલી સંધિમાં બેઉએ મળીને સ્વીકાર્યું કે, સલાબત જંગ નિઝામ છે અને મહમદઅલી કર્ણાટકનો નવાબ છે. પરંતુ, બંગાળાની જેમ, અહીં પણ હવે તો અંગ્રેજ કંપનીએ નવો યુગ બેસાડ્યો હતો: તેણે દેશી રાજસત્તા જોડે હવે બાથ ભીડી હતી. કંપનીને માટે આ એક મોટી ક્રાંતિ જ હતી. અંગ્રેજ ઇતિહાસકારો બહુ મહેનત લઈને, એની જવાબદારી અંગ્રેજોની નથી, એમ બતાવવા વ્યર્થ મથે છે. કંપનીના સંચાલકોએ ઠરાવપૂર્વક નક્કી કરી આપેલી નીતિ ભલે એ ન હોય; પરંતુ આપણે જોયું કે, તેમના નોકર ક્લાઈવની તો એ જ નીતિ

નથી કે તેમની સામે ટકી શકે એટલે મુંબઈની રક્ષા સારુ પણ કવખતે મરાઠાઓને છંછેડવા સારા નહિ અને અનુભવે તે સાચા કર્યાં કેમ કે, હિંદુ સત્તા તરીકે મરાઠાઓ જ્યા ત્યા મુસલમાન સત્તાને લૂટયા જ કરતા અને થોડુ ઘણુ પણ વ્યવસ્થિત રાજ જે હોય તે તોડી નાખીને, અંગ્રેજોને માટે જાણે આગળ રસ્તો સાફ કરી આપતા ન હોય, એમ અંગ્રેજ ઇતિહાસકારો નોંધે છે, જે વસ્તુ આગળ આપણે જોઈ ગયા છીએ

છેવટે આ બધા ગૂંચવાડાનાથી એક વસ્તુ આગળ જતા બને છે તે એ કે, કેટલાય વખત ઢચુપચુ રહ્યા કર્યા બાદ, છેવટે નિઝામ પોતાની દોસ્તી અંગ્રેજો જોડે નક્કી કરી લે છે* અંગ્રેજ કંપનીને આ એક ભારે ફાયદો થયો એથી અંગ્રેજોનો માર્ગ સરળ પણ થયો. ઉત્તર સરકારની તેમની માલિકીને દાદ મળી અને બીજી બાજુ હૈદર અને મરાઠાઓ શત્રુ થયા, પણ તેઓ નિઝામનાય શત્રુ હતા.

પરંતુ આ બધા રાજકારણમા ગમ નહિ પડવાથી કંપની વિલાયતથી લખ્યા જ કરતી કે, આ પંચાતોમા અમને નહિ નાખો. પણ હવે એ વાત મોડી થઈ ચૂકી હતી, અને તમણે આગળ જ ખપવુ પડે એમ હતું એટલે હિંદનુ આખુ પ્રકરણ જ વિલાયતમા તેની પ્રજા વિચારવા બેઠી તેણે શો વિચાર કર્યો એ જોતા પહેલા એક વસ્તુ જોતા જઈએ અને તે આ પરદેશી ગોરાઓનુ રાજ્ય થતા આપણા વેપારીઓ પર શી અસર થવા લાગી તે

---

* વૉરન હેસ્ટિંગ્ઝે (૧૭૮૪મા તે પાછા ગયા ત્યારે) હિંદની રાજદ્વારી સ્થિતિ પર આપેલી નોંધમા નિઝામ વિષે લખ્યુ છે તેમા એક આવુ વાક્ય છે

તેનુ રાજ્ય નાનુ છે આવક ઓછી જ છે તેનુ લશ્કરી બળ સાવ તુચ્છ કહેવાય છે અને એની જિંદગીમા કદી એ હિંમત કે સાહસ માટે પંકાયો નથી ઊલટુ એનુ કાયમી નીતિસૂત્ર એવુ જ હોય એમ લાગે છે કે પરાયાઓમા લડાઈ કરફેરવી અને એમની નબળાઈઓ અને મૂંઝવણોનો લાભ ખાટ્યા કરવો પરંતુ એમના એકે યુદ્ધમા જાતે ફસાવુ નહિ અને લડાઈ વહોરવા કરતા તો બહેતર કે નામોશી પણ વેઠી લેવી (થૉમ્સન ધી મેકિંગ ઑફ ઇન્ડિયન પ્રિન્સીઝ, પા ૧)

## દેશી વેપારપ્રવાહ પર અસર

ઇતિહાસ-પ્રવાહમાં અહીંથી આવતાં એક જે અવનવો ફાંટો ફૂટે છે તે તરફ નજર કરવી જોઈએ, કેમ કે એ ફાંટો કાળે કરીને આજે એક મહાનદ બન્યો છે. આ ફાંટો એટલે હિંદના વેપારી, શરાફો વગેરેનુ વલણ. ગોરાઓ હિંદમાં વેપારઅર્થે આવ્યા, અહીંનો ખૂબ માલ ઉપાડવા લાગ્યા, અવેજમાં બહારનુ ધન આપવા લાગ્યા, નાણાંની શરાફી પણ વધી,— આ બધી બાબતો દેશના વેપાર માટે સારી ગણાય. અને એમ જ જો એ ચાલત તો અંગ્રેજોની 'વેપાર-શાહી' તો ન જ સંભવત. પરંતુ, આપણે જોયું કે, ૧૫૦ વર્ષના વેપાર પછી અંગ્રેજો, પોતાના વેપારના અઘટિત ઉત્કર્ષને માટે, રાજકાજમાં માથું મારવા લાગ્યા ને બંગાળ બિહાર કબજે કરી લીધાં. આ ફેરફાર નવાબો ને રાજાઓ સમજ્યા-ન-સમજ્યા, પણ તેને રોકી ન શક્યા, એ ઉઘાડું છે. તેનાં ફળ હિંદના આખા વેપાર-પ્રવાહ ઉપર અણધાર્યાં છતાં ગંભીર અને મારક થયાં. આપણે જોયું કે, ધીમે ધીમે અંગ્રેજો પોતાને ત્યાંનો માલ અહીં ઘુસાડવાના લાગ જોતા હતા. તે દિશામાં હવે તેઓ રાજસત્તાનેય વાપરી શકે એમ થયું. હિંદના વેપાર ઉદ્યોગના નાશનો ઇતિહાસ આથી જ કરીને સંભવી શક્યો. વેપાર માટે શાંતિ જોઈએ; અંગ્રેજ વેપારીને પણ હિંદમાં તે જ જોઈએ. આમ દેશી અને પરદેશી વેપારી સરખા શાંતિભક્તો ગણાય. તેમાંથી આપોઆપ એક પ્રકારની સમાન-હિતતા જાગે જ. આથી જ કરીને બંગાળની મોટી મોટી શરાફી પેઢીઓ આ ક્રાંતિકાળમાં અંગ્રેજો ભણી ઢળતી જોવા મળે છે. તેઓ (અને ત્યારના હિંદના રાજકારણીઓ પણ) પોતાના ટૂંકા સ્વાર્થથી ભાગ્યે જ દૂર કે લાંબુ જોતા હતા.

એક વાર અંગ્રેજ વેપાર જામ્યો અને તેની મદદમાં પોતાની રાજસત્તા પણ આવી, એટલે હિંદી વેપારે અંગ્રેજોના વેપારનુ ગાયું ગાયા વગર છૂટકો ન થાય, એ ઉઘાડું છે. શરૂમાં તેઓ અંગ્રેજોનાં

હતી; એણે પોતાની કામગીરીથી કંપનીને માથે ક્રાંતિ મારી હતી. અને કંપનીને પણ એ નહોતું જ ભાવતું, એમ નથી લાગતું. નહિ તો તેઓ ક્લાઈવિનું કરેલું ઉથાપી શકત; તેને નવાજત નહિ. અંગ્રેજ કંપની કે અંગ્રેજ પ્રજા સિદ્ધાંતવાદી બિલકુલ નથી; તે તો વેપાર-લોભી અને પરિણામવાદી કે, વિજયવાદી છે. કંપનીનો નફો બંધ ન થાય તેમ તેનું હિત સાચવી, તેના નોકરો જો પોતાની રાજદ્વારી છત દેખાડે, તો કંપનીને શો વાંધો હોય? મદ્રાસમાં પણ તેના નોકરો રાજકારણમાં પડ્યા, પણ પૂરતી હોંશિયારી વગર.

દક્ષિણમાં નિઝામ અને મરાઠા એ બે સત્તાઓ મુખ્ય હતી. હવે કર્ણાટકનો મહમદઅલી, પોતાને અંગ્રેજો જેવી જબરી ઓથ જોઈ, માતતો જતો હતો; તેણે પોતાની સત્તા વધારવા ફાંફાં મારવા માંડ્યાં. ખરું જોતાં તે નિઝામનો તાબેદાર ગણાય; પણ તે તો નિઝામને પણ ટપવાના મનોરથવાળો થયો હતો. એટલે એની તાબેદારી નિઝામે અંગ્રેજો પાસે કબૂલ કરાવી; અને નિઝામને તેના તરફથી ખંડણી તરીકે અમુક રકમ આપવાનું ઠર્યું. (ઈ. સ. ૧૭૬૮).

પરંતુ બંગાળ, અવધના નવાબોની જેમ નિઝામની ઉપર મરાઠા આફત તો ઝઝૂમતી જ હતી. ઈ. સ. ૧૭૬૧ની પાણીપતની હારમાંથી, નવા પેશ્વા માધવરાવની કુનેહથી, મરાઠા સત્તાને ધરવાં વળતી જતી હતી. તેઓએ આ વખતે જાગૃતિ દેખાડી. આથી નિઝામને એ બાજુની પીડા ઊભી થઈ હતી.

અધૂરામાં પૂરું, મૈસૂરમાં તેના હિંદુ રાજાને હરાવી તેનો જ સેનાપતિ હૈદરઅલી ગાદી પચાવી પડ્યો. આ હૈદરઅલી જબરો યોદ્ધો અને ભારે હોશિયાર માણસ હતો. તે પણ પોતાનું રાજ વધારવા તાકતો હતો; એટલે એનો ધક્કો કર્ણાટક, હૈદરાબાદ અને મરાઠા રાજ ત્રણેને પહોંચતો હતો. નિઝામ અને અંગ્રેજો (૧૭૬૮માં) ઉપર જણાવી તે સંધિ કરી ઉત્તર સરકારનો તોડ પાડ્યો ત્યારે હૈદર વિષે પણ વિચાર્યું હતું કે તેને તોડવો; અને તે સારુ મરાઠાઓને મેળવી લેવા માટે એવું ઠરાવેલું કે, મૈસૂરની ચોથનો તેમનો હક કાયમ રાખવો.

આવા ગૂંચવાડિયા રાજકારણમાં મદ્રાસનું અંગ્રેજ થાણું પડ્યું હતું. ઉત્તર સરકાર તેને કબજે હતો. તેની લશ્કરી પ્રતિષ્ઠા પણ હતી. પરંતુ અંગ્રેજ નોકરો અહીં પણ બંગાળ જેવી જ બેફામ લૂંટ ચલાવતા હતા. તેનો રસ્તો બીજો હતો એટલું જ. તેઓ રાજાઓ પાસેથી વ્યાજખોરી ચલાવતા. આ થાણાનાં એને અંગેનાં કાળાં કારભારાંનાં લખાણો જૂજ જ મળે છે; બંગાળ જેવાં અપાર નથી. છતાં 'રૂપિયાના ઝાડની ઝૂડ' એ શબ્દપ્રયોગ પ્રથમ મદ્રાસને માટે જ યોજાયો હતો.

આ બધા ઉપરાંત, મદ્રાસમાં આ વખતે ક્લાઈવ જેવો કોઈ પહોંચેલ માણસ પણ નહોતો. છતાં ક્લાઈવ બંગાળમાં બેઠો હતો ને ત્યાં આવક ઊભી કરી હતી, એ જ એક એવી બીના હતી કે જેથી મદ્રાસ થાણાની આ બધી ઊણપો ઢંકાઈ ગઈ ને છેવટે તે બચી ગયું. દક્ષિણની બધી દેશી રાજસત્તાઓએ મળીને જો ધાર્યું હોત, તો અત્યારે અંગ્રેજોને જબરી શિકસ્ત આપી શકત. પરંતુ તેઓ એક જ શી રીતે બને? બધી પરસ્પર ભ્રષ્ટ નજરવાળી હતી. અને અંગ્રેજ કોઈને પણ કોની જોડે કેમ વર્તવું તેની ગમ પડતી નહોતી. એટલે તેણે ગમે તેની જોડે ગમે તેવી સંધિ કર્યા કરી, અને તે તોડતાં પણ વાર ન કરી.

આમ છતાં હૈદર પોતાના પરાક્રમથી ઠેઠ મદ્રાસ સુધી પહોંચ્યો અને અંગ્રેજોને સખત હાર આપી. (ઈ. સ. ૧૭૬૯). બંગાળાના સિરાજે કલકત્તા કબજે કર્યા જેવું પરાક્રમ આ ગણાય. અને એ કર્યા પછીથી હૈદર પણ એમ જ વર્ત્યો પોતાના શત્રુ જેવી એક પરદેશી સત્તાનો કાંટો જ કાઢી નાખવાને બદલે, તેણે મદ્રાસમાં તેની જોડે સંધિ કરી. તેમાં અંગ્રેજોએ હૈદરને મદદ આપવાની શરત કબૂલી. પરંતુ ધીમે ધીમે જ્યારે અંગ્રેજોએ પોતાની નીતિ જમાવી, ત્યારે આ કબૂલાત પાળવી ઠીક ન લાગી; અને તેમણે તે તોડી. આ બેઈમાની માટે હૈદરે છેવટ સુધી એમને યાદ રાખ્યા, એમાં કશું ખોટું નહોતું. ૧૭૭૧માં હૈદર ઉપર મરાઠાઓ ચડી આવ્યા. અત્યાર સુધીમાં અંગ્રેજો સમજી ગયા હતા કે, મરાઠાઓ જોડે સારાસારી રાખવામાં ફાયદો છે. તેઓ જબરા છે એટલું જ નહિ, મુંબઈનું એમનુ થાણું એવું

વહાણો ભરી આપવા માટે દેશને ખૂણે ખૂણેથી માલ ખેંચી આપનાર આડતિયા અને દલાલો બન્યા, અને આગળ ઉપર જેમ જેમ વિલાયતમાંથી માલ અહીં ઊતરતો થયો, તેમ તેમ તેના વેચનાર ને દલાલી ખાનારા બનતા ગયા ધીમે ધીમે કરતા, આ ન્યાયે, આપણો મોટા ભાગનો વેપાર દલાલી જેવો જ બની રહે, એ ઉઘાડુ છે આજે જે એ દશા જોવા મળે છે, તેની શરૂઆત આમ આ કાળથી થઈ,
૯ એમ કહેવાય. આપણા ઇતિહાસનું તે એક સ્વતંત્ર વિચારવા જેવુ પ્રકરણ છે. તેનો ટૂંકો સાર ગાંધીજીએ હમણાં પોતાના એક નિવેદનમા આમાદ આપી દીધો છે પ્રસંગ હતો હિંદના કેટલાક ઉદ્યોગપતિઓ વિલાયત ને અમેરિકા વેપાર અંગે જવાના હતા ત્યારે ગાંધીજીએ તેમને ચેતવણી આપતા, તેમા ( મહાબળેશ્વર ૬–૫–૧૯૪૫ ) કહ્યુ હતુ —

"મોટા વેપારીઓ, મૂડીદારો ઉદ્યોગપતિઓ અને બીજાઓ સરકાર સામે ભાલે ને લખે છે તો ખરા પરંતુ કાર્યમા તો સરકારની ઇચ્છા પ્રમાણે ચાલે છે અને તેમાથી નફોય લણી ખાય છે — ભલે તે નફો સરકારના ૯૫ ટકા સામે તેમના પાચ જ ટકા હોય એમ બને. બ્રિટિશ તોપ-બંદૂકોના પીઠબળ સાથે તેમનો વેપાર હિંદમા આવ્યો ત્યારથી દેશ જે અવદશામા સબડયા કરે છે, તેનો દોષ માત્ર સંજોગોનેય કદાચ દેવા જેવો હોય

"પરંતુ આ દશામા આશાનું કિરણ છે તે એ કે, બધા પેલા મોટા હિતધારીઓ એકીઅવાજે કહે છે કે, હિંદ માગે છે તે એક જ વસ્તુ, અને તે એ કે, બ્રિટિશ કે કોઈ બીજાના કશા કાબૂથી સ્વતંત્ર રીતે પોતે પોતાનુ ભાવી ઘડી શકે એવી, પોતે ચૂંટી કાઢેલી પોતાની રાષ્ટ્રીય સરકાર આવી સ્વતંત્રતા માગી મળવાની નથી એક જ રસ્તે તે આવશે બ્રિટિશ રાજ્ય દેશમાથી જે ધન ઘસડી જાય છે, તે લૂંટમા ભાગીદાર બનવાથી નાના કે મોટા હિત ધરાવનારા બધાઓને જે થોડાક ટુકડા કરડી ખાવાના મળે છે, તે તેમણે જતા કરવા તૈયાર થવું જોઈએ. એ ભાગીદારી બિનરોક ચાલુ રહેશે ત્યા સુધી મોઢાના વિરોધો કશા કામમા નથી આવવાના.'

## ખંડ ૮મો

# પાર્લમેન્ટનો એકતરફી ફડચો

"પાર્લમેન્ટમા ક્લાઈવના વર્તનના પ્રશ્ન ઉપર જે ચર્ચાઓ થઈ તે સાભળનાર એક જણ સાક્ષી પૂરે છે કે, હિંદની તે સમસ્ત ઘટના પરંપરાને એકધારો અન્યાય અને ગુનાખોરી ગણવામા આવ્યા હતા પરંતુ જેમની જમીન કે મહેસૂલ પડાવી લેવામા આવ્યા હતા, તેમને તેમાનુ કાઈ પરત કરવાની બાબતમા શબ્દ સરખો કદી ઉચ્ચારાયો નહોતો તે જ પ્રમાણે દરેક ચર્ચામા એમ માનીને જ ચાલવામા આવતુ હતુ કે, હિંદની હયાતીનુ મુખ્ય કારણ એ જ છે કે, તે દેશે અગ્રેજોને મોટુ ભવિષ્ય કરી આપવુ જોઈએ, અને તે બધામા વિચારવાનો મુદ્દો એક જ હતો કે, નોકરીના થોડાક વર્ષોના ગાળામા થઈને (અગ્રેજોને) મોટુ ભવિષ્ય સાપડવુ જોઈએ અને તે ઝટપટ"

**—થૉમ્પ્સન અને ગૅરેટ**

"ત્યારે બર્ક એમ માનતો હતો કે, પાર્લમેન્ટરી તપાસની તલવાર કપની ઉપર ઝઝૂમતી રાખવામા મુખ્ય ઉદ્દેશ એ હતો કે, તે રીતે ઇગ્લડની સરકારી તિજોરી માટે કપની પાસેથી ખરણુ ખડી લઈ શકાય આમા ઘણુ સાચુ હતુ"

**—લાયલ** (હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા' સં૦ જૅક્સન VIII પા ૨૨૮)

૧ કસૂરની કદર
૨ ક્લાઈવ પછી હેસ્ટિગ્ઝ આવ્યો
૩ કપની સરકાર બની

## સાલવારી

૧૭૭૨ વૉરન હેસ્ટિંગ્ઝ બંગાળાનો ગવર્નર નિમાયો

૧૭૭૩ ક્લાઇવની વર્તણૂક પર પાર્લમેન્ટમાં ચર્ચા અને ઠરાવ થયા

૧૭૭૪ ક્લાઇવ મરી ગયો.
પાર્લમેન્ટનો નિયમન-ધારો.
તેની રૂએ ઇસ્ટ ઇંડિયા કંપની હિંદની એક રાજસત્તા બની.

૧૭૭૫ હેસ્ટિંગ્ઝ પહેલો ગવર્નર-જનરલ નિમાયો. મુંબઈ, મદ્રાસ ને કલકત્તા વચ્ચે અંગ્રેજ થાણાં એકસત્તા નીચે પહેલવહેલાં મુકાયાં. એટલે કે, મધ્યસ્થ અંગ્રેજ સત્તાની સ્થાપના.

## કસૂરની કદર

ઈ. સ. ૧૭૬૭માં ક્લાઈવ વિલાયત ગયો. તે હતો ત્યાં સુધી કંપનીનો બંગાળનો વહીવટ એના વ્યક્તિગત કાબૂને લઈને કાંઈક નભ્યો. પરંતુ તેણે કરેલા બેઉ સુધારામાં* વસ્તુગત કશી વહીવટી તાકાત નહોતી; પરિણામે વસ્તુસ્થિતિ જેવી ને તેવી જ ચાલ્યા કરી; અને પછીનાં પાંચ વર્ષો એવા નબળા ગવર્નરો આવ્યા કે, આખું તંત્ર કેવું કથળી ગયું તે આપણે જોયું. મદ્રાસમાં વળી હૈદર જોડેનું યુદ્ધ આવ્યું, તેનું ખર્ચ બંગાળને વેઠવું પડ્યું. બંગાળનું ઊંટ તે પછી કેટલો ભાર વેઠે? પરિણામે કંપનીને નાણાંની તંગી પડી. તેથી તેણે વિલાયતની પોતાની સરકાર પાસે લોન માગી. આ પ્રસંગનો લાભ લઈને, કંપનીના ટીકાકારો તથા ક્લાઈવના શત્રુઓએ પાર્લમેન્ટમાં બંગાળના આખા ગોટાળાની ઝાટકણી શરૂ કરી.

આ આખું પ્રકરણ હિંદની પ્રજાને કશો ખાસ ફાયદો કરનારું ન નીવડ્યું, કેમ કે કંપનીનો વેપારલોભ અને અંગ્રેજોનો આવકલોભ એ ચર્ચાથી જરાય ન ટળ્યો. આપણે જોઈશું કે, કંપનીનો લોભ તો હતો એવો ને એવો જ રહ્યો, કદાચ વધ્યો; અને તે સાધવાનું કામ વધારે તંત્રબદ્ધ બન્યું.

અને રાજકીય દૃષ્ટિએ જોતાં પણ દેશને લાભ ન થયો, કેમ કે આ આખા પ્રકરણમાંથી અંગ્રેજ પ્રજાએ એ બોધ લેવાનો હતો કે, આપણે હિંદમાં વેપાર કરવા ગયા છીએ, તો તેવા જ પ્રામાણિકપણે બનીએ અને રહીએ. હવે તેમનો ગોરા પ્રતિસ્પર્ધીઓ કોઈ રહ્યા નહોતા; એટલે વેપાર કરવાની નિરાંત હતી: એમનો જ ઇજારો હવે બની શકત. પરંતુ, આ પ્રકરણમાંથી અંગ્રેજ મુત્સદ્દીઓએ હિંદનું રાજ્ય પાર્લમેન્ટ હસ્તક કરતા જવાનું ધાર્યું. કંપની પાસેથી તેમને

* દીવાનીની બેવડી પદ્ધતિ અને કંપનીના નોકરોની અંગિરસ્ત બાબત

ચાર લાખ પાઉન્ડનું મળતર થયું હતું તે તો આપણે જોઈ ગયા હવે તો એ નવા મુલકનું ગવર્નરપદ મળવાના તરંગો જામવા લાગ્યા.

આમ છતાં, આ નિમિત્તે, ઈ સ ૧૭૫૬થી ૧૭૭૨ સુધીના બંગાળાના કાળા વહીવટનો કાચો ચિતાર તોળાયો તેને વિષે ખૂબ વિસ્તારથી તપાસ થઈ, જેના નિવેદનો અંગ્રેજી રાજ્યની સ્થાપનાનો એ કાળો ઇતિહાસ ખૂબ વિગતે આજ આપણને આપી શકે છે

આ તપાસમા બહાર આવેલી માહિતીને આધારે બર્ગોઇન નામના કંપનીના એક જૂના અમલદારે એક ઠરાવ પાર્લમેન્ટ આગળ રજૂ કર્યો એ માણસ એવા મતનો હતો કે, 'જો રાજસત્તા અને કાયદો વેપારથી જુદા પાડવામા નહિ આવે, તો હિંદ અને ગ્રેટ બ્રિટન ભેગાં ડૂબશે ને કદી ઊંચાં નહિ આવે' પણ આજ સુધી એમ થયું ન કહેવાય કેમ કે, વેપારનો પાયામા રહેલો મૂળ ઉદ્દેશ તો હાલ પણ અખંડ છે અને બર્ગોઇનની આગાહી ખરી પડી નથી એમ પણ કેમ કહેવાય?

ઈ સ ૧૭૭૩મા બર્ગોઇને નીચેનો ઠરાવ મૂકયો, અને તે પસાર થયો

૧ લશ્કરી બળના પ્રભાવથી અથવા પરદેશી રાજાઓ જોડે સંધિ કરવામાથી થતા બધા મળતર (વિલાયતની) રાજસત્તાને પોતાના હક્કની રૂએ મળે છે

૨ એ મળતરોને વ્યક્તિઓ પોતાના ખાનગી પગાર કે નામના વળતર તરીકે પચાવી પાડે એ ગેરકાયદેસર છે

૩ ઘણી મોટી રકમો અને બીજી કીમતી મિલકત* બંગાળના રાજાઓ અને બીજા પાસેથી સરકારના દીવાની અને ફોજી કામો માટે નીમેલા માણસોએ મેળવી છે અને એ પૈસા તથા મિલકત સદરહુ લોકોએ પોતાના ખાનગી વાપરમા લઈ લીધી છે

બીજે અઠવાડિયે બર્ગોઇને કલાઇવના ગેરવર્તન પર સીધો ઠરાવ આણ્યો કે, સેનાપતિના અને વ્યવસ્થા સમિતિના સભ્યના હોદ્દાની

* ૧૭૫૭-૧૭૬૬ના ૯ વર્ષમા £ ૨૧ ૬૯ ૬૬૫ કંપનીના નોકરોને ભેટ તરીકે મળેલા તેમા કલાઇવની જાગીરની રકમ ગણીએ તો £ ૧૦૦૦૦૦ ઉમેરો થાય. ઉપરાંત £ ૩૭ ૭૦ ૮૩૩ નુકસાની પેટે મળ્યા હતા

સત્તાથી, બંગાળમાંથી તેણે ૨,૩૪,૦૦૦ પાઉન્ડ ઉચાપત કર્યો છે, અને તેમ કરીને તેણે પોતાની સત્તાનો દુરુપયોગ કર્યો છે, અને કંપનીના નોકરોને ખોટો ધડો બેસાડ્યો છે તથા દેશના નામને બટ્ટો લગાડ્યો ને નુકસાન કર્યું છે.

આ ઠરાવ પસાર ન થયો; પણ રૂપિયા ખાધાની વાત રાખીને તેમાં ઉમેરવામાં આવ્યું કે, "તેની જ સાથે ક્લાઈવે દેશની ભારે ને કદરપાત્ર સેવા પણ કરી છે." અને એ સુધારાની સાથે ઉપલો ઠરાવ પસાર થયો. આમ કસૂર અને કદર ભેગાં મૂકવવામાં આવ્યાં. આવી આવડત અને કુનેહ અંગ્રેજ પ્રજા જ દાખવી જાણે!

ક્લાઈવે આ ઠરાવની ચર્ચામાં પોતાનો બચાવ પણ કર્યો. તેમાં તેણે એટલે સુધી કહ્યું કે, મારો સંયમ તો જુઓ? આખા દેશનું મૂનું લેવાય એટલું લઉં એવી સ્થિતિમાં, મારી સામે પડ્યું હતું; પરંતુ એમ કહો કે મેં આટલું જ લીધું' એ ઉપરથી, લગભગ ૧૫૦ વર્ષ બાદ, ક્લાઈવના જ દેશભાઈ, જનરલ ડાયરનો દાખલો યાદ આવે છે. એને જ્યારે અમૃતસરમાં ૧૯૧૯માં તેણે કરેલી કતલ બાબત પૂછવામાં આવ્યું, ત્યારે પોતાના સંયમની વાત કરતાં કહ્યું હતું કે, પરિસ્થિતિ તો એવી હતી કે વધુ મારવા જેવું હતું; પણ દારૂગોળો ખૂટ્યો એટલે શું કરું? તેને પણ અંગ્રેજ પ્રજાએ ક્લાઈવ જેવી જ મુક્તિ આપી. ને કેટલાક તો થેલી કરીને પણ આપી! ખરેખર, સામ્રાજ્ય ચલાવવાનો ગુણ અંગ્રેજોના લોહીમાં જ લાગે છે.

આમ પાર્લમેન્ટ પાસેથી તો ક્લાઈવને નામોશી ન મળી; છતાં તેનું દિલ તો દુભાયું જ. અને એ શિક્ષા એ મરણ પર્યન્ત ભોગવતો. છેવટે અફીણ ખાવાની જૂની ટેવમાં તે અતિ ખાઈને ઈ. સ. ૧૭૭૪ માં મરી ગયો. (બિવરીજ ૨–૩૪૩)

## ૨

# કલાઇવ પછી હેસ્ટિંગ્ઝ આવ્યો

વિલાયતમાં કંપની અને પાર્લમેન્ટ ભલે તપાસો કરે; પરંતુ તે દરમિયાન કંપનીનો રાજ્યવેપાર તો ચાલવો જ જોઈએ. મદ્રાસ થાણાની વ્યવસ્થાપક સમિતિના એક સભ્ય તરીકે કામ કરતા વૉરન હેસ્ટિંગ્ઝ નામના અંગ્રેજને ઈ. સ. ૧૭૭૨માં કંપનીએ કલકત્તાના ગવર્નર તરીકે મોકલ્યો; અને તેને ચોખ્ખી સૂચના આપી કે, તિજોરીનું તળિયું દેખાય છે તે કોઈ પણ રીતે ઝટ ઢાંકવું જોઈએ. અને તેમણે તે અંગે એક આજ્ઞા પણ કરી કે, કંપનીને દીવાની મળી છે તો આપણે જ દીવાન તરીકે હવે કામ કરવું, અને નવાબના બે નાયબ દીવાનો મારફતે કામ લેવાની ચાલુ ગોઠવણ છે તે રદ્દ કરવી.

૧૭૬૫થી શરૂ થયેલી આ બેમથ્થું વ્યવસ્થા શી રીતે બદલવી, એ પણ એક મોટો ચિંતાનો પ્રશ્ન હતો. કંપનીએ તે પેટે પણ રસ્તો બતાવી રાખ્યો હતો ને કહી દીધું હતું કે, કામ કરતા બે નાયબ દીવાનો સામે પુરાવા એકઠા કરીને કેસ ચલાવવો ને તેમને પદભ્રષ્ટ કરવા. આખો દેશ જ હાથમાં પડ્યા પછી આવા અન્યાયને કોણ પૂછનાર હતું?

પોતાના માલિકની સૂચના પ્રમાણે, હેસ્ટિંગ્ઝે નંદકુમાર નામના એક માણસને ફોડ્યો. મીર કાસમને દગો દઈ ફરી મીર જાફરને નવાબી અપાવવામાં એ જ માણસ અંગ્રેજોના હાથો બન્યો હતો. એ માણસને નાયબ દીવાન પર ઝેર હતું. અને જો ફૂટનું કામ કરી આપીએ તો પાર વિનાનો બદલો તો મળશે જ, એ તો છેક ના વરસોનો એને જાતઅનુભવ હતો. એ લોભે તે માણસ કુહાડીનો હાથો બન્યો. પણ છેવટે તેણે કર્યું એવું જ ભર્યું. હેસ્ટિંગ્ઝને આ માણસ દેખ્યો ગમતો નહિ. એટલે મદદને બદલે કશું મળ્યું તો નહિ જ, પણ આગળ ઉપર એ જ ફાંસીએ ચડ્યો, તે હવે પછી જોઈશું.

અગાઉથી સંકેત પ્રમાણે પુરાવાની જાળ રચાયા બાદ કેસ ચાલ્યો. બંગાળ બિહારના મહેસૂલી કામમાં બે નાયબ દીવાન કામ કરતા: એક જણ બંગાળનું દીવાની કામ મુર્શિદાબાદ રહીને, ને બીજો બિહારનું પટણા રહીને. તપાસમાં બેઉ નિર્દોષ માલૂમ પડ્યા. પણ તેઓ પદભ્રષ્ટ તો તપાસ પૂરી થતા અગાઉ ક્યારના થઈ ચૂક્યા હતા! નિર્દોષ ઠરવા છતાં તેમને પાછા લેવાની તો વાત જ નહોતી! તેમને બદલે હેસ્ટિંગ્ઝે એક રેવન્યુ બોર્ડ રચાયું અને તેની કચેરી કલકત્તા આણી. જિલ્લાઓમાં નીમેલા જૂના 'સુપરવાઈઝરો'ને 'કલેક્ટર' નામ આપી, તેમને મહેસૂલ-ઉઘરાણી કરવાનું કામ સોંપાયું. અને એમ બંગાળનો કબજો લેવામાં એક પગલું આગળ ભરવામાં આવ્યું.

પછી હેસ્ટિંગ્ઝ કંપનીના માથા પર પડતું ખર્ચ તપાસવા લાગ્યો. (૧) ક્લાઇવે દીવાની લીધી ત્યારે મોગલ બાદશાહને ૨૬ લાખની ખંડણી આપવાનું સ્વીકાર્યું હતું. (૨) બંગાળના નવાબને તેના ફોજદારી ખર્ચને માટે રૂપિયા અપાતા હતા.

આ બે ખર્ચાઓ ઉપરાંત અંગ્રેજ વેપારને માટે મૂડીનાં નાણાં જોઈએ, એ ત્રીજું ખર્ચ હતું. પરંતુ એમાં તો કાપનો સવાલ નહોતો, કેમ કે એ જેમ બને તેમ વધે તે સારુ તો કંપનીના ગવર્નરનો આ ધંધો ને માથાકૂટ હતી.

આ નવો ગવર્નર હેસ્ટિંગ્ઝ ક્લાઇવ પેઠે જ કંપનીનો એક જૂનો નોકર હતો. ઈ. સ. ૧૭૫૦માં એક સાદા કારકૂન તરીકે જ એ આવ્યો હતો, અને એમાંથી ચડતાં ચડતાં આ પદે આવેલો. ૧૭૫૬ થી શરૂ થયેલા ક્લાઇવના પ્રકરણ વખતે તે બંગાળમાં જ નોકરીમાં હતો. સિરાજુદ્દૌલાએ મુર્શિદાબાદમાં કેદ કરેલા કેદીઓમાં તે એક હતો. કંપનીના નોકરોની લાંચખોરી ને લૂંટ તેણે જોઈ હતી. પરંતુ તેના કેટલાક વિચારો ક્લાઇવથી જુદા હતા. અને ક્લાઇવ જોડે એને બહુ ફાવતુંય નહોતું. બંગાળનું કારભારું ૧૭૭૨માં પોતાને હાથ આવતાં, તે હવે પોતાને ગમતી ગોઠવણ કરવા મંડ્યો. પ્રથમ તેણે બાદશાહને આપવાની ખંડણી ઉડાવી દેવા પેરવી કરી.

૧૭૬૧ની હાર બાદ મરાઠા સત્તા પાછી સ્વસ્થ બની હતી. અને મહાદજી શિંદે જેવો બળવાન યોદ્ધો આ જમાનામાં પાક્યો હતો. તેણે ૧૭૭૧માં દિલ્હી સર કર્યું. અને મોગલ બાદશાહ, જે ૧૭૬૫થી અલ્હાબાદમાં અંગ્રેજોને બંગાળાની દીવાની આપીને ત્યાં જ રહેતો હતો, તેણે હવે દિલ્હી જવા વિચાર્યું, અને એ સાહમાં તે મરાઠાઓની કુમકથી પાછો પોતાની બાપદાદાની જગાએ પહોંચ્યો. હેસ્ટિંગ્ઝે આ લાગ સાધીને, દીવાનીની બક્ષિસ પેટે તેને આપવાની ખંડણી બંધ કરી. આ કામ બિલકુલ ગેરકાયદે જ ગણાય પરંતુ બાદશાહની દુર્દશાને લઈને કોણ કશું પૂછનાર હતું? બાદશાહે કંપની પાસે આ ખંડણીની ઉઘરાણી કરી ત્યારે, હેસ્ટિંગ્ઝ કહે છે કે,

"બંગાળની આ તાજીતની બાદશાહી માગણીના જવાબમાં મેં સાફ લખી દીધું કે, તમને અપાતા ઉદાર ખરચાથી જે આફતો અમને મુશ્કેલે આવી છે, તેમાંથી ઊગર્યા પહેલાં અમે એક રૂપિયો પણ આ પ્રાંતોમાંથી તમારી પાસે આવવા દેનાર નથી."

અને વિલાયત કંપનીને તેણે પોતાનો શો ઇરાદો છે તે જણાવતાં લખ્યું કે,

"મરાઠાઓના હાથમાં એ છે ત્યાં સુધી કશું એને ન આપવું અને મારું ચાલે તો, હવે ન જ આપવું એમ મને લાગે છે. પ્રાંતના ખર્ચ માટે તથા કંપનીના અને આપની માતૃભૂમિના (એટલે વિલાયતના) હક પેટે પ્રાંતની આવક પૂરતી નથી, ત્યારે તે ધન એક આપણે જ ઊભા કરેલા નકલી રાજાનો ઠાઠ પોષવા સારુ ખેંચાવા દેવું એ તો કેવું વિચિત્ર! એને હિંદમાં આપણા એકમાત્ર દુશ્મનોના (એટલે કે મરાઠા) હાથમાં તે જઈ પડ્યો છે, અને આપણો નાશ પણ થાય ત્યાં સુધીના તેમના મનોરથો છે અને તે પૂરા કરવા તેમને આવી મદદો જોઈએ છીએ આવા સંજોગોમાં પણ જો ઉદાર રકમની ખંડણી હજી આપીએ તો તો વળી કેટલું બધું વિચિત્ર કહેવાય!"

એટલે, પાસે દીવાની તો રહી ને તે પેટે બાદશાહને આપવાના કહેલા તે ૨૬ લાખ તો એણે ઓળવી લીધા અને બાદશાહ દિલ્હી ગયો એટલે તેનો અલ્હાબાદનો પ્રદેશ પચાવી લઈને હવે તેણે તેનોય આબાદ સોદો કર્યો. અવધના નવાબના રક્ષણ માટે ત્યાં રખાતા

લશ્કરનો ખર્ચ બચાવી લીધો; અને પહેલાં તે નવાબનો જ (અને છેલ્લો બાદશાહ કે મરાઠાઓનો) અલ્હાબાદનો પ્રદેશ તેને જ વેચ્યો, અને તેનાં અરધા કરોડ રૂપિયા ઉપરથી ઝડી લીધા!

બાદશાહ પછી હવે બંગાળના નવાબની વારી આવી. તે મુલકી વ્યવસ્થાનું કામ કરતો તે પેટે તેને મળતી આવક કાપીને ૧૬ લાખ કરી દીધી. (મૂળ તે ૫૫ લાખ હતી; ત્યાંથી કાપીને તે ૪૨ લાખ, ત્યાર બાદ ૩૬ લાખ, ને હવે ૧૬ લાખ કરવામાં આવી!)

હેસ્ટિંગ્ઝ આટલેથી પણ ન ધરાયો, અને 'લોભે લક્ષણ જાય' એ કહેવત પ્રમાણે, તે એક એવું કામ કરી બેઠો કે જેને માટે આગળ ઉપર (ઈ. સ. ૧૭૮૮ માં) એને પાર્લમેન્ટ પાસે જવાબ આપવો પડ્યો. જે અવધના નવાબે ઈ. સ. ૧૭૬૪માં અંગ્રેજોને સંભળાવેલું કે, ડાહ્યા થઈને સીધેસીધો વેપાર કરો અને દેશી સત્તા સામે બળવો છોડો, તે જ અવધ આજે હારણ-બુદ્ધિથી અંગ્રેજોને કહે છે, રોહિલ ખંડ પાસે મારા ૯૦ લાખ મારા એક કરાર પેટે લેણા છે; તે ન આપે તો "અંગ્રેજ 'જેન્ટલમેનો' એમને બાંધ બેગા કરી દઈ મને એમના રાજ્યમાં બેસાડે, તો હું રોકડા ૫૦ લાખ રૂપિયા આપીશ. અને ઉપરાંત બંગાળની આવકમાંથી બાદશાહને આપવાની પેલી ૨૬ લાખની ખંડણીની (તેના વઝીર તરીકે) માફી બક્ષીશ." દક્ષિણમાં કર્ણાટકનો નવાબ અંગ્રેજોને શરણે ગયા પછી આમ જ પડોશીદ્રોહ કરવા લલચાયો હતો. અંગ્રેજોની લશ્કરી મદદથી પડોશી રાજ્ય લઈ શકાય તો તે લઈને મોટા થવાની આવી પામર બુદ્ધિ અયોધ્યાના શુજાને પણ સૂઝી. હેસ્ટિંગ્ઝને પછી શો વિચાર કરવાનો હોય? જે એક દેશી રાજ્ય એડી તળે આવ્યું તે ખરું; તેમાં એને તો નકરા નગદનો જ લાભ હતો. આમ વેપારી ને રાજકારણી બેઉ બુદ્ધિનો પ્રેર્યો તે આ બેશરમ કામ કરવા તત્પર થઈ ગયો. તે વખતે હેસ્ટિંગ્ઝે જ કહેલું આમ મળે છે (બસુનો ઇતિહાસ ભા. ૨; પા. ૭ની ટીપ):—

"આપણે વિચારીએ: એક વાર ૧૨૫ લાખ જેટલે પહોંચેલું, એટલું તો આપણું દેવું છે. આ સોદાથી લશ્કર તે કામમાં રોકાશે એટલા ગાળાનું લગભગ બધું લશ્કરી ખર્ચ આપણે બચશે; ૪૦ લાખની ઠીક ઠીક રકમ

આપ તિ તિજોરીને ભરશે, અને વખત તેને પચાવતા એક પાડાશીમાગી મુક્ત થશે '

રોહિલા પ્રજાએ અંગ્રેજ કંપનીનો કશો અપરાધ કર્યો નહોતો. તેને ને એને કોઈ હિતસબંધ નહોતો. અંગ્રેજ કંપની એક સરકાર પેઠે હવે હિંદમા સનાદો ને કરારો કરતી થઈ હતી. કોઈ સરકાર બીજી નિર્દોષ સરકાર પર ચડી જઈ શકે, તેમ કરવું હોય તો છેવટે ખોટું ખરું બહાનું પણ ઊભું કરવું જોઈએ છે. પણ વગર કશું કશે મૂકયે, અંગ્રેજ સેનાએ રોહિલખંડ પરાસ્ત કર્યો,* અને આ અપકાર્ય મટેના નવાબના રૂપિયા ગટાપ કર્યા. અને અંગ્રેજ સેનાના નાયકોએ ખાનગી મળતર કરવા માટે નનામ જોડે ટંટો કર્યો, એ તો વળી જુદું.

આમ તિજોરીનું તળિયું ઢાંકનાના કંપનીના આદેશનો હેસ્ટિંગ્સે ઉપર પ્રમાણે અમલ કર્યો. એ ઉપરાંત તેણે બીજા કેટલાક પરચૂરણ રાજ્યવહીવટી ફેરફારો કર્યા. તેમા એક એ કે, તેણે કલકત્તામાં બે સદર અદાલતો સ્થાપી. અને દેશને માટે પરાયા એવા અંગ્રેજી કાયદા પ્રમાણે તેમા ન્યાય ચુકાવા લાગ્યો તે જમાનામા લોકોને માટે આ અસહ્ય થઈ પડે એ સ્વાભાવિક છે. પરંતુ કશી કાંઈ ફરિયાદ સાંભળનાર કોઈ સત્તા હિંદમા તે વખતે હયાત નહોતી

* આથી હાલહવાલ થઈ ગયેલી, રોહિલ સરદાર હાફીઝ રહમતખાનની બેગમે કરગરીને ગવર્નરને પત્ર લખ્યો કે, ક્યા મારી મહોલાત ને ક્યા આજની ભીખ! તેણે કંઈક વપાસન માગ્યું પણ કંપનીની ભૂખ એના કરતા મોટી હતી

## ૩

# કંપની સરકાર બની

અનેક જાહેર અને ખાનગી તપાસો બાદ, પાર્લમેન્ટને લાગ્યું કે, કંપનીએ પાર્લમેન્ટની હકૂમતમાં આવવું જોઈએ! એટલે પાર્લમેન્ટે ચર્ચા કરીને, ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિંદમાં ઊભી કરેલી નવી પરિસ્થિતિમાં પોતે તેનું કેવું નિયમન કરવું જોઈએ, તે બાબત, ઈ. સ. ૧૭૭૩માં કાયદો કર્યો. એ કાયદાને 'નિયમનધારો' ('રેગ્યુલેટિંગ ઍક્ટ') કહેવામાં આવે છે. હિંદના ઇતિહાસમાં આ એક ક્રાંતિકારી ઘટના ગણાય. ઈ. સ. ૧૬૦૦માં કંપની સ્થપાઈ. તેને ઈ. સ. ૧૭૦૭માં વિલાયતની સરકારે વ્યવસ્થિત ધોરણ કરી આપ્યું. પણ કંપનીનું સ્વરૂપ એનું એ જ વેપારી રહ્યું હતું. ઈ. સ. ૧૭૭૪માં વિલાયતના કાયદાથી કંપનીને હિંદની એક સરકારનું સ્વરૂપ મળ્યું. એ સ્વરૂપ આપવામાં હિંદના લોકોને કે કોઈ રાજસત્તાને પૂછવાપણું હતું નહિ. જેમ જાગીરની* વ્યવસ્થા કરવાની હોય એમ જ

---

* લાયલ તેના ઇતિહાસમાં આ જ પરિભાષામાં લખે છે:—

"૧૭૬૩માં સાત વર્ષીય યુદ્ધ યુરોપમાં પૂરું થતાં જે કાંઈક નિરાંતનો લાંબો ગાળો ઇંગ્લંડને મળ્યો, તેમાં આપણી દરિયા પારની મિલકતની દશા તપાસી લેવા માટે તક અને અવકાશ મળ્યાં. દરિયા પારની તેની મિલકતમાં જે ભારે જબરો ઉમેરો થયો હતો તેનો હિસાબ કાઢવામાં હવે રાષ્ટ્ર લાગ્યો ." (પા ૧૭૫)

લાયલે આ કાયદા વિષે બીજા એક ગ્રંથમાં (History of India. સં૦ જેક્સન, પુ૦ ૮, પા ૨૭૫) લખ્યું છે તેય જોવા જેવું છે. અમેઝ રાજ્યની સ્થાપનાના એક સીમાચિહ્ન સમા આ કાયદા વિષે તે લખે છે:—

"૧૭૭૩ના કાયદાથી જે રાજ્યવ્યવસ્થા રચવામાં આવી તે, કંપની ઉપર આવી લાગેલી અસ્પષ્ટ અને નિરંકુશ રાજ્યસત્તાને કાંઈક ચોક્સ અને લેખામાં લેવાય એવું સ્વરૂપ આપવાનો પહેલો પ્રયત્ન હતો. તે તારીખથી આગળ આગળ, હિંદની બ્રિટિશ રાજ્યવ્યવસ્થાની રૂપરેખા ધીમે ધીમે દોરાતી ગઈ."

હિંદનો વિલાયતમાં વિચાર થયો. અને ભલે તેના બાહ્ય નામ કે રૂપમાં કૃપાળા લાગતા ફેરફારો કરાયા હોય, પરંતુ વસ્તુતાએ આજ સુધી વિલાયતની પાર્લમેન્ટ એવો જ વર્તાવ હિંદની બાબતમાં રાખતી આવી છે, એ સૌ જાણે છે. શરૂમાં આનું નિમિત્ત, કંપનીનો પટો નવો આપવાનું કામ આવતું, એ બનતું. ૧૮૫૭ પછી એ જ પ્રથાને નામ અપાય છે — 'હિંદનો નૈતિક અને આર્થિક વિકાસ' તપાસતા રહેવાનું. અને કંપનીના પટાને બદલે આવે છે ધારાસભાના બંધારણના ફેરફારો. અને આ ફેરફારો કરતા અગાઉ વિગતે તપાસ કરવાનો અને તેનો નિર્ણય કરવાનો હક પાર્લામેન્ટનો આજ સુધી અક્ષત છે. આજ ઇ સ. ૧૯૪૬માં એ જ જૂની પ્રથાને અનુસરી પાર્લમેન્ટનું પ્રતિનિધિમંડળ હિંદની સ્થિતિ તપાસવાને માટે દેશમાં ફરે છે. હિંદને પોતાની જાગીર માનીને ચાલવાની ભાષા કદાચ બદલાઈ છે એટલું જ. અસ્તુ.

આવી જહાંગીરી પ્રથાનો પ્રારંભ ૧૭૭૪થી થયો કહેવાય. નવાઈ તો એ છે કે, સારની આખી ચર્ચામાં, હિંદની પ્રજાને ખૂબ ઘોર અન્યાય થયો છે અને રાજાઓ પ્રત્યે ગેરવર્તણૂક રખાઈ છે, એક કહેવાયું. પરંતુ તેની ભરપાઈની વાત સરખી નથી થતી! બદકે એ બધાના ફળરૂપ જે આયપત તેની વ્યવસ્થાને માટે વિચાર કરવામાં આવે છે, જેથી કરીને દૂઝણુ વ્યવસ્થિત બનીને કાયમી દૂધ આપી શકે. યુરોપમાં ૧૬—૧૭મા સૈકામાં જે સંસ્કૃતિ જાગી હતી, તેમાં ખ્રિસ્તેતર મુલકો માટે આવો વિચાર કોઈ દેશે ભાગ્યે જ કર્યો હશે, કેમ કે ખ્રિસ્તેતર મુલકો યુરોપીય આંતરરાષ્ટ્રીય કાયદા બહાર હતા. અને હજી ઘણે ભાગે તેમ જ છે.

નિયમનના આ કાયદાની મુખ્ય કલમો નીચે મુજબ હતી :—

"૧. બંગાળમાં ગવર્નર-જનરલ મૂકવો અને તેની મદદમાં ચાર સભ્યોની સમિતિ રહે. તેમના અમલની મુદત પાંચ વર્ષની ઠરાવી. બહુમતીથી આ સમિતિ કામ કરે. સરખા મત વહેંચાય તો ગવર્નર-જનરલ પોતાનો આખરી મત આપી શકે.

૨. આ ગવર્નર-જનરલ અને તેની સમિતિ મુંબઈ, મદ્રાસ ઇલાકા પર એ બાબતની દેખરેખ રાખે—યુદ્ધ અને સુલેહ કરવાની.

૩. એક વડો અને તેના મદદનીશ ન્યાયાધીશોની વડી અદાલત સ્થાપી.

૪. કંપનીના હિસાબકિતાબ તથા દીવાની અને ફોજી વહીવટનો પત્રવ્યવહાર પાર્લમેન્ટના પ્રધાનોને બતાવવો જોઈએ; એટલે, કંપનીના આખા કામ ઉપર પાર્લમેન્ટની દેખરેખ મૂકવામાં આવી. અથવા કહો કે, પાર્લમેન્ટના હિંદી ખાતાની વહીવટદાર હવે કંપની બની.

૫. કંપનીના ડિરેક્ટરોની લાયકાત માટે કડક કલમો મુકાઈ, કેમ કે જે ડિરેક્ટરો આવતા તે, તેમના હિંદના નોકરો જેમ, પૈસા ખાવા જ આવતા.

૬. કંપનીએ દર વર્ષે ૪ લાખ પાઉન્ડ સરકારને ભરવાના કર્યાં હતા તે હવે ન ભરવા.

૭. કંપનીના કલેક્ટરો ને ન્યાયાધીશો માટે ખાનગી વેપાર બંધ કરવામાં આવ્યો; બીજા નોકરોને અમુક વેપાર માટે રજા લઈને તે કરવાની છૂટ રાખી, અને તેમની શિસ્ત બાબતમાં દોષ માટે શિક્ષા કરવા વિધિ નક્કી કર્યો.

અને કાયદામાં જ કલમ મૂકીને પહેલી વારની* નિમણૂક કરી કે, હેસ્ટિંગ્ઝ ગવર્નર જનરલ થાય, અને ફલાણા ચાર ગૃહસ્થો તેની સમિતિ બને. તેઓ ૧૭૭૪માં કલકત્તા પહોંચ્યા, અને બ્રિટિશ હિંદની રાજધાની કલકત્તા બની ને તેના ગવર્નર જનરલનો અમલ શરૂ થયો.

'નિયમનધારા'ની ચર્ચા વખતે વિલાયતમાં એક એવો પક્ષ હતો કે જે એમ ઇચ્છતો હતો કે, કંપનીના વેપારનો પટો રદ કરી સૌ અંગ્રેજો માટે હિંદના વેપારની છૂટ મુકાય; અને કંપનીએ જે મુલક મેળવ્યો છે તે વિલાયતનો રાજા કબજે લઈ ત્યાં રાજ્ય ચલાવે. પરંતુ એ ઢબે વ્યવહાર ચલાવવાનું ત્યારે ફાવે એમ નહોતું, એમ અંગ્રેજ મુત્સદ્દીઓને લાગ્યું. તેઓ પગલે પગલે, જેમ જરૂર દેખાય તેમ, વર્તવા ને આગળ વધવા ચાહતા હતા. એટલે કંપની સરકારનું ઓઠું ચાલુ રાખવામાં જ સરળતા દેખાઈ. આવી કુલ સત્તા

* પછીથી નિમણૂક કરવાનો અધિકાર કંપનીને હતો

વિલાયતના રાજાએ લેવાના સંજોગે છેવટે ૧૮૫૮માં દેખાયા, ને ત્યારે અંગ્રેજ રાણી હિંદની પણ રાણી બને છે, એ આગળ આવશે.

પરંતુ ઈ. સ. ૧૭૭૪નો આ કાયદો ત્યાં સુધી ટકી શક્યો નહિ. એ અનુસાર કામ કરતાં તરત જ મુશ્કેલીઓ ઊભી થઈ, અને તેનો ભોગ હેસ્ટિંગ્ઝ જ બને છે. તે બધા અનુભવ પરથી ૧૭૮૫માં બીજો કાયદો ચાલુ કરવામાં આવ્યો, અને તે જ, પછી તેમાં ગૌણ સુધારાવધારા સાથે, ઠેઠ ૧૮૫૮ સુધી રહ્યો. આમ, ૧૭૭૪થી અંગ્રેજ વેપારી કંપની, તેના દેશના કાયદા પ્રમાણે, હિંદમાં રાજ્ય ભોગવતી સત્તા ગણાઈ. જોકે, હિંદમાં કાયદો જોઈએ તો તે મોગલ ફરમાનથી બનેલી એક સત્તા હતી, છતાં દેશી રાજસત્તાઓમાં તે કાળમાં તે લગભગ એક સ્વતંત્ર સત્તા જ લેખાતી.

ખંડ ૯ મો

# મરાઠા રાજ્યમંડળમાં પગપેસારો

[૧૭૭૪-૧૭૮૫]

"હિંદુસ્તાન અને દખ્ખણના લોકોમાં માત્ર મરાઠાઓ જ એકલા એવા છે કે જેમનામાં રાષ્ટ્રીય પ્રેમનું તત્ત્વ રહેલું છે. એ પ્રજાની બધી વ્યક્તિઓના મન પર એની મજબૂત છાપ પડેલી છે; અને જો સામાન્ય રાજ્ય પર કોઈ મોટો ભય ઝઝૂમે (જેમ કે, કોઈ સર્વસાધારણ મુદ્દો), તો તેમના બધા સરદારોને ઘણે ભાગે એકત્રિત કરી પણ દે, એવી તે ભાવના છે."

—વૉરન હેસ્ટિંગ્ઝ (૧૭૮૪)

'અંગ્રેજ પ્રજા આપણને કાંટા સમાન છે; તે કાંટો કાઢવો જ જોઈએ.'
નાના ફડણીસે જવાબ આપ્યો, 'એ બાબત હું બેધ્યાન નથી એ સારુ હું એકે સાધન કામમાં લીધા વગર રહેવાનો નથી.'

—ભાઈ પરમાનંદ કૃત 'Our Earliest Attempt at Independence' પા. ૫૭

"હિંદમાં આપણી (એટલે કે અંગ્રેજ) પ્રજાની નક્કી થયેલી નીતિ હોય એમ લાગે છે કે, તેની સાથે સંબંધમાં આવતી દરેક સત્તાને નબળી કરવી." આ કામ કરવામાં ઇસ્ટ ઇંડિયા કંપની સૌથી ભારે અસરકારક તેજાબ જેવી વસ્તુ હતી.

—થૉમ્સન, 'ધી મેકિંગ ઑફ ઇન્ડિયન પ્રિન્સીઝ'–૨

૧ હેસ્ટિંગ્ઝની નેમ
૨. સત્તાધીશ કાર્યવાહક સમિતિ
૩ મુંબઈ સરકાર રસે ચડી
૪. હેસ્ટિંગ્ઝની ગુલાટ
૫. ખટપટનું જાળું
૬. હેસ્ટિંગ્ઝની બીજી ગુલાટ
૭ અંગ્રેજ સામે એકત્રિત સામનો
૮ કલકત્તાની સેના હારી
૯ દક્ષિણમાં માર ખાધો
૧૦. નિર્બળ લૂંટ

# સાલવારી

૧૭૫૦ હેસ્ટિંગ્સ કંપનીની નોકરીમાં (૧૮ વર્ષનો) દાખલ થયો.
૧૭૭૨ માધવરાવ પેશવાનું મરણ
૧૭૭૩ નારાયણરાવ પેશવા થયો.
૧૭૭૪ ,, નું ખૂન—પૂનામાં પેશ્વાઈ માટે ઝઘડો શરૂ
૧૭૭૪ પાર્લમેન્ટના નિયમનધારાથી હેસ્ટિંગ્સ કંપનીનો ગવર્નર-જનરલ નિમાયો
કલકત્તામાં સદર અદાલત સ્થપાઈ
૧૭૭૫ નંદકુમારનો ખટલો—ફાંસી
,, સુરતની અંગ્રેજો જોડે રઘોબાની સલાહ—પૂનાની ગાદી લેવા માટે
(નારાયણરાવનો બાળક પુત્ર પેશવા થયો તે સામે.)
૧૭૭૬ પુરંદરની સંધિ—કલકત્તાની સમિતિ ને પૂના સરકાર વચ્ચે.
૧૭૭૮ યુરોપમાં ફ્રાંસ ઇંગ્લંડની લડાઈ શરૂ મુંબઈ સરકારને પૂના જોડે લડવા
કલકત્તાથી રજા મળી
૧૭૭૯ મુંબઈ સરકાર હારી વડગામની સલાહ હેસ્ટિંગ્સ તેને માનતો નથી—
ગોડર્ડ ગુજરાત મારે છે
૧૭૮૦ કલકત્તાની એક સેના સિંદેના મુલક પર થઈ ગઈ
હૈદર અલીની કર્ણાટક પર ચડાઈ
૧૭૮૧ સિંદે અંગ્રેજો જોડે અલગ સંધિ કરે છે
૧૭૮૨ સાલબાઇના કરાર થયા.
૧૭૮૩ યુરોપમાં એંગ્લો ફ્રેન્ચ યુદ્ધ બંધ.
૧૭૮૪ હૈદર જોડે મેંગલોરના કરાર
૧૭૮૫ હેસ્ટિંગ્સ રાજીનામું આપી તેને દેશ પાછો ગયો.
૧૭૮૪ કંપની માટે નવો કાયદો વિલાયતમાં પસાર થાય છે

# ૧

## હેસ્ટિંગ્ઝની મુખ્ય નેમ

"મરાઠાઓએ (૧૭૬૧ના ધક્કા બાદ) પાછું હિંદ ઉપર પોતાનું અધિરાજ્ય મેળવ્યું હતું; તેને તેઓ પોતાનો ઉદ્દેશ જ છે એમ જાહેર કહેતા હતા. સર જોન સ્ટ્રેચી કહે છે કે, 'હેસ્ટિંગ્ઝની નીતિની ચાવી એ વાતમાં રહેલી છે કે, આ હકીકત તે પામ્યો હતો અને હિંદના બીજા દેશી રાજાઓની પેઠે આપણા સૂબાઓ ઉપર પણ તેમનો ભય એકસરખો ઝઝૂમતો હતો.'"

— ભાઈ પરમાનંદ*

"હિન્દના બ્રિટિશ રાજ્યનું તેણે વ્યવસ્થિત રૂપ ઘડ્યું અને તેને સાચવી રાખ્યું."

— રામ્ઝે મ્યૂર, પા ૧૪૭

વોરન હેસ્ટિંગ્ઝ કંપનીનો કાબેલમાં કાબેલ અને જૂનો એક સેવક હતો. ક્લાઈવ પેઠે જ નાની વયે (૧૮ વર્ષની ઉમરે) ઈ. સ. ૧૭૫૦માં તે કંપનીની નોકરીમાં દાખલ થયો હતો. એટલે કંપની સરકારની બંગાળ બિહારમાં સ્થાપના થઈ તે તથા મદ્રાસ પ્રાન્તનું રાજકારણ તેણે જાતે જોયું હતું. તે પોતાનું કામ પણ તેમાંથી સ્પષ્ટતાપૂર્વક સમજી બેઠો હતો. મુગલ બાદશાહ અલ્હાબાદના અંગ્રેજ પાંજરામાંથી, મરાઠાઓની કુમક મેળવીને, દિલ્હી ભાગ્યો (ઈ. સ. ૧૭૭૧), તે એક સ્પષ્ટ સૂચક બીના હતી. અવધ રોહિલખંડમાં પણ તે હાથ ઘાલી ચૂક્યો હતો. વધતા જતા મરાઠા બળની ચિંતા તેને પણ હતી જ. અંગ્રેજો બહુ બહુ તો એક મોગલ સૂબાના માલિક થઈ બેઠા હતા; તેથી વધારે નહિ. પરંતુ વીખરતા જતા મોગલ રાજ્યના વિજેતા તો મરાઠાઓ જ એકમાત્ર તે કાળે હતા. અંગ્રેજ

* તેમના 'Our Earliest Attempt at Independence' પા. ૧૫ ઉપરથી.

કંપની જે રીતે આગળ ડગલાં માંડતી હતી તેમ માંડયે રાખે, તો એને મરાઠાઓ આડે આવ્યા વગર રહી શકે એમ નહોતું. ૧૭૭૨ થી ૧૭૮૫ નાં વર્ષ એ પ્રકારની પડેલી ભેટનો કાળ ગણાય. હેસ્ટિંગ્ઝ આ વસ્તુ બરોબર જાણીને જ ગવર્નર-જનરલની પદવી પર બેઠો હતો. તે બાબતમાં કાંઈ કરવા અગાઉ તેને પોતાના ઘરમાં જ ઝઘડો પતવી, પોતાનું પદ સ્થિર કરવાનું હતું. ક્લાઈવના જ જોટાનો આ માણસ આ આખા કામમાં એવું દીવે રાખે છે. કે, આજ સુધી તેના દેશજનો એ બે જણને તેમના હિંદી સામ્રાજ્યના સ્થાપકો તરીકે ગણે છે. ક્લાઈવની કામગરી જોઈ આવ્યા; હવે તેનું કામ આગળ લેનાર આ તેના અનુગામીની જોઈએ.

## ૨

## સત્તાધીશ કાર્યવાહક સમિતિ

૧૭૭૪નો નિયમન ધારો આવ્યે વૉરન હેસ્ટિંગ્ઝને તો પીડા જ થઈ, કેમ કે છૂટે હાથે અને પોતાને ગમે તેમ વર્તવા ટેવાયેલા માણસને માથે કાર્યવાહક સમિતિ આવી, અને તે એવી કે જે પોતાનો હક બરોબર ભોગવવા માગતી હતી, અને જેની ઉપર ગવર્નર જનરલને પોતાનો મુન્સફી હક ચલાવીને ધાર્યું કરવાની સત્તા નહોતી. નિયમન ધારો ઘડતી વખતે પાર્લમેન્ટનો મુખ્ય વિચાર એ હતો કે, કંપનીના નોકરો ઉપર કાબૂ રાખે એવી વ્યવસ્થા ઊભી કરવી. આ મુખ્ય વિચારથી પ્રેરાઈને જ તેમણે આવી પાકી સત્તાવાળી કાર્યવાહક સમિતિ કાયદામાં મૂકી હતી. હેસ્ટિંગ્ઝ ગવર્નર જનરલ તો થયો, પરંતુ તેને એ પૂરવા જ કરતું કે, સમિતિ આગળ પોતાને સત્તા તો કાંઈ નથી. જાણે કે, જહાંગીરી ચલાવી શકાય તો જ સત્તા ગણાય. પરંતુ હિંદની પરિસ્થિતિમાં જહાંગીરી જ જોઈએ, એવો અનુભવ તેની કારકિર્દીનાં ૧૦ વર્ષમાં અંગ્રેજોએ લીધો, અને આપણે જોઈશું કે, ૧૭૮૫માં પાર્લમેન્ટે ગવર્નરજનરલને સમિતિ ઉપર એવા

ઇન્કાર-હકની મુનસફી આપી.* હેસ્ટિંગ્ઝનો તે મત સાચો ઠેરવ્યો.

કાર્યવાહક સમિતિમાં ફ્રાન્સીસ× નામનો સભ્ય હતો. પોતા સાથે

* એ પણ અહીં યાદ દેવરાવવા જેવું ગણ્યું છે, અને આજ સુધી ગવર્નર-જનરલ એ સત્તા ભોગવે છે. 'સ્થાનિક સત્તાધારીના મતનું વર્જન વધારે ગણવું જોઈએ' એ એક રાજનીતિનું સૂત્ર બન્યું છે, તેની પાછળ આ હેસ્ટિંગ્ઝના જમાનાથી શરૂ થયેલો ઇતિહાસ ગણવામાં આવે તો ખોટું નથી. હિંદનો વહીવટ એકહથ્થુ ને મજબૂત હોવો જોઈએ, એ લગભગ હિંદને માટેનું મુખ્ય અને સ્વયસિદ્ધ રાજસૂત્ર, અંગ્રેજી મતે, થઈ ગયું છે.

× આ ફ્રાન્સીસ વિષે કેટલુંક જાણવા જેવું છે. બંગાળ બિહારનો વેપાર અંગ્રેજોને ચરી ખાવાને માટે હાથ આવ્યો એટલે તે કેવા માલ્યા હતા એ આપણે જોયું આમ અનુક્રમે ને ઝડપટ મળતા ધનની અનૈતિક અસર વિલાયતમાંય પહોંચી. ૧૭૭૨માં ફ્રેન્ચ ક્રાંતિકારી વૉલ્ટેરે લૉર્ડ ચેસ્ટરફિલ્ડને એક પત્રમાં આ વિષે લખેલું મળે છે કે, "હિંદની સંપત્તિએ વિલાયતને એવું તો ભ્રષ્ટ કર્યું છે કે, હવે તે તેના પડતી-કાળમાં દાખલ થાય છે" કંપનીના નોકરો બેવડ ખાનથી પ્રજાને મારતા :— ખાનગી વેપારથી અને સરકારી મહેસૂલી નફામાંથી પણ.

આ બધાથી ફ્રાન્સીસનો પુણ્યપ્રકોપ ઊછળ્યો તે સુધારક હતો. તેણે 'જુનિયસ' નામથી જાહેરપત્રો લખી આ તેનો લાવા તેમાં રેડ્યો આ પત્રો આજ પણ સાહિત્યના એક અમર ગ્રંથ તરીકે અંગ્રેજી સાહિત્યમાં સ્થાન પામ્યા છે આ પત્રોની અસર પણ થઈ: વિલાયતના સમજુણા માણસો જાગ્રત થયા. જોકે છેવટે તો લોભ ને હલકો રાષ્ટ્રપ્રેમ જ ઉપર આવ્યા.

ફ્રાન્સીસને પછી કાઉન્સિલમાં જગા મળી. તેણે પોતાથી બનતો સુધારો કરી સુવ્યવસ્થા કરવાની આ તક ઝડપી લીધી તેમાં તેને હેસ્ટિંગ્ઝ સામે લડવાનું થયું હેસ્ટિંગ્ઝના કરતૂતો પર તેણે સપાટા ચલાવ્યા કંપનીની તિજોરીમાં રૂપિયા ઘસડી આણવા જે ઉધામા છતા હેસ્ટિંગ્ઝે કર્યાં, તે સામે વિરોધ કર્યો. પાછળથી કૉર્નવોલીસે કાયમી મહેસૂલ પદ્ધતિ કરી, તે મૂળ ફ્રાન્સીસે રજૂ કરેલી; પણ હેસ્ટિંગ્ઝે તે ન માની છેવટે હેસ્ટિંગ્ઝ સામે તેણે વિલાયતમાં જંગ માંડ્યો. પાર્લમેન્ટમાં હેસ્ટિંગ્ઝનો મામલો ચર્ચાયો છેવટે ૧૭૮૪ના કાયદામાં પેલી મરેલી અવનરેલી કલમ નખાવી કે, રાજ્ય સંપાદન કરવું ને લડવું એ કાંઈ કંપનીની નીતિ નથી પરંતુ એ પછીથી આવતો ઇતિહાસ થયો. ફ્રાન્સીસ આ બધામાં કારણ હતો, એમ મેજર બસુ જણાવે છે.

(જુઓ તેમનો ઇતિહાસ [illegible] તથા ત્યાં જણાવેલો 'નૉર્ટન' રિવ્યુનો લેખ)

ત્રણ મત ધરાવતો હોઈ, તે હેસ્ટિંગ્ઝ સામે પડ્યો. અંતવિંત એણે ૧૭૭૨-૭૪ દરમિયાન હેસ્ટિંગ્ઝે કરેલાં કામો ઉખાડી તેને અડાવવા માંડ્યો. ૧૭૭૫માં અવધનો નવાબ મરી ગયો. સમિતિએ નવા નવાબને ગાદી પર બેસાડી તેની સાથે નવી સંધિ કરી. તે મુજબ, બનારસ જિલ્લાની જમીનદારી કંપની હસ્તક કરી તેના રાજા ચૈતસિંહને ખંડિયો બનાવ્યો. નવા નવાબ પાસે લેવાતી રકમમાં ૬ લાખ રૂપિયા વધારો કર્યો, જ્યારે તે બિચારા પાસે લશ્કરનો પગાર ચૂકવવાનાય સાંસા હતા. પણ તેનું કંપની શું કરે? તેને પોતાને પૈસા ખૂટતા હતા તેનું શું?

ઉપરાંત એક હકીકત અહીં કહેવી જોઈએ, કેમ કે તેનું પછી પુરાણ થાય છે. મરનાર નવાબની વિધવા બેગમોને નવાબનો વિપુલ ધનભંડાર પોતાની ખાનગી મિલકત તરીકે ગણવા દેવામાં આવ્યો.

આમ સમિતિનું જોર જોઈને વાતાવરણમાં ફેર પડવા લાગ્યો: હેસ્ટિંગ્ઝને બદલે સમિતિ પુછાવા લાગી. નામીચો નંદકુમાર પાછો જાગ્યો અને હેસ્ટિંગ્ઝને પછાડવાના મનોરથ કરવા લાગ્યો. તે જમાનામાં રૂપિયા તો કોણ નહોતું ખાતું! નંદકુમારે વડી અદાલતમાં હેસ્ટિંગ્ઝ ઉપર લાંચખોરીનો કેસ માંડ્યો. વડી અદાલતનો ન્યાયાધીશ હેસ્ટિંગ્ઝનો સહાધ્યાયી દોસ્ત હતો. હેસ્ટિંગ્ઝ પણ ગાંજ્યો જાય એમ નહોતો. તે કળી ગયો કે, આમ જો મારી જોડે અડપલાં ચાલી શકશે, તો મારી સત્તાનું તો મીંડું વળશે. વડી અદાલતની સત્તાઓ પણ નિયમન-ધારામાં કાર્યવાહક સમિતિ જેવી વિશાળ રાખી હતી, તે એ જ હિસાબે કે, તે હાર નોકરોની લાંચખોરી અને અશિસ્ત (અદાબત આગ્રહ) કાબૂમાં આવે. સમિતિની જેમ જ અદાલતની સત્તા પણ ઈ. સ. ૧૭૮૫ના નવા કાયદામાં ઘટાડવામાં આવી તે પછી જોઈશું. તેનું કારણ આ જાતના હેસ્ટિંગ્ઝના ઝઘડામાં જ હતું.

હેસ્ટિંગ્ઝે નંદકુમાર ઉપર એક સામો દાવો મૂક્યો. તે તો ઠીક. પણ એક બીજા માણસે, ચારેક વર્ષ ઉપર એક દસ્તાવેજમાં નંદકુમારે ખોટી સહી કરી, એવો ... આ દાવાને પકડી લઈને

અદાલતે અંગ્રેજી કાયદા પ્રમાણે નંદકુમારને ફાંસી આપી, અને એમ હેસ્ટિંગ્ઝનું કામ કાઢી આપ્યું.[૧] એ જ ગુનો કરનાર ક્લાઈવ શું પામ્યો તે આપણે જોઈ ગયા.[૨] પરંતુ અંગ્રેજી રાજને માટે જે લાભનું છે એ જ નીતિ અને ન્યાય, એ સૂત્ર પ્રમાણે એક જ દોષ માટે આ સજાફેર પ્રમાણિત ઠરે છે!

આવી સાવ અન્યાયી વાત હોવા છતાં, હેસ્ટિંગ્ઝ નંદકુમારનો કાંટો કાઢી શક્યો, તેની અસર પોતાનું ચલણ સ્થાપવા પર થઈ જ. વાતાવરણમાં પાછો એ જબરો જણાયો. અને એને સારે નસીબે, તેની વિરોધી ત્રિપુટીમાંથી બે જણ ૧૭૮૦ સુધીમાં મરણ પામ્યા, એટલે એનો હાથ હવે ઉપર થયો. એટલે પછી પોતે બેધડક વર્તી શક્યો.

૧. આ કેસમાં જજે પક્ષપાતથી ભાગ લીધો હતો એ નોંધાયેલું મળે છે. હિંદુ કાયદામાં આને માટે ફાંસીની સજા કલ્પી ન શકાય, તે જજે કેમ કરી? અને ૪ વર્ષ જૂના ગુના પર ત્યાર બાદ સ્થપાયેલી અદાલતને શો અધિકાર? હેસ્ટિંગ્ઝ પર મૂકેલા આરોપો ખોટા નહોતા. તે વાત તો ક્યાં ગઈ, ને જૂની વાત ખોદી કઢાઈ! આ આખું પ્રકરણ આગળ પર હેસ્ટિંગ્ઝના પાર્લમેન્ટ આગળના તહોમતનામામાં આવે છે.

૨. માર્ટીન કરીને એક અંગ્રેજ લખે છે: 'જે ગુનાએ એક અંગ્રેજને લૉર્ડ બનવાનો રસ્તો ન રોક્યો, તે હવે એક હિંદુને ફાંસીને લાકડે લટકાવે છે'

૩

# મુંબઈ સરકાર રણે ચડી

બંગાળાના ગવર્નરે ત્યાં રાજ સંપાડ્યું તો આપણે શું કામ પાછા પડીએ ? આવા પ્રકારની લાગણીથી પ્રેરાઈ મુંબઈનો ગવર્નર* હવે રણે ચડ્યો. તેને માટે એને રૂડું બહાનું પણ હતું. ઈ. સ. ૧૭૬૮થી કંપનીના સંચાલકો વિલાયતથી પોતાના મુંબઈ થાણાને લખ્યા જ કરતા હતા કે,

'સાલસેટ, વસઈ અને તેના કબજાનો પ્રદેશ અને મરાઠાઓનો સુરત બાજુનો પ્રદેશ — એટલું આપણે હિંદની તે બાજુએ જોઈએ તેટલું મળે તો બસ. તો મુંબઈ થાણાની ચિંતા મટી જાય; વેપારની સ્થિરતા અને કબજો આવી રહે, અને તે મુલકની આવકમાંથી વેપારની મૂડી મળી રહે.'

અને થાણાને આ ઉદ્દેશ સૂચવી વિલાયતના સંચાલકોએ ખડો હુકમ આપી મૂકયો હતો કે, તે મેળવવાનો લાગ ન ચૂકતા, જાગતા રહેજો.

૧૭૭૨માં તો અધીરા થઈ તેમણે ઇંગ્લંડથી આજ્ઞા મોકલી કે, પેશ્વાના દરબારમાં આપણો એલચી મોકલો, અને તેની દ્વારા આ કામ કોઈ પણ રસ્તે પાર પાડો. તે મુજબ મૉસ્ટીન નામનો એક બડો ખપી માણસ પૂના મોકલવામાં આવ્યો. ખરું જોતાં આ માણસે અંગ્રેજ જાસૂસ તરીકે અને પૂનાના ઘરભેદુ તરીકે વધારે કામ કર્યું. ૧૭૭૯માં તે મુંબઈ મરી ગયો ત્યાં સુધી અનેક દગાબાજ કામો એણે કંપનીને કરી આપ્યાં છે.

પૂના જઈને તેણે જોયું કે, અંગ્રેજોને જોઈતો મુલક શાંતિથી તો મળે એમ નથી; કોઈ બીજો રસ્તો કરવો જોઈશે. ત્યાં જ અંગ્રેજોને ફાવે એવી રાજરમતનો રસ્તો ઉઘાડો દેખાયો.

---

* તેનું નામ હૉર્નબી. હેસ્ટિંગ્ઝ સાથે જ તે હિંદમાં હતો. (૧૭૭૧ થી ૧૭૮૪.) મરાઠા યુદ્ધના સંચાલનમાં એનો ભારે હાથ છે.

ઈ. સ. ૧૭૭૨ (નવેંબર)માં માધવરાવ પેશવા મરણ પામ્યો.* એટલે પેશવા-કુટુંબમાં તે પદ માટે તોણાતાણી શરૂ થઈ. આનું મૂળ કારણ તેનો કાકો રાઘોબા હતો. અત્યાર સુધી તેને માધવરાવે દબાવીને જાળવેલો. હવે તે ઉદ્દામ બન્યો. આવા જ લાગથી અંગ્રેજો મદ્રાસ અને બંગાળમાં ફાવ્યા હતા. અહીં મોસ્ટીન સાહેબ લાગ જોતા બેઠા જ હતા. અને ધાર્યે પડતી ઉશ્કેરણી કરી તેમાં કજિયો પ્રેરવો એ તેમનું એક કામ હતું, એમ ગ્રેન્ટ ડફ નામનો મરાઠા રાજ્યનો અંગ્રેજ ઇતિહાસકાર કહે છે.

૧૭૭૨ના અંતમાં સ્વ૦ માધવરાવનો નાનો ભાઈ નારણરાવ પેશ્વા બન્યો. તેના કાકા રાઘોબાએ પોતે પેશ્વા બનવા ધાર્યું ને તેને સારુ એનું ખૂન (ઑગસ્ટ, '૭૩) કરાવ્યું, ને પોતે પેશવા બન્યો. મુબઈ સરકારને આ ગમ્યું. તેમને પોતાનુ ધાર્યું કરવામાં ફાવતો રાઘોબા પાછો સત્તા ઉપર આવ્યો. (જુઓ મિલ પુ૦ ૨-૪૨૫). પરંતુ પૂનાના મુત્સદ્દીઓને તથા પ્રજાને આ ખૂની માણસ અકારો હતો. તેઓ તેને ચાહતાં નહોતાં. મરનાર નારાયણરાવ પેશ્વાની સ્ત્રી તે વેળા બેજીવી હતી. તેને એપ્રિલ, ૧૭૭૪માં પુત્ર જન્મ્યો. આ લાગ જોઈ પૂનાએ તેને પેશ્વા બનાવ્યો, અને રાઘોબાને જેર કરવા તૈયારી કરી. રાઘોબા તે વખતે દક્ષિણમાં નિઝામ, હૈદર વગેરે જોડે લડતો હતો. પૂનામાં ચાલતા પ્રકરણની ખબર જાણી તે સીધો ત્યાંથી ગુજરાત માળવા તરફ નાઠો. આમ હવે પેશ્વાના ઘરમાં ફૂટ પડી, અને તે લાગ મુંબઈ સરકારે તરત ઝડપી લીધો.

---

* મરાઠા રાજ્યને માટે આ કેવી મોટી આફત હતી તે ગ્રેન્ટ ડફે આમ વર્ણવી છે:—"દાક્ષિણ્ય છતાં જે વૃક્ષ ફાલતુ હતુ તેના મૂળમાં જ ઘા થયો મરાઠા સામ્રાજ્યને પાણીપત જેવું ઘાતક નહોતુ નીવડ્યુ તેવું, આ ક્રમદા પેશ્વાનું અકાળ મૃત્યુ બન્યુ."

કેમ્બ્રિજ ઇતિહાસકાર (પુ ૫, ૨૫૩) પણ ઉપરની વસ્તુને સંમત થઈ આગળ કહે છે-" એના મૃત્યુથી, રાજદ્વારી ખટપટનાં પૂર સામે જે મોટા બાધરૂપ તે હતો, એ તૂટ્યો; અને એ પૂરના પાણી, મહાન શિવાજીએ મરાઠા ચડતીનો જે પાયો નાખ્યો હતો, તેને ધોઈ નાખવા માટે આગળ ધસી ગયાં"

રાઘોબાનો વિચાર ગુજરાતમાં ગાયકવાડની અને માળવામાં શિંદે હોલ્કરની મદદ લેવાનો હતો. શિંદેએ આ વખતે દૂધદહીં-ખાય રમવા માંડ્યો. તેને ખાતરી નહોતી કે, કયા પક્ષમાં એને પોતાનો લાભ છે. તેથી બેઉ બાજુની ઢોલકી વગાડવાના ઢોંગ ચલાવ્યા, પણ ધીમે ધીમે તે રાઘોબા તરફ ઢળતો હતો. તે મરાઠા સત્તાનું સમગ્ર હિત જોઈ વિચારીને વર્તતો નહોતો એ ચોક્કસ દેખાય છે.

પણ રાઘોબા તો એથી આગળની સ્વાર્થબાજીમાં પડ્યો હતો. પૂના સરકાર જોડે જ શત્રુતા હવે એણે બાંધી, ને તેનો માર્યો અંધ બનીને વર્તવા લાગ્યો. પોતાના ક્ષુદ્ર લોભ આગળ તે ત્રાહિત ત્રીજાની મદદ લેવા પણ દોડ્યો,* અને શિવાજીએ જે મહાન ઇતિહાસ હિંદમાં જન્માવ્યો હતો, તેની ઘોર ખોદવાનું નાપાક કામ શરૂ કર્યું.

દક્ષિણથી નાસતાં જ એણે પેલા નામીચા મોસ્ટીનને કહાવ્યું કે, મને નાણાં અને ફોજની મદદ જોઈએ. અંગ્રેજો જોડે તેની વાત કરવા તે માળવામાંથી સુરત પહોંચ્યો, અને ત્યાંના અંગ્રેજ આડતિયા મારફતે મુંબઈ સરકાર જોડે વાટાઘાટ શરૂ કરી, અને સુરત મુકામે સનાડ કરી

* માધવરાવ પેશ્વા ૧૭ વર્ષની વયે ગાદી પર આવેલો. તેથી પેશ્વાઈનું કારભારું તેનો કાકો રાઘોબા કરતો. નવો પેશ્વા આવતાં નિઝામે, એની હમેશની ટેવ પ્રમાણે, પૂનાથી સ્વતંત્ર થવા લાગ જોયો. આથી તેને વશ કરવા રાઘોબાએ ૧૭૬૨ જેટલે અગાઉ પણ મુંબઈ કોઠીની મદદ માગ્યાનો દાખલો મળે છે. પછી તો નિઝામ જ વચ્ચેથી રહી ગયો ને રાઘોબાને અંગ્રેજ કોઠીની મદદની જરૂર ન રહી. માધવરાવે મોટા થઈ રાઘોબાની પાસેથી કારભારું સંભાળી લીધું, ને તે માણસ દ્વેષે બળતો ચૂપ બેઠો રહ્યો. લોક તેને સંભાળવો જ પડતો. પેશ્વાનો કાકો હોવાથી જ તેને કેદમાં ન નાખ્યો. પરંતુ તેના પર સતત સખત જાપતો તો રાખવો જ પડતો. તેને આમ સંભાળીને હવે માધવરાવે પોતાના માણસો ગોઠવ્યા, તેમાં મરાઠા ઇતિહાસના આ કાળમાં પ્રખ્યાત થનાર નાના ફડનવીસ એક હતો — નામ બાલાજી જનાર્દન. તે રત્નાગીરીનો મૂળ, તેના દાદા બાલાજી વિશ્વનાથની નોકરીમાં હતા, તેનો પિતા ફડનવીસ હતો. તે પદ નાનાને વંશગત મળ્યું.

૧૭૭૨ માં માધવરાવ મરતાં રાઘોબાને પાછા સતેજ થવાનો લાગ મળ્યો. એણે પાછી એની જૂની બુદ્ધિથી કામ શરૂ કર્યું.

કે, અને પૂનાની ગાદી મેળવવામાં મદદ કરવા બદલ હું તમે માગો છો તે મુલક આપીશ. (ઈ. સ. ૧૭૭૫.) એ પ્રમાણે અંગ્રેજોની મદદ મેળવી, રાઘોબાએ માન્યું કે, પોતે આગળ ધપ્યો; અને અંગ્રેજોએ પણ પોતાની દૃષ્ટિએ એમ જ માન્યું!

હવે ગાયકવાડની મદદ મેળવવી રહી. તેમાં પણ પેલા મૉસ્ટીન જેવાની ચાલાકીની જરૂર હતી, કેમ કે વડોદરાની ગાદી માટે પણ બે ભાઈઓ ઝઘડો કરતા હતા. મૉસ્ટીને આવીને એકને મેળવી લઈ, કંપની માટે ભરૂચ સુરત જિલ્લાનો પ્રદેશ પડાવ્યો. અને એમ પાછો પૂના સરકારનો એક પગ લૂલો કર્યો.

આમ સામે તૈયાર થઈ રહેલા રાઘોબાને હવે પૂના સરકારે દબાવવો જ જોઈએ, કેમ કે અંગ્રેજોની મદદ લઈ તે હવે પૂના તરફ આવતો હતો. દક્ષિણમાંથી રાઘોબા જતો હતો ત્યારે પૂનેથી તેની પાછળ પડેલુ લશ્કર ગુજરાતમાં આવ્યુ. શિંદે અને ગાયકવાડ હજી તટસ્થતાની બાજી રમવા લાગ્યા. છેવટે ખેડા જિલ્લામાં અડાસ મુકામે રાઘોબા અને પૂનાસેના વચ્ચે લડાઈ થઈ, પણ યુદ્ધમાં કોઈ પક્ષને આખરી વિજય ન મળ્યો. રાઘોબા હતાશ થઈ સુરત ભાગ્યો, અને પૂનાની સેનાને પાછા જવાનુ હોવાથી રાઘોબા પાછો મોકળો રહ્યો.*

મુંબઈ સરકાર આટલે સુધી આવી હતી, ત્યાં તો ૧૭૭૪ ના નિયમન-ધારાની ખબર હિંદ આવી ગઈ હતી, ને તે મુજબ હેસ્ટિંગ્ઝ, ગવર્નર-જનરલની પોતાની સત્તાની રૂએ, મુંબઈ સરકારે ઉપાડેલા આ યુદ્ધની વચ્ચે પડ્યો, અને તેને લઈને આ પ્રકરણ જુદે જ રંગે ચડ્યું.

---

* નારાયણરાવનો મરણોત્તર છોકરો ખરો પુત્ર નથી એવી વાત પણ આ વખતે ચલાવવામા આવે છે, તેથી પૂનામા રાજરમત વળી વધારે ગોટાય છે, એ હકીકત અહીં યાદ કરવા જેવી છે

૪

# હેસ્ટિંગ્ઝની ગુલાંટ

'નિયમન-ધારા'થી પોતાને મળેલી સત્તાની રૂએ, હેસ્ટિંગ્ઝ અને તેની કાર્યવાહક સમિતિએ મુંબઈ સરકારે ઉપાડેલા યુદ્ધનો વિચાર કર્યો. ફ્રાન્સીસની ત્રિપુટી આ વખતે જોરાવર હતી. અંગ્રેજો આ ફ્રાન્સીસને બહુ વખોડે છે, તે કદાચ તેમના સામ્રાજ્યવાદી પક્ષપાતને કારણે હશે. બાકી મુંબઈ સરકારના આ યુદ્ધ વિષે ફ્રાન્સીસની સમિતિએ જે ઠરાવ કર્યો તે, ન્યાયની રીત જોતાં, સાચો હતો. તેણે કહ્યું કે, પેશ્વાને પોતાની પાંખમાં લઈને મુંબઈ સરકારે 'ડહાપણ વગરની, બિનસત્તાવાર, અને અન્યાયી' લડાઈ ઉપાડી છે, રાઘોબા કે જેને આધારે તે ઉપાડી છે તે માણસ કશી મદદ કરી શકે એવી દશામાં નથી; એટલે પૂના સરકારની જોડે સંધિ કરવી જોઈએ. અને તે મુજબ સંધિ કરવા કલકત્તાથી પોતાનો એલચી પૂના દરબારમાં રવાના કરવામાં આવ્યો. તે વખતે દોઢ વર્ષનો નાનો પેશ્વા પોતાના કારભારીના રક્ષણ તળે પુરંદરમાં હતો, એટલે તે મુકામે કંપની અને પૂના સરકાર વચ્ચે (૧૭૭૬ની શરૂઆત) સંધિ થઈ. પૂના સરકારનો મુખ્ય ઇરાદો ખૂની રાઘોબાને વશમાં લઈ ઘરનો ઝઘડો શમાવવાનો હતો. તે મુખ્ય વાત સાધીને, કંપની જોડેનો ઝઘડો શમાવવા, તેમને જોઈતા થોડાક મુલક આપવામાં આવે, એમ ઠરાવવામાં આવ્યું. એટલે હવે પછી કંપનીએ રાઘોબાને કોઈ રીતે મદદ ન કરવી. આમ પોતાની વાત ચૂંથાઈ ગઈ તે રાઘોબા સમજ્યો, અને પૂનાને શરણે જવાને બદલે મુંબઈ સુરતમાં જ રહી ગયો ને ત્યાં રહ્યો રહ્યો પૂના સામે તે અનેક કારસ્તાન કરતો હતો. છતાં તેને અંગ્રેજો આશ્રય આપતા હતા। (પણ 'છતાં' શું કામ? 'તેથી' જ કહેવું જોઈએ.)

બીજી બાજુ, રાઘોબા જોડે સંધિ કરનારી મુંબઈ સરકારનું પોતાનું ઉપાડેલું કામ ચોળાઈ ગયું તે એને ન ગમ્યું. તે પોતાની સંધિને વળગી રહેવા ચાહતી હતી એ સંધિ કરતી વખતે મુંબઈ સમિતિએ વિચાર

કરેલો કે, ૧૭૭૪ના નિયમન-ધારા પ્રમાણે, કલકત્તાની સર્વસત્તાધીશતા હવે સ્થપાઈ છે, તો તેમની રજા લેવી ન જોઈએ ? પરંતુ, મુબઈ સરકારને એ-કાયદાની વિધિસર જાણ થઈ નહોતી એમ ગણતરી કરીને, તેમણે આ પગલુ ઉપાડયું હતું. આમ મુબઈ અને કલકત્તા થાણાની વચ્ચે ઠીક રસાકસી જામવાનો મામલો ઊભો થયો.

ગવર્નર હોર્ન્બીએ કલકત્તાની આ ઉપરવટ સામે કંપનીને વિલાયતમાં લખ્યુ. સુરતનો પોતે કરેલો કરાર અંગ્રેજ કંપનીને કદાચ ઓછો પડતો હશે માની, રાઘોબાએ પણ ગમે તે શરતે પોતાને મદદ કરવા માટે તેની સાથે લખ્યુ હતુ. લોભી કંપનીએ જોયુ કે, વધારે લાભ સુરતની સંધિમાં છે, અને કેટલાંય વર્ષોના મનોરથોની સિદ્ધિ એમાં છે. તેમણે (ઈ. સ. ૧૭૭૭) લખ્યુ કે, સુરતની સંધિ ઠીક છે, અને તે પ્રમાણે ચાલવું.

કલકત્તા ને મુબઈના ઝઘડામા મુબઈ થાણુ જીત્યુ. ગ્રૅન્ટ ડફ કહે છે કે, હેસ્ટિંગ્ઝનેય તેની કાઉન્સિલે કરેલી પુરંદરની સલાહ ગમતી નહોતી. પણ તેની આગળ તે લાચાર હતો. તે માનતો હતો કે, વધારે લાભની સલાહ થઈ શકત. જો એનો ઘાટ ઉતારવો હોય તો પોતાની કરેલી સુલેહમાથી ગમે તે રીતે ગુલાંટ મારી નીકળી જવું જોઈએ. એમ કરવામા રહેલી બેઈમાની ઉઘાડી છે. પરંતુ, થૉમ્સન ગૅરેટ નામના બે અંગ્રેજો લખે છે કે, હેસ્ટિંગ્ઝને નીતિરીતિ કે સિદ્ધાંતોનાં બંધન હતાં નહિ; એ તો મોટો મુત્સદ્દી ગજ્જપુરુષ હતો ! હિંદમાં કંપનીનુ રાજ્ય સ્થાપવા માટે આવા જ રાજપુરુષો (!) ખપ આવ્યા હતા !

હેસ્ટિંગ્ઝને એ તો તરત વસી ગયુ કે, મુબઈ અને કલકત્તા જો હૃસાતૂસીમા કે પોતાનો કક્કો ખરો કરવામા પડે તો, "આપણે, જ અંદરઅંદર એક વિચિત્ર આટીઘૂંટીવાળો પ્રસંગ ઊભો કરી મૂકીશુ." અને કંપનીનો વિલાયતનો હુકમ તો હતો જ. પરંતુ મુબઈ સરકારને પગલે ચાલવા કે આખો મામલો તેને સોંપી પોતે હાથ જોડી બેસી રહેવા તૈયાર નહોતો. મરાઠાઓ જોડે ઊપડેલા આ યુદ્ધની કિંમત પણ એ પામી ગયો હતો. હિંદમાં તે સત્તા જ અંગ્રેજ કંપનીની હવે સૌથી મોટી શત્રુ છે, એમ તો તે જાણતો હતો. તેની,

જોડે ફેંસલો કરી લેવાનો લાગ હવે ચૂકવો નહિ એમ વિચારીને, એણે આ કામ મધ્યસ્થ સત્તા તરફથી ઉપાડી લીધું.

એ કામ એટલે એકબાજુ રાઘોબા જોડેની સુરતની સંધિ પાળવી — રાઘોબાને હાથમાંથી જતો ન કરવો ને આશ્રય આપવો; અને બીજી બાજુ પૂના સરકાર જોડે કરેલી પુરંદરની સંધિ પ્રમાણે પણ, તેમની જોડે સારાસારી છે અને સંધિ પાળવાનો પ્રયત્ન કરીએ છીએ, એમ દેખાડવું. એમ એક ઊંડી ભેદનીતિનો પ્રયોગ શરૂ થયો. આ વ્યાપક પ્રયોગની પાછળ એકસપાટે આખા હિંદનું રાજ્ય કબજે કરી લેવા માટેનું વર્ચસ્વ સ્થાપવાની છૂપી વાત પડી હતી, એ સમજવા હવે પ્રયત્ન કરીએ.

## ૫

## ખટપટનું જાળું

પુરંદરની સંધિ કરવા આવનાર એલચીને હેસ્ટિંગ્ઝે ૧૭૭૭માં પાછો બોલાવી લીધો અને તેને બદલે, પૂના સરકારના વિરોધ છતાં, મુંબઈનો પેલો મોસ્ટીન પાછો પૂના મોકલવામાં આવ્યો. કેમ કે, હવે કાવાદાવાનું કામ હતું. આ આખું પ્રકરણ એક ભારે જટિલ છે. આપણે તેના પ્રસ્તુત મુદ્દા જ જોઈશું.

એક બાજુ રાઘોબા અને સામે બાળક નારાયણરાવ પેશ્વાની પક્ષકાર પૂના–સરકાર એ બેનું વિરોધપ્રકરણ એક ભારે પ્રપંચની ખાણ બન્યું હતું. રાઘોબાએ ઊંધું ઘાલીને મરાઠા સત્તાના અંગેઅંગમાં પહોંચી વળાને, પોતાની લાગવગથી ફૂટ, દગો અને દ્રોહની ઊંડી જાળ પાથરી દીધી. સ્વાર્થને ખાતર આખા રાજ્યની જડો એ માણસે ઉખાડવા માંડી હતી; અને એમાં એને શરમ જ નહોતી પુરંદરની સંધિ તેણે ન માની. મુંબઈ સરકાર પણ તેને માની ન માની કરવાના પક્ષની હતી એટલે રાઘોબાને મુંબઈ સુરતમાં રહી આ દેશદ્રોહી ધંધો કરવા માટે કંપની તરફથી પૂરી અનુકૂળતા મળી.

મરાઠા–ઘરની આવી દશા જોઈને દક્ષિણમાં હૈદર અને નિઝામ પણ પોતાનો લાગ સાધતા હતા મરાઠાઓ જોડેના પોતાના હમેશના

ટંટાના મુદ્દાઓમા ધાર્યો લાભ સાધી લેવા માટે તેમને લાગ્યુ કે, આ સારો લાગ મળ્યો હતો.

હેસ્ટિંગ્ઝ અને મુંબઈ સરકાર પણ, મોસ્ટીનની સલાહ મુજબ, પૂના–દરબારની ફૂટના બધાં કારસ્તાનોમા સારી પેઠે ભળ્યાં. જ્યાં જ્યાં ઝઘડાની ફાચર મારી શકાય ત્યા બધે ખોળી ખોળીને ખટપટ ઊભી કરાતી હતી 'રિયાસત'કાર સરદેસાઈ લખે છે,

> "આ બે વર્ષ (૧૭૭૭–૭૮) એટલે રઘુનાથરાવની ખટપટોની પરમાવધિ તેણે દરેક રીતે પૂના-સરકારનો ઉચ્છેદ ચલાવ્યો આવડો મોટો પ્રયત્ન રાષ્ટ્રના હિત સારુ ન થયો, તેથી અત્યત ખેદ થાય છે "
>
> "માધવરાવના મરણ પછી મરાઠાશાહીમા જે ફૂટ પડી તે ઉત્તરોત્તર વધતી જ ગઈ આ મુખ્ય જગાની ફૂટનું અનુકરણ સહેજે બીજા તેની પાછળ રહેલાઓએ કર્યું જ્યા ત્યા આપસમા અણબનાવ શરૂ થયો ગાયકવાડમા ગોવિંદરાવ અને ફતેહસિંહ, હોલ્કર ઘેર અહલ્યાબાઈ ને તુકોજી, નાગપુરમા સાબાજી ને મુધોજી, આની સ્થિતિમા–છત્રપતિ, નિઝામ, હૈદર, અગ્રેજ વગેરે તરફથી મરાઠીશાહીને ધક્કો પહોચ્યો "

આ બધી ખટપટોને પહોચી વળવાનું કામ નાના ફડનવીસ નામના મરાઠી રાજપુરુષને માથે હતુ આ ચતુર રાજનીતિજ્ઞ પુરુષની શક્તિના વખાણુ અગ્રેજોએ પણ પાર વિનાના કર્યા છે હિંદના તે કાળના રાજપુરુષોમા એ બેનમૂન હતો. રાઘોબાએ જ્યારે બડ ઉઠાવ્યું ત્યારે પૂના–સરકારની સ્થિતિ અને શક્તિ કફોડી હતી અને અધૂરામા પૂરુ રાઘોબાએ એને કસવામા કશી બાકી રાખી નહિ. બલ્કે સ્વાર્થાંધ થઈ આખા હિંદના રાજકારણમા ઘૂસવાને માટે તેણે અગ્રેજોને નોતર્યા. રાઘોબાની આ એક મોટી ભૂલ થઈ હિંદને માટે જ નહિ, તેના સ્વાર્થ સારુ પણ કેમ કે પરદેશીને હાથ જઈ તેમની મારફત ઘરનો કજિયો લડવા જનાર એ ખૂની માણસ માટે લોકમત વધુ બગડ્યો નાના ફડનવીસે તો ગાંઠ જ વાળી હતી કે, રાઘોબાએ અગ્રેજોને મળીને જે કારી ઘા કરેલો છે, તેને માટે તો માફી ન જ હોઈ શકે, કેમ કે એમા તો આખી સરકારનો જ નાશ છે. અગ્રેજ ફ્રેન્ચ આદિ ટોળાઓ પર એને વિશ્વાસ જ નહોતો. એ લોકના

મદ્રાસ, કર્ણાટક અને બંગાળના કરતૂતો તે બરોબર પામી ગયો હતો. સૂર્ય રાઘોબા મારફત હવે મરાઠાશાહી ગળવાની આ ચાલબાજી છે, એ તે સમજ્યો નહિ તો, પુરંદરની તહ થઈ તેમાં ચોખ્ખો ઠરાવ થઈ ગયા પછી રાઘોબાના તરખટો કેમ ચાલી શકે? એનું બાતમી ખાતું બહુ પ્રબળ હતું. ફ્રાન્સ ઇંગ્લંડની સ્થિતિની બાતમીઓ પણ એ મેળવતો પછી હિંદની બધી બાતમી મળે એમાં તો નવાઈ જ શી?'

અરે, હેસ્ટિંગ્ઝે તો એટલે સુધી પામો નાખ્યો કે, શિવાજી છત્રપતિની ગાદીનો વારસ, આ વર્ષમાં (૧૭૭૭) મરણ પામ્યો — રાજારામ તેને પુત્ર નહોતો. હેસ્ટિંગ્ઝે ભોસલેને કહ્યું કે, તું જો તે ગાદી ઉપર બેસે તો હું તને ખૂબ મદદ કરું, તું આખી મરાઠાશાહીનો અધ્યક્ષ બનીશ (અને અંગ્રેજ?) પણ સમજુ ભોસલેએ ના પાડી, અને ચકોર નાનાને આ વાતની જાણ થતાં તેણે દત્તક લેવડાવી ખટપટની એ બારી તરત સીડી લીધી.'

છેવટે તો નાનાને જ ધકેલી મૂકવાના યત્ન થયા તેના કાકાના એક છોકરા, નામે મોરોબાને, તેની જગાએ ગોઠવવા પેંતરો રચાયો, તે ફાવ્યો, અને નાના એક વાર તો પેશ્વાની દીવાનગીરી પરથી પદભ્રષ્ટ થયો. મોરોબાને હોળકરનું જોર હતું, નાનાને મહાદજી સિંદેનું જોર હતું અને મહાદજી અને હોળકર પડોશી હોઈ, છતાં ઇત્યાદિને લઈ પરસ્પર તેઓ ઊંચા દિલના રહેતા હતા. આવા આવા ખટરાગો સાધી સાધીને, અપાર બુદ્ધિ, ધન અને લોહી રેડી, આ આખું કારસ્તાન ચાલતું હતું. મહાદજીની મદદથી નાના પાછો સ્વસ્થાને થોડા વખતમાં આવ્યો. પરંતુ અંગ્રેજ એલચીની કામગીરી કેટલે સુધી ઊંડી હતી, તે સમજવા આ પ્રસંગ નોંધ્યો છે. ચારે બાજુની ફૂટ પણ જ્યારે પૂના-સરકારને ન તોડી શકી, ત્યારે એ સરકારની પ્રભાવશાળી વ્યક્તિ જે નાના, તેનો જ ઘાટ ઘડવા સુધીની પેરવીઓ થઈ.'

પાછા પદ પર આવીને નાનાએ વિચાર્યું કે, આ કારસ્તાનનો ઘડો હવે ફોડી દીધા વગર તેનો ઉપાય નથી. તેણે અંગ્રેજોને ભડકાવી મારવાની હવે આબાદ યુક્તિ વિચારી. ફ્રેન્ચ જોડે સંધિ કરું છું એવો દેખાવ હવે એણે રચ્યો. આ કાળમાં અંગ્રેજ ફ્રેન્ચ વચ્ચે અમેરિકામાં લડાઈ

ચાલતી હતી. તે ૧૭૮૩ સુધી ચાલી. હિંદમાં પણ શિરસ્તો જ હતો કે, જ્યારે જ્યારે યુરોપમાં એ યુદ્ધ જાગે ત્યારે ત્યારે હિંદમાં પણ એ વચ્ચે યુદ્ધ થવું જોઈએ. (૧૭૪૪–૪૯ જુઓ; ૧૭૫૬–૬૩ જુઓ; ૧૭૭૬–૮૩માં પણ એમ જ બન્યું, અને હજી એક વાર આગળ એમ જ બને છે.) નાનાએ એવો ખેલ રચ્યો કે, પૂના દરબારમાં ફ્રેન્ચોનું સન્માન છે અને અંગ્રેજ એલચીનું માન ઓછું થયું છે. આ યુક્તિનું ધાર્યું ફળ આવ્યું. હેસ્ટિંગ્ઝે ફ્રેન્ચો જોડે લડવાનો ઠરાવ કર્યો. પાંડીચેરી, ચંદ્રનગર અને માહીમ લઈ લીધાં. અને મુંબઈ સરકારને ૧૭૭૮ના માર્ચમાં હુકમ મોકલ્યો કે, મરાઠા જોડે લડવાની જરૂર લાગે તો હવે લડજો, અને હું સેના તથા નાણાં મોકલું છું.

હેસ્ટિંગ્ઝ મહાકાંક્ષી હતો. અમેરિકામાં અંગ્રેજ હાર્યા; મારા* રાજ્યમાં તેઓ જીતે એમ થવું જોઈએ, એમ તેણે વિચાર્યું. એટલે યુદ્ધનો હુકમ આપવાની સાથે, મરાઠા સત્તાની પાંખો કાપવા ખટપટ શરૂ કરી. હૈદર, નિઝામ, ભોંસલે, શિંદે, હોલ્કર આદિને મીઠું બોલીને પટાવવા માંડ્યા. હૈદર વગરના બધા ઓછાવત્તા પલળ્યા; મરાઠાસત્તા પરના અંગ્રેજોએ ઉપાડેલા આ જીવલેણ હુમલાને પરાસ્ત કરવા મન મૂકીને ના મથ્યા. તેમના મરાઠા સરદારો મોટા યોદ્ધા હતા ખરા; પરંતુ તેમનામાં નાના ફડણીસ જેવી રાજનીતિની હોશિયારી નહોતી. તેથી તેઓ પોતાનો નાનો સ્વાર્થ મૂકીને દેશનો મોટો સ્વાર્થ સેવતા નહોતા. પણ નાનાએ વ્યાપક દૃષ્ટિ બતાવી અને એથી આ કાળમાં એણે એક નોંધપાત્ર કામ કર્યું તે હવે જોઈએ.

* અમેરિકામાં કોર્નવોલીસ ઇ૦ સેનાપતિઓ હાર્યા ત્યારે હેસ્ટિંગ્ઝે કહ્યુ, "જો બ્રિટિશ સેના પશ્ચિમમાં હારી તો પૂર્વમાં ગ્રેટ બ્રિટનની હિતરક્ષા માટે જવાબદાર લોકની ફરજ છે કે, રાષ્ટ્રને આથી થયેલી ખોટની ભરપાઈ કરવી આપણી પાસે તેને માટે સાધન સત્તા છે; આપણી સામે થનાર હરકોઈ સત્તા કરતાં આપણા આવા ચડિયાતા લાગે છે, પછી આપણે માત્ર રક્ષણદૃષ્ટિ રાખી નહિ વર્તવું જોઈએ"

(ભાઈ પરમાનંદની ચોપડી પા ૨૯ પરથી)

# ૬

## હેસ્ટિંગ્ઝની બીજી ગુલાંટ

ગવર્નર હૉર્ન્બી મુંબઈમાં વાટ જ જોતો હતો કે, પૂના જોડે લડવાની છૂટ કલકત્તાથી ક્યારે મળે. વિલાયતથી પહેલો હુકમ આવેલો કે સુરતની સંધિ સારી છે, એ આપણે જોઈ ગયા. પરંતુ કલકત્તાની સરકારે પણ પોતાની બાજુ ત્યાં રજૂ કરી, એટલે વિલાયતથી કંપનીના સંચાલકોએ લખ્યું કે, મુંબઈ થાણું કલકત્તાની આમન્યામાં રહીને જે કરે તે કરે. હવે ૧૭૭૮ના પ્રારંભમાં કલકત્તેથી લડાઈની છૂટનો હુકમ આવ્યો, એટલે મુંબઈ સરકારે વિચાર્યું કે, પૂનામાં મોરોબાની સત્તા છે છે ને કામ ઉકેલી લઈએ તો આપણી સેનાને યશ મળે. આ ઉતાવળમાં મુંબઈની સેના, કલકત્તાથી સેના આવતી હતી તેની વાટ જોયા વગર, રાઘોબાને લઈને પૂના ઊપડી. નાનાએ મહાદજી શિંદેને તેની સામે મોકલ્યો. એઉ સેના તળેગાવ આમળ મળી. તેમાં અંગ્રેજ સેના એવી તો હારી કે તેને નાસતા ભોય ભારે પડી, અને કોકણમાં થઈને મુંબઈ તરફથી ઘાટ બાજુથી એક મરાઠી સેના પાછળથી ફરી વળી, તેથી અંગ્રેજ સેનાને મુંબઈ પરત જવાનુંય વસમું થઈ પડ્યું. આવી સપડામણમાં હાર તો થઈ, પરંતુ તરત જ તહનામું કરવા અંગ્રેજ સેના તૈયાર થઈ, અને વડગામ મુકામે ઈ. સ. ૧૭૭૯ના જાનેવારીમાં સંધિ થઈ. તેમાં મરાઠા બાજુએ એવી સખત કલમો મૂકી કે જે અંગ્રેજોને અપમાનકારક ગણાય. પરંતુ સકંજામાં આવી ગયેલ સેનાને બીજો છૂટકો નહોતો. મુંબઈ સરકારે પણ કચવાતે દિલે વડગામની તહ સ્વીકારી. એમ ફરીને મુંબઈ સરકારને શિકસ્ત મળી, અને હેસ્ટિંગ્ઝને મુંબઈ સરકારે કરેલું તહનામું ફેરવી તોળવાની ફરી નામોશી લેવી પડી.

વડગામના આ તહનામા મુજબ રાઘોબા મહાદજીને કબજે આવ્યો. તેણે શાંતિથી ઝાંસી રહેવા ઇચ્છા બતાવી, ને પેશ્વાપદની પોતાની ફારગતી લખી મોકલી. આ કરારને પૂના-સરકારની મંજૂરી મળી અને

મહાદજીની સેના જોડે રાઘોબા ઝાંસી રવાના થયો. પણ તેની દાનત સાફ નહોતી. મહાદજીના કેદી તરીકે પણ તે ખટપટ કર્યા જ કરતો હતો, અને મહાદજીને ગફલતમાં નાખીને કે કદાચ તેની ઢીલાશથી તે સુરત ભાગી જઈ પાછો અંગ્રેજોને મળ્યો. આ આખા લાંબા વિગ્રહનું મૂળ એ હતો. એ પાછો છટકીને શત્રુને મળ્યો, એટલે મરાઠા સરકારને તો યુદ્ધ ઊભું જ રહ્યું. હેસ્ટિંગ્ઝ પણ જોરમાં આવ્યો, કેમ કે મુદ્દામાલ રાઘોબા પાછો તેના હાથમાં થયો.

હવે તેણે તેની અંગ્રેજ રાજનીતિ શરૂ કરી: તેની જ સરકારે કરેલી વડગામની તહ તેણે રદ કરી, અને તે એ બહાનાથી કે, તહ કરનારને તે કરવાનો હક નથી, નિયમનધારા પ્રમાણે તે હક કલકત્તા સરકારનો છે! મૂળ વાત એ હતી કે, હેસ્ટિંગ્સને તે તહ નામંજૂર હતી; તેને પોતાનું બળ અજમાવવું હતું.

હજી બાકી હોય તો, ફરીના આ નફ્ટ કરારભંગથી હવે નાનાને પૂરેપૂરો ખ્યાલ આવી ગયો કે, અંગ્રેજો શી રમત રમે છે. મહાદજીને સાથે લઈને તેણે હવે આ પરદેશીઓ સામે આખા હિંદનો સામનો સંગઠિત કરવા માંડ્યો. એ ભલે વિજયી ન નીવડ્યો. હિંદના પ્રારબ્ધનો એમાં જોગ દેખાય છે, તે પછી આપણે જોઈશું. પરંતુ એક રાજકીય સંકલ્પ તરીકે, હિંદના ઇતિહાસમાં આ પ્રયત્નને સ્વતંત્રતાના એક યુદ્ધ સમાન લેખવો જોઈએ.* એનો સૂત્રધાર નાના હતો, અને એ રીતે એની મહત્તા ભલે અંગ્રેજ ઇતિહાસકારો ન આંકે, પરંતુ તે સ્પષ્ટ છે.

---

* ભાઈ પરમાનંદે આ જ વસ્તુનો ઇતિહાસ 'Our Earliest Attempt at Independenec' એ નામથી લખ્યો છે તેની પ્રસ્તાવનામાં (પા. ૧૧) તે લખે છે —

"અહીંયાં પહેલી વાર આપણને જોવા મળે છે કે, હિંદને જીતવાની બ્રિટિશ લોકની નીતિ અને યોજના દેશી રાજાઓને સ્પષ્ટ દેખાય છે, અને એક વાર તો તેઓ તેની સામે થવા ઠરાવે છે આ એક સંગઠન તદ્દન પ્રામાણિક નહોઈ કે સૌના હિતમાં નહોઈ, અને તે અફળ ગયું. . . ."

## ૭

# અંગ્રેજ સામે એકત્રિત સામનો

"પૂર્વની આપણી ચડતી કળાનો સામનો કરવા દેશી રાજસત્તાએ એકઠી થઈ (૨૦૩-૪) પરંતુ, આપણને હિંદમાં હમેશ નસીબે મદદ કરી છે તે પ્રમાણે, બન્યું એવું કે, ૧૮મા સૈકાના અંતમાં જ્યારે મરાઠાઓ ને (હૈદરનો) મૈસુર વગેરા જબરા ને ડરાવણા બન્યા હતા, ત્યારે આપણી વાયવ્ય સરહદ પર આપણને ભાગ્યે જ કાંઈ બીક હતી." (પા ૨૦૮)

—લાયલનો ઇતિહાસ

નાના ફડનવીસ ૧૭૭૯ લગીમાં પૂનામાં સર્વસત્તાધીશ બન્યો હતો. નાની મોટી અનેક ફૂટ હતી તે બધી ઉપર તેણે પોતાની શક્તિ–હોંશિયારીથી વિજય મેળવ્યો હતો. પણ તેમાંથી જ એક હાનિકારક વિખવાદ પણ જન્મ્યો. નાનાનો મુખ્ય લશ્કરી આધાર મહાદજી શિંદે હતો. શિંદે લશ્કરી બળવાળો હતો, દીવાની બળવાળો પોતે હતો. હવે નાના કુલમુખત્યાર થતાં શિંદેને ઇર્ષા જાગી. શિંદે પોતાનાં સ્વાર્થ, સત્તા અને મહત્ત્વાકાંક્ષામાં રમતો હતો. અંગ્રેજો સાથે લડાઈ આવી રહી છે તે વખતે મરાઠાશાહીના આ કાળના બે મદારથીઓ વચ્ચેની આ આંટી ખરાબ ગણાય. બનતું કરીને નાનાએ તે બહુ વધવા દીધી નહિ. પરંતુ એને લઈને શિંદેના કર્તૃત્વમાં ફેર પડ્યો: લશ્કરી કાર્યમાં તેણે ઢીલ કરી, જેનો ફાયદો અંગ્રેજોને મળ્યો, તે આગળ આપણે જોઈશું.

નાનાએ વિચાર કર્યો કે, અંગ્રેજો જોડેની લડાઈ હવે આખા હિંદની છે; માટે તેનો સામનો તે હવે થવો જોઈએ. હેસ્ટિંગ્ઝ પણ હવે રાઘોબા માટે બહુ માન રાખતો નહોતો. તેને તો હવે કંપનીની હસ્તી બચાવવાનો જ પ્રશ્ન આવ્યો હતો. નાનાએ જે દિગ્વ્યાપી અંજાવર યોજના વિચારી, તેની બાતમી મોસ્તલે મારફત તેને મળી હતી. તે પરથી એ તો ચોંકી જ ગયો હતો કે હવે શું થશે.

નાનાની યોજના આવી હતી: હૈદરે કર્ણાટક લઈને ત્યાં અંગ્રેજોને પરાસ્ત કરવા, નિઝામે પોતાનો ઉત્તર સરકાર મુલક લઈને ત્યાંથી

કાઢવા; ભોંસલેએ બંગાળની ચોથ અંગ્રેજો પાસે ચડેલી છે તે માટે બંગાળ પર હલ્લો કરવો; પૂના સરકારે મુંબઈ થાણું સંભાળી લેવું. આ યોજનામાં સાથ દેવા સૌએ હા તો કહી, પણ એક હૈદરે જ તે પાળી. ભોંસલે અંગ્રેજોને ફૂટી ગયો. હેસ્ટિંગ્ઝે મોટી રકમ આપી તેને અંદરખાનેથી મેળવી લીધો. ભોંસલેએ તેને કહ્યું કે, મારાથી ઉઘાડી રીતે તો નાનાની યોજનામાંથી નીકળી નહિ જવાય, પણ હું અંગ્રેજો સામે નહિ થાઉં. છેવટે કર્યું પણ એમ જ: લશ્કર ઠેઠ મોકલ્યુ, પણ ઢીલ કરતાં કરતાં ચોમાસું વચ્ચે આવે તેમ તે ગયું, ને ચોમાસું આવ્યું કહીને નાગપુર પાછું આવતું રહ્યું[1] મરાઠા સત્તાનુ મરણ આવી જ સ્વાર્થાંધતાથી છેવટે આવે છે.

નિઝામને હેસ્ટિંગ્ઝે મેળવી લીધો — એનો મુલક પરત આપીને. પછી એ શું કામ લડે? પૂનાના મરાઠાઓએ એવી કઈ સારાસારી એની જોડે રાખી હતી કે એક વચનને સારુ પછી લડે? પોતાનો લોભ પૂરો થવાની સાથે તેણે યોજનામાંથી નિવૃત્તિ લીધી — અંગ્રેજો સામે લડ્યો નહિ, પણ શાંત બેઠો રહ્યો. યોજના પ્રમાણે માત્ર હૈદર લડ્યો. અને તે પણ નાનાના વિજયને માટે બસ હતું, કેમ કે મરાઠા અને હૈદર ભેગા થાય તોપણ અંગ્રેજોની હાર નક્કી હતી.

નાનાએ ઉત્તરમાં પણ બધી દેશી રાજસત્તાઓને પત્ર લખી હિંદની આઝાદી માટે અંગ્રેજો સામે લડવામાં ભેગા થવા નોતર્યાં. ચૈતસિંગ, મોગલ બાદશાહ, અવધનો વજીર — સૌને કહ્યું કે, તમે કલકત્તાથી જતા આવતા લશ્કરને રોકજો અને અંગ્રેજોની શક્તિ બંગાળમાં તોડજો. આ અંગે મોગલ બાદશાહને નાનાએ લખેલો પત્ર[2] જોવા જેવો છે:

---

૧ માર્શમેન તેના લઘુ ઇતિહાસમાં કહે છે કે, "મિત્ર રાજ્યોમાં ભોંસલે ઢીલો હતો. ઓરીસા પહોંચતા તેને પૈસા ખૂટ્યા. હેસ્ટિંગ્ઝે ૧૬ લાખ રૂ એ શરતે આપ્યા કે, તે ત્યાંથી પાછો નાગપુર જતો રહે. આમ એકત્રિત સામનામાંનો જે એક સૌથી જબરો તેને હેસ્ટિંગ્ઝે ખરીદી કાઢ્યો ને બંગાળને (મરાઠા) ધાડિયાની લડાઈમાંથી બચાવ્યું" (પા ૧૮૯)

૨ હૈદરઅલીએ પણ મદ્રાસ ઉપર ચડાઈ કરી ત્યારે એક જાહેરનામુ

'ગોરાઓની નીતિ કપટી અને અપ્રામાણિક છે. પહેલાં દેશી રાજાઓ સાથે સારાસારી બાંધવી, પોતાના સંબંધના લાભ તેમને બતાવવા, અને પછી તે રાજાને જ કેદ કરવો ને તેનું રાજ

---

બહાર પાડેલું, તેમાંથી કેટલોક ભાગ ભાઈ પરમાનંદ તેમના આ કાળના પેલા પુસ્તકમાં ટાંકે છે (પા ૮૦), તે પણ જોવા જેવો છે:-

"પહેલાની તેમની ઈમાનદારી, ન્યાય ને માનવતાને લઈને અંગ્રેજ પ્રજાને આપણા દેશમાં જુદી જુદી જગાએ આપણે રહેવા દીધી: વેપાર કરવા દીધો ને કોઠીઓ નાંખવા દીધી પણ આપણી આ ઉદારતાથી લોભાઈ હમણાંના તો એવા જુદી જાતના તે લોક આવ્યા છે કે, તેઓ દેશને લૂંટી ખાય છે અને દરેક રાજસત્તાને ખંડિયા બનાવતા જાય છે"

(પછી હૈદરઅલી અંગ્રેજોની આ લોભ લાલચ અને મારામારીની નીતિ સામે લોકોને અપીલ કરે છે તેણે કહ્યું કે, તેઓ લશ્કર ભાડે રાખે છે, ને દેશ પાયમાલ કરી મરણ પ્રવર્તાવે છે ને "આપણી પાયમાલી ઉપર" તેમને સામ્રાજ્ય ઊભું કરવું છે. અને આગળ કહે છે,)

"હે મારા દેશભાઈઓ. જો આપણે એક નહિ થઈએ ને આપણા હકો ને માલમત્તા પર હલ્લો કરનાર આ બેઆબરૂ લોકોને નહિ કાઢી મૂકીએ તો, એક પછી એક, એમની મહત્ત્વાકાંક્ષા ને લાલચના આપણે ભોગ થવા સિવાય કાંઈ આશા ન રાખવી" "જો આપણે બળ ને હિત એક કરીને સંપીએં તો, અંગ્રેજો તેમની કુમકમાં ગમે તેવડું લશ્કર છો ને લાવે, આપણે તેમને ક્યાંય ચડિયાતા થઈએ એમ છીએ. ખોરાક ને સરસામાન તેમને જતો વચ્ચે રોકીને આપણે તેમને માટે એવી તો પીડાઓ ઊભી કરી શકીએ એમ છીએ કે, તેઓ તેમના બધા કિલ્લા આપણને, વગર તેમના પર હલ્લો-કર્યે, આપી દેશે." (પછી તે અંગ્રેજોની દશા વર્ણવે છે) "તેમનામાં અહીં અંદરોઅંદર ઘણી ફાટફૂટ છે. ફ્રાન્સ સ્પેન જોડે તેમને લડાઈ છે, ને અમેરિકાના તેમના જ મિત્રો આ દુષ્ટ જાલિમોની મદદમાં કશો ભારે મોટો સરંજામ મોકલવાનું રોકશે" (અને છેલ્લે અપીલ કરે છે:) "માટે એક ક્ષણની ઢીલ ન કરો; આ મનુષ્ય રૂપમાં રાક્ષસોને આપણામાં ફૂટ પાડવા માટે તક ન આપો આપણા વીરોને છાજતી આબરૂ ને સ્વમાનને નામે વચન લો કે, આપણા સૌના આ શત્રુઓને — આ લૂંટારાઓને, માનવજાતને પીડા ઊભી કરનારાઓને — સદાને માટે હાંકી કાઢીશું, ને મનુષ્યો ને રાજવીઓને છાજે એવો દાખલો જગતમાં બેસાડીશું"

લઈ લેવું, એ એમનો ધારો છે. આના દાખલા—શુજાદૌલ્લા; મહંમદ અલી ખાન, . . . એટલે તમારે અંગ્રેજોને દાબી દેવા જોઈએ; તો જ દેશના રાજાઓનું માન સચવાશે; નહિ તો ગોરાઓ આખા દેશની બધી જમીન કબજે કરી માલિક બનશે. આ સારું નથી, અને ભવિષ્યમાં બધા રાજાઓના લાભ વિરુદ્ધનું થશે. આપ બાદશાહ આખા જગતના માલિક છો; આ બાબતમાં આપ ધ્યાન દો એ આપને ઘટતું લાગવું જોઈએ. દક્ષિણના બધા રાજાઓ એકત્રિત થયા છીએ. નવાબ, નિઝામ, હૈદર નાયક, અને પેશ્વાએ ચતુરંગ સંધિ કરી અંગ્રેજોને બધી બાજુથી હરાવવાનું નક્કી કર્યું છે, અને તે સારુ લશ્કર, તોપખાનું ને બીજાં શસ્ત્રાસ્ત્ર, પોતપોતાના રાજ્યમાંના અંગ્રેજો જોડે લડવા માટે તૈયાર કર્યાં છે.

"ઉત્તર હિંદમાં બાદશાહે અને નજફખાને બધા રાજાઓને સંગઠિત કરવા જોઈએ ને અંગ્રેજોને દાબી દેવા જોઈએ. આથી બાદશાહની કીર્તિ અને પ્રતિષ્ઠા વધશે." (૬-૫-૧૭૮૦નો લખેલો પત્ર)

આમાંની કોઈ સત્તાએ સક્રિય મદદ ન કરી, કે ન તેઓ અંગ્રેજ તરફ વળ્યા. આમાં કારણ એ કે, અંગ્રેજોથી તો સૌ કોઈ નારાજ હતા, હેસ્ટિંગ્ઝ સૌને અકારો લાગતો; પરંતુ મરાઠાઓ જોડેય પ્રેમ નહોતો. મરાઠા રાજનીતિનો આ એક દોષ હતો, તેને લઈને જ તેઓ મધ્યસ્થ સરકાર હિંદમાં સ્થાપી ન શક્યા. મરાઠાશાહીના પાયાનું કોમી વેર, શિવાજીના પ્રત્યક્ષ પાઠ છતાં, કાયમ જ હતું અને કેળવાયે ગયું હતું. વાર્ષિક ચોથના તગાદાથી સૌને એટલી તકલીફ પડતી કે, કોઈ એવી સરકારને મધ્યસ્થ માનવા મન ન કરી શકે. અરે, મરાઠા રાજ્યમંડળની મધ્યસ્થી પણ નાના ફડનવીસ માંડ જાળવી શક્યો. તેમાં પણ ઊંચ–નીચભાવ, મોટાઈ–નાનાઈ, અને સત્તાલોભથી પાર વિનાની ખેંચાખેંચ હતી. ભોંસલેની જેમ ગાયકવાડ પણ હવે અંગ્રેજોને મળી જાય છે. રાઘોબા સુરતમાં છે; ત્યાં અંગ્રેજોની સેના છે; એેઉનું દબાણ ગાયકવાડને મેળવી લે છે. રહ્યા શિંદે–હોલ્કર. નાનાએ કહ્યું કે, ૧૭૮૦ના દશેરાએ તમારે બેએ સુરત–સેના પર હલ્લો કરવો.

પરંતુ તેમણે અનેક ખટપટોમાં એ પરો વખત બગાડયો. રિયાસતકાર સરદેસાઈ (ઉ. ભા. ૧, પા. ૨૫૬) કહે છે કે,

> "આ વખતની ઘડભાંગ, સરદારો અને કારભારીઓનાં રૈવણો, પરસ્પર અણબનાવ અને સ્વાર્થ સારુ સામાને નીચો પાડવાનો પ્રયત્ન; અને તેવી જ કેટલાકની રાષ્ટ્રસેવા અને કર્તવ્યનિષ્ઠા વગેરે અનેક બાબતો વિષે તે વખતના પત્રવ્યવહારમાં એટલી પંચાતો થઈ છે કે, તેમાંથી તે વખતની અવનતિ જણાય છે, ને તેની જોડે ઇતિહાસદૃષ્ટિએ તે આજ આપણને બોધપ્રદ છે."

મરાઠાઓની કંજિયાખોરીનો આ કીમતી વખત મળ્યો તે દરમિયાન અંગ્રેજ લશ્કરી નીતિ ઘડાઈ ગઈ; અને ગુજરાતમાં વેળાસર લડાઈ લીધું હોત તો જે યુદ્ધનો તરત અંત આવત, તે બે વર્ષ નાહક લંબાયું, ને તોય તેમાં સંપૂર્ણ સફળતા ન મળી તે ન જ મળી.

૮

## કલકત્તાની સેના હારી.

હેસ્ટિંગ્ઝે ૧૭૭૮માં કલકત્તેથી સૈન્ય મુંબઈ તરફ રવાના કર્યું. તે જમના ઓળંગી બુંદેલખંડ ને ખાનદેશ થઈ ગુજરાત આવવાનું હતું. લશ્કરની આવી લાંબી કૂચ તે પહેલી વાર કરવું હતું. નાનાએ જમના ઓળંગતાં જ તેને રોકવા પૂનેથી સેના મોકલી. એક વાર તો અંગ્રેજ સેનામાં તેણે ભંગાણ પાડ્યું; તેના સેનાપતિ કેટલાક મરાયા, એટલે ગોડાર્ડ નામે નવો સેનાપતિ નિમાયો તેણે બાહોશી અને બહાદુરી વાપરી ભોપાળના નવાબને મદદમાં લીધો અને ૧૭૭૯ની શરૂમાં સુરત પહોંચ્યો. રાઘોબા ત્યાં જ હતો.

મુંબઈની સેનાએ વડગામ મુકામે સલાહ કરી તે ગોડાર્ડે રસ્તામાં બુરાનપુર હતો ત્યાં જાણ્યું. આ સંજોગોમાં પોતે શું કરવું એ હવે મુંબઈ સરકાર જોડે તે વિચારવા લાગ્યો. બીજી બાજુથી પૂના જોડે સંધિની વાતોય ચાલવા લાગી. વાત એમ હતી કે, તેને વખત મેળવવો હતો. પૂનાથી નાનાએ કહ્યું કે, રાઘોબા પાછો સોંપ્યા પછી સંધિની વાત કરો. તેનો ગોડાર્ડે કાંઈ ઉત્તર જ ન આપ્યો. નાનાએ આ વખતે શિંદે-હોલ્કરને ગુજરાતમાં ઊપડવા કહ્યું, અને તે ખરે વખતે,

આપણે અગાઉ જોયું તેમ, તે બે પરસ્પર–ફંફાસી લેકોએ ઢીલ કરી. દરમિયાન ગૉડાર્ડે નીતિ નક્કી કરી લીધી કે, ગુજરાતમાં ગાયકવાડની મદદથી પતવીને પૂના બાજુ જવું. શિંદે–હોલ્કર મોડા મોડા ગુજરાત આવ્યા, કાંઈક ઝપાઝપી થઈ ન થઈ, ત્યાં વર્ષા આવી ને તેઓ પોતાને ત્યાં માળવા પાછા ઊપડી ગયા. ગૉડાર્ડને વર્ષા ન નડી! તે હવે પૂના વળ્યો. નાનાએ પૂનાથી પરશુરામ ભાઉ, હરિપંત ફડકે અને હોલ્કરને સામે જવા મોકલ્યા. ગૉડાર્ડ ઘાટમાં ઘેરાઈ ગયો, અને કશો ચારો નહિ રહેવાથી સંધિ કરવાનો લાગ જોવા લાગ્યો.'

ગુજરાતમાંથી પૂના વળતાં તેણે એક બીજો બેત કરેલો તે એ કે, જો શિંદેને પૂના સરકારથી અલગ કરી દઈએ તો સારું. એટલે હેસ્ટિંગ્ઝે શિંદે પર ચડાઈ કરવા એક જુદી ફોજ મોકલી. ગ્વાલિયર પાસેના શિંદેના એક ખંડિયા રાજાને ફોડી તેની મદદથી તે અંગ્રેજ સેનાએ ગ્વાલિયર કબજે કર્યું. હેસ્ટિંગ્ઝનો દાવ ફાવ્યો. દરમ્યાન શિંદેને હવે અંગ્રેજ નીતિની ખબર પડી ગઈ. તે તે પોતાનો જ મુલક બચાવવા હવે વળ્યો અને એવી ભાન વગરની વાત કરી બેઠો કે, ૧૭૮૧માં પેશ્વાથી અલગ સંધિ કરી પોતાના મુલકની તેણે અધમ સુરક્ષિતતા કરી લીધી. આ કેવી ક્ષુદ્ર સમજ અને રાજબુદ્ધિ કહેવાય ! ઉપરાંત પેશ્વા જોડે અંગ્રેજોને સંધિ કરાવી આપવાની તૈયારી બતાવી.

હેસ્ટિંગ્ઝ ૧૭૮૦થી લાગ જોતો હતો કે, આ મરાઠાઓના મધપૂડામાં હાથ નાખ્યો છે તેમાંથી માનભેર હવે નીકળાય તો સારું, કેમ કે તે સામમાં તે નાનાની વ્યાપક નીતિનો મર્મ પામ્યો હતો. ગૉડાર્ડની હારે એ જ વાતને જોર આપ્યુ. અને ત્રીજી બાજુ મદ્રાસથી તો તે વાત પર આખરી સીલ વાગી. મદ્રાસમાં હૈદરે અંગ્રેજો જોડે જંગ ઉપાડ્યો હતો. જો નિઝામ તેમાં ભળે તો મૂઆ જ; તેથી, આપણે અગાઉ જોયું તેમ, તેને ઉત્તર સરકારનો લાડુ મોંમાં હેસ્ટિંગ્ઝે મારી ચૂપ કર્યો. (એ લાડુ પછી લૉર્ડ કૉર્નવાલીસના કાળમાં થોડાં જ વર્ષ પછી પાછો નિઝામને ઓકી દેવો પડે છે, એ વાત વળી ભવિષ્યની.) આ આખા કાળમાં નાના અને હૈદર સિવાય ભાગ્યે જ કોઈ સત્તા દૂરદૃષ્ટિથી વર્તતી હતી.

९

# દક્ષિણમાં માર ખાધો

"ઊપટે જ્યારે હૈદર અલીએ જોયું કે, એને એવા માણસો જોડે પાનું પડ્યું છે કે જેમને ન કોઈ કોલકરાર કે ન કોઈ સહીસિક્કો કરેલો બાંધી શકે છે, અને જેઓ માનવ માનવ વચ્ચેના સંબંધના જ શત્રુઓ છે, ત્યારે તેણે આ ન જ સુધરી શકે એવા ગુનેગારોના દેશનો આખી માનવજાતને દાખલો દેખાડવાનો ઠરાવ કર્યો."

—એડમંડ બર્ક

૧૭૬૯માં મદ્રાસ સરકારને હંફાવી હૈદરે સલાહ કરી હતી કે, તેમણે પરસ્પર મદદ કરવી, એ અગાઉ આપણે જોઈ ગયા તેની રૂએ, ૧૭૭૧માં અંગ્રેજોએ હૈદરને મદદ કરવાનો પ્રસંગ આવ્યો. હૈદર પર ચોથ ઉઘરાવતા મરાઠાઓ ચડી આવ્યા, પણ અંગ્રેજોએ મદદ કરવા તેને ના પાડી, કેમ કે તેઓ વળી નિઝામ–મરાઠા જોડે બીજી રમતે વળગ્યા હતા. આથી કરીને હૈદરે ગાંઠ વાળી હતી કે, બેઈમાન અંગ્રેજો જોડે હવે ફસાવું નહિ. તેથી ૧૭૮૦માં નાના ફડનવીસે હિંદની સ્વતંત્રતાની જે યોજના ગોઠવી તેનાં હૈદર હૃદયપૂર્વક જોડાયો. એક તો મદ્રાસ સરકારે સલાહ તોડી હતી; હવે માહીમના ફ્રેંચ થાણા પર તેણે હલ્લો કર્યો. આ થાણું હૈદરના રાજ્યમાં હતું. તેણે મદ્રાસને નોટીસ આપી કે, માહીમ પર હલ્લો તે મારા પર હલ્લા બરાબર લેખાશે. પણ તે કોણ માને! એટલે તેણે તરત મદ્રાસ સરકારના રક્ષિત કર્ણાટકના નવાબ જોડે જંગ માંડ્યો.

મહાદજી જેવો જ મહા યોદ્ધો હૈદરઅલી હતો. પરેવાની પેઠે સડેડાટ તે આગળ વધ્યો ને આર્કટ જીતી મદ્રાસની લગોલગ પહોંચી ગયો. મદ્રાસ સરકારની સેના હવે સામી થઈ, પરંતુ તેણે સખત હાર ખાધી (૧૭૮૦). હેસ્ટિંગ્સે આ ખબર જાણી કે સમસમ્યો. તરત એક સેના દરિયામાર્ગે તેણે મદ્રાસની મદદે મોકલી; અને ભોંસલે હવે તેને મળી ગયો હતો, એટલે તેના ઓરીસા મુલકમાંથી હેસ્ટિંગ્સની બીજી સેનાને તેણે જવા દીધી. આ કામ ઉત્તરમાં સિંદે જેવો ...

બેવફાદારી ગણાય. મદ્રાસ–કલકત્તાનો સંબંધ તોડી નાખવાની જે જવાબદારી ભોંસલેની હતી તેમાં તેણે છેહ દઈ, નાનાની દક્ષિણની યોજનામાં ઊણપ રાખી.

હેસ્ટિંગ્ઝે મદ્રાસમાં મદદ પહોંચાડી, પણ ત્યાં તો એવો જોખમકારક તાલમેલ હતો કે મદ્રાસ સરકારે અને સેનાપતિએ હેસ્ટિંગ્ઝને કહ્યા વગર બારોબાર સંધિ કરવા માટે પૂના લખ્યું! મદ્રાસ સરકારે મુંબઈ સરકારને ગાળો દીધી કે, તમે અમને પણ તમારી બેવકૂફીથી ખાંડી • માર્યા. એટલે ત્રણ અંગ્રેજ થાણાંમાંય ઠીક ઠીક ભેદ તો હતો. પણ હેસ્ટિંગ્ઝ તેને પહોંચી વળ્યો.

હૈદરની તૈયારી જબરી હતી. તેનો બહાદુર પુત્ર ટીપુ એક સેના લઈ કલકત્તાથી જમીનમાર્ગે આવતી સેનાને હંફાવતો હતો. ઉપરાંત હૈદરે ફ્રેંચો જોડે પણ સંધિ કરી હતી. તે પામી ગયો હતો કે, અંગ્રેજોને હરાવવા નૌકાબળ જોઈએ, કેમ કે તેમની જીવનદોરી જેવો જે વિલાયતનો સંબંધ તે તોડવો જોઈએ. ફ્રેંચ પાસેથી ખાસ આશા એણે નૌકાબળની રાખી હતી. ઉપરાંત બૂસી પણ જમીન પરની મદદે આવવાનો હતો. નૌકાબળ તો આવી પહોંચ્યું, અને બૂસી રસ્તામાં વહાણમાં હતો તે આબોહવાને લઈને મોડો પડ્યો. પરંતુ ૧૭૮૩ માં તે પહોંચ્યો તે અગાઉ હૈદર (૧૭૮૨નો અંત ભાગ) મરણ પામ્યો હતો, અને ફ્રેંચ સેનાનું કામ કશી યોજના વગરનું હોઈ ધારી શકાય એટલું મદદરૂપ ન થયું. આ ઘા નાનાની યોજનાને ભારે પડ્યો. હૈદરના મરણના ખબર તેને પહોંચતાં શિંદે જે અંગ્રેજો વતી સલાહની વાત ૧૭૮૧થી લાવ્યો હતો, તે તેણે કાન પર લીધી, અને ૧૭૮૨માં સાલબાઈ મુકામે સલાહ કરી. તેમાં તેણે રાઘોબાનો કબજો લીધો ને તેને પાકા બંદોબસ્તમાં મૂકી દીધો. આમ એ લાંબો વિગ્રહ મરાઠાઓના યશમાં પૂરો થયો, પરંતુ જે હિંદવ્યાપી યોજના હતી તે પૂરી ન પડી.

હૈદર પછી ટીપુએ વરસ દહાડો નેશનેર યુદ્ધ ચલાવ્યું. ત્યાં તો ૧૭૮૩માં યુરોપમાં ફ્રાન્સ ઇંગ્લંડનું યુદ્ધ બંધ થતાં મદ્રાસ સરકારે ટીપુ ઉપર સલાહની શરતો મોકલી. ટીપુનો હાથ ઉપર રહ્યો; તેણે

આનમેર સલાહ થતી હોય તો સ્વીકારવી જોઈએ એમ વિચારી મેંગલોર મુકામે ૧૭૮૪માં સલાહ કરી. બેઉ પક્ષોએ જીતેલો મુલક પાછો આપી દઈ યથાપૂર્વમ્ કરી દેવું એમ ઠર્યું. હેસ્ટિંગ્ઝને અહીં પણ પાછા જ પડવું પડ્યું. તેને આ સલાહ ન ગમી. એમાંથી ક્યાંય નવો મુલક ખાસ મળ્યો નહિ અને ખરચના તો રોળ વળ્યા. તેની ઉપર ચિડાવાને માટે કંપનીના સંચાલકોને આટલું બસ હતું. હેસ્ટિંગ્ઝ એ સમજી ગયો અને ન કરવાનાં કરમ કરીનેય કંપનીને પૈસા એકઠા કરી આપ્યા, ને ૧૭૮૫ના પ્રારંભમાં વિલાયત પાછો ગયો.

નાના ફડનવીસે મહામહેનતે મરાઠા-ધગને પરદેશી હાથમાં જતું બચાવ્યું, અને ૧૮૦૦માં તે મરણ પામ્યો ત્યાં સુધી અંગ્રેજને એની ભણી ફરી નજર કરવા મન ન થયું. નાના છે ત્યાં સુધી પૂનામાં આપણી ચાંચ ડૂબનાર નથી એવી જ એની ખ્યાતિ અંગ્રેજોમાં થઈ ગઈ હતી. ૧૮૦૦ પછી પૂના પર પાછું રાઘોબાચક્ર, એનો પુત્ર પેશ્વા થતાં, બેઠું, અને રાઘોબાએ અધૂરો રાખેલો અધઃપાત એના વારસે પૂરો કર્યો, તે યથાકાળે જોઈશું.

૧૦

# નિર્ભેળ લૂંટ

"આમ એ લોકો એક હાથમાં લોહીખરડ્યો મહાન રાજદંડ અને બીજા હાથમાં વાણિયાની ક્ષુદ્ર ગણતરીબાજીનાં ત્રાજવાં રાખતા; અને એક હાથથી પેલો દંડો ચલાવતા અને બીજે હાથે લોકનાં ખિસ્સાં કાતરી લેતા"

—શેરીડન

હેસ્ટિંગ્ઝનું એક કામ હજી જોવાનું બાકી રહે છે અને તે મેલઆમ યુદ્ધનીતિના ખર્ચની ભરપાઈ કરવા સારુ તેણે કરેલાં બે નિર્લજ્જ કામો, જેને સારુ એને પાર્લમેન્ટની આગળ જવાબ આપવાનો થાય છે.

૧૭૭૨માં આવ્યો ત્યારથી હેસ્ટિંગ્ઝ આવક બાબતમાં પૂરો હોશિયાર હતો. ૧૭૭૦ના દુકાળ પછી પણ મહેસૂલની રાહતની વાત જ ન કરતાં તેણે જેટલું કઢાવાય એટલું કઢાવ્યું જ હતું. અને

બંગાળ પ્રાંતની આવક વ્યવસ્થિત થવાથી નાણાંભીડ મટવી જોઈતી હતી; પરંતુ જાતે કરીને ઉપાડેલી મરાઠા લડાઈનું ખર્ચ વહોર્યું એટલે તે પૂરું કર્યા વગર છૂટકો નહોતો. ૧૭૭૮માં લડાઈ ઉપાડી કે તરત એણે પોતાના 'રૂપિયાના ઝાડ' અવધ તરફ નજર કરી. બનારસનો રાજા ચૈતસિંગ ૧૭૭૫થી કંપનીના તાબામાં હતો, એ અગાઉ આપણે જોઈ ગયા. હેસ્ટિંગ્ઝે વિચાર્યું કે, જેટલું માગીએ તેટલું એ રાજાએ તેના અંગ્રેજ માલિકને આપવું જ જોઈએ. તેની સાથે સલાહ એવી હતી કે, દર વર્ષે ૨૨॥ લાખ રૂપિયા ખંડણી એણે કંપનીને ભરવી. પણ કંપનીના યુદ્ધ માટે હવે તેણે વધારે આપવું જોઈએ, કેમ કે એ યુદ્ધ એનું પણ છે. આ ઉપરથી, ૧૯૧૪ અને ૧૯૩૯માં હિંદને લાગુ પાડેલી સામ્રાજ્યશાહીની નીતિ ઈ. સ. ૧૭૭૮માં હેસ્ટિંગ્ઝે પ્રથમ વિચારી છે, એમ કોઈ કહે તો ખોટું છે? હેસ્ટિંગ્ઝે ચૈતસિંગને ફરમાવ્યું કે, ૫ લાખ રૂપિયાનો ખાસ યુદ્ધફાળો સામાન્ય ખંડણી ઉપરાંત તેણે આપવો. રાજાએ કહ્યું કે, એક વર્ષ માટે હું આ વધારો આપીશ. આ ધૃષ્ટતા માટે તેને સજા કરવામાં આવી કે, પાંચ લાખના હપતા કર્યા છે તે રદ છે ને રકમ તરત ભરવી. બીજે વર્ષે પાછા પાંચ લાખની ઉઘરાણી આવી. ચૈતસિંગે કરાર બહારની વાત ઠીક નથી એમ જણાવ્યું. (ત્યારે દેશી રાજાઓ આજની જેમ 'સ્વતંત્ર' નહોતા થઈ ગયા.) આ બેઅદબી સારુ તેને ત્યાં અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યું. રાજાએ રૂપિયા ભરી દીધા ને લશ્કર આવ્યું તેના ખર્ચના ૨૦ હજાર ઉપરથી આપ્યા! ૧૭૮૦માં ફરી ૫ લાખનો તગાદો આવ્યો. ચૈતસિંગે ૨ લાખ હેસ્ટિંગ્ઝને લાંચ આપી છૂટવા તાકયું, પણ ૨ લાખ ગયા ને ૫ લાખ તો આપવાના હતા તે આપ્યા એટલું જ નહિ, રકમ ભરવામાંથી બચવા યુક્તિ કરી તે માટે દંડ કર્યો. અને રૂપિયા ઉપરાંત હવે કંપનીને માટે લશ્કરની માગણી કરી, કેમ કે ૧૭૮૧માં તેની પણ જરૂર પડી હતી. આ બધાનો તોડ પાડવા હેસ્ટિંગ્ઝ જાતે બનારસ પહોંચ્યો ને ચૈતસિંહને કેદ કર્યો. તેની પ્રજાએ બળવો કર્યો ને હેસ્ટિંગ્ઝ માંડ તેમાંથી જીવ લઈને બચ્યો. ચૈતસિંગ *નાસીને સિંધિયાને શરણે ગયો. (ને ત્યાં જ જિંદગી પૂરી કરી.) પછી*

હેસ્ટિંગ્ઝે બનારસનો કબજો લઈ ચૈતસિંગના ભત્રીજાને ગાદીએ બેસાડ્યો, ને ૨૨ા લાખની ખંડણીનો કરાર હતો તે વધારી ૪૦ લાખ કરીને પાછા કલકત્તા ગયો.

નિર્લજ લૂંટનો બીજો કિસ્સો તો આથી વધારે જુલમી, નીચ, હલકટ અને નિર્લજ્જ છે. અને છતાં ઇતિહાસકાર કહેવાતા કેટલાક હેસ્ટિંગ્ઝના દેશવાસીઓ તેનોય બચાવ કરે છે, જે એક જ રીતે સમજી શકાય એમ છે કે, કંપનીનું રાજ્ય સ્થાપવા માટે જે કાંઈ સફળતાપૂર્વક કરો તે સારું જ છે. આજની સામ્રાજ્યશાહીનાં મૂળ આમ તેના ઇતિહાસની ભઠ્ઠીમાં જ ટિપાઈને ઘડાતાં આવેલાં છે.

મરાઠા અને મૈસૂર યુદ્ધના ખર્ચની રકમ મેળવવાનો સહેજે ખ્યાલ આવે, તે કાળનો (ઈ. સ. ૧૭૮૧ નો) આ કિસ્સો છે. અવધના નવાબે કંપનીને દર વર્ષે આપવાની રકમ ચડી ગઈ હતી. તેણે કહ્યું કે, બેગમો (એની મા ને દાદી) પાસે ૧૭૭૫માં જે ખાનગી ભંડાર રહેવા દીધો છે તે લેવાનો મને હક આપો, તો તેમાંથી હું બધું ચૂકતે કરી શકીશ. હેસ્ટિંગ્ઝ જેવો માણસ શું કામ ના પાડે? ન્યાયાન્યાયની એને પરી જ નહોતી. તેણે હા પાડી, અને તેમાં રહેલી કરારની બેઈમાની ઢાંકવા બહાનું કાઢ્યું કે, બેગમોએ ચૈતસિંગને તેના તોફાનમાં મદદ કરેલી! ઘેટું ફસાવવા વરુને બહાનાંની ખોટ ન હોય.

નવાબ બેગમો પાસે નાણાંનો કબજો લેવા ગયો. સ્વાભાવિક રીતે બેગમોએ વાંધો કાઢ્યો. આથી તેને લાજ આવી. હેસ્ટિંગ્ઝે તેને દબાવીને કહ્યું કે, જોર વાપરીનેય તું ભંડાર અને જાગીરો લઈ લે; અને પોતાના અંગ્રેજ એલચીને લખ્યું કે, બેગમો નવાબને વશ થાય તેમાં વચ્ચે કોઈ વાંધોવચકો કે વાટાઘાટ આવવા ન દેતા; બેગમો નવાબને શરણે થવી જોઈએ. બ્રિટિશ ટુકડીઓ નવાબની મદદે બેગમના ઝનાનખાને પહોંચી અને બેગમોના રક્ષક ખોજાઓને મારી ઝૂડી કેદ કર્યા ને ભંડારનો કબજો લીધો. બીચારા નવાબે બેગમોના પૈસા લેવાનું કહેતાં તો કહ્યું, પણ તેને કલ્પનાયે નહિ હોય કે તેમાં તેને હલકટ બનવું પડશે. અવધમાંનો કંપનીનો એક એલચી આ નીચ કામ ન કરી શક્યો તો તેને બદલે બીજો મોકલ્યો. આ બેઉ અંગ્રેજ એલચીઓ

હેસ્ટિંગ્ઝનુ કહ્યું કરતાં શરમાયાના પણ પુરાવા છે. પણ હેસ્ટિંગ્ઝ તો કહેતો જ કે, એમાં કશું ખોટુ નથી. અને પછી વિલાયતમાં કેટલાક એના પક્ષકાર પણ નીકળ્યા હતા! કંપનીને સારુ ગમે તેવું નીચ કામ કરવા પણ આ દીર્ઘરાખુ માણસ તૈયાર થાય એવો હતો. ક્લાઈવ અને એ જોટા હતા. કંપનીની વેપારશાહીનો પાયો નાખવા માટે એવાની જ નફટાઈ ફાવી શકે. વેપાર અને રાજકાજ કેવાં કૂડાં કર્મ કરાવે છે, કેવાં કાળાંધોળાંના પાયા પર પોતાની સમૃદ્ધિ રચી શકે છે, એ આ બધા વર્ષોનો ઇતિહાસ બતાવે છે. ૧૭૭૫થી અવધ અને બનારસમાં જે પેસારો અંગ્રેજોએ કર્યો હતો, તેને પરિણામે બેઉ રાજ્યની દશા કફોડી થઈ ગઈ. કંપનીને પૈસા આપી આપીને નિચોવાઈ ગયાને પરિણામે દેશની પ્રજા પીડાવા લાગી. રાજ્યવ્યવસ્થા એવી બગડી કે છેવટના વર્ષમા (૧૭૮૪) હેસ્ટિંગ્ઝ જાતે એ ભાગમાં ગયો અને કાંઈક વ્યવસ્થા આણવાના પ્રયત્ન કર્યો, પણ તે ફોગટ હતા.*

એ બધુ કરીને હેસ્ટિગ્ઝ ૧૭૮૫માં દેશ ગયો.

ફ્રાન્સીસે તેની સામે જેહાદ ઉપાડી. તેને લઈને, ૧૭૮૮થી ૧૭૯૫માં પાર્લમેન્ટે એના કારભારની સખત ઝાટકણી કાઢી: આમની સભાએ ખાસ કરીને. પરંતુ ઉમરાવ સભાએ તેને બચાવી લીધો, તેથી તે સત્તાનાર બેઆબરૂ ને સજાવાર થતો બચી ગયો. પરતુ તેના દેશમાથી કેટલાય લોકે તેની પ્રશંસા કરી. (૧૯૧૯માં પંજાબમાં જનરલ ડાયરના કાર્ય અગે આને મળતુ જ અંગ્રેજોએ કર્યું હતુ') પણ ખાસ તો કપનીએ તેને કેવો આવકાર્યો તે જોવા જેવું છે.

* કેમ કે આ ભાગો તો નિચોવીને કૂચ્ચો જ કરવા માટે હતા કંપનીના એક અમલદાર, મેજર બર્કે લખ્યુ છે, "કંપનીએ અયોધ્યા સાથે પ્રથમ સબંધ બાંધ્યો ત્યારથી તેને પચાવી પાડ્યુ ત્યા સુધીમા, કંપનીએ ઓછામાં ઓછા ૭૫ કરોડ રૂપિયા અયોધ્યાના રાજાઓ પાસેથી ઓકાવ્યા છે." આની શરૂઆત કપનીના રાજના આ સ્થાપનકાળમા થઈ બીજી જગાએ આ જ ભાવનું કહેવા ઉપરાત એ પણ કહે છે કે, "રાજપ્રાપ્તિ વેપાર માટે જ જરૂરી છે" અંગ્રેજી રાજ્યની સ્થાપનાનો આ ઉદ્દેશ આજ સુધી કાયમ છે અને તેને બર લાવવા કઈ રીતે કામ કરવું ફાવશે, એ બતાવવા હેસ્ટિંગ્ઝનું ૧૧ વર્ષનું કારભારુ હવે પછી બહુ કામ લાગે છે

તેણે તો એને સેંકડો એકરની સારી મોટી જાગીર વિલાયતમાં લઈ આપી. અને આજ સુધી અંગ્રેજો એને પોતાના સામ્રાજ્યનો પાયો નાખનાર એક અદ્વિતીય રાજપુરુષ તરીકે પૂજે છે

પોતાની કારકિર્દીના બચાવમાં હેસ્ટિંગ્ઝે પોતે જે લખેલું છે તે જોવાથી આ લાંબા યુગનો ટૂંકમાં ઠીક સાર પણ જોવા મળી રહે છે તેણે કરેલા સરકારી કાગળિયામાંથી આ છે • (જુઓ) મ્યૂરનો ઇતિહાસ પા. ૧૫૩)

"બીજાની બહાદુરીની પૂર્તિ થતાં, મેં તમારા રાજ્યને વધાર્યું અને તેની સીમાઓ નક્કી કરી બરાબર સુબદ્ધ કર્યું મેં તેને સાચવી રાખ્યું કરકસરથી છતાં અસરકારકતાથી મેં અળગાં શત્રુ પ્રદેશોમાં લશ્કર મોકલ્યું, ને તમારા રાજ્યના પ્રદેશોને ટકાવ્યા એને (મુંબઈને) સાત વતન ને બેઆબરૂમાંથી બચાવ્યું, બીજું સાત ખોવાઈ જઈ પરવશ જતું રહેત (મદ્રાસ) બચાવ્યું મેં નહિ, તમે કે બીજાઓએ ઊભી કરેલી લડાઈઓ હું લડ્યો દેશી રાજાઓના જબરા સમવાયમાંથી એકને (નિઝામને) તેનો યોગ્ય મુલક પાછો સોંપી મેળવી લીધો, બીજા જોડે (મુધોજી ભોસલે) શુભ સંબંધ બાંધ્યો ને મિત્ર બનાવી દીધો ત્રીજા (મહાદજી સિંદે)ને આડ કારણ અને વાટાઘાટ ઊભાં કરી ખેંચી લીધો અને સલાહ કરવામાં સાધન તરીકે વાપર્યો તમે શાંતિ માટે કહેવા લાગ્યા, તે વાત શત્રુઓને કાને પડી, હું એની સામે થયો ને માગણીઓ વધારતો ગયો ને એક રાજ્ય (મરાઠા) જોડે શાંતિ સ્થાપી,– આશા છે કે, કાયમી. મેં સર્વસ્વ આપ્યું ને બદલામાં તમે મને મિલકત જપ્તી, બેઆબરૂ, અને અદાલતી તપાસની યાતના આપ્યાં"

આ એકરાર વાંચીએ અને બીજી બાજુએ શોષણને યાદ કરીએ, તો બ્રિટન અને હિંદની વચ્ચેના સંબંધમાં જે વિચિત્રતા હતી, તે દીવા જેવી સ્પષ્ટ થાય છે આ જ કાળમાં મરાઠા રાજ્યમંડળ તૂટવાના બીજ ફાલે છે, તો અંગ્રેજી છૂટા છૂટા રાજ્ય પ્રદેશો એક હકૂમતમાં આવતા જાય છે એટલું જ નહિ, એકચક્રે યુદ્ધ ને સુલેહની આખી નીતિ વિચારાવા લાગે છે. દેશી રાજાઓની પડતી ને અંગ્રેજ વેપારીની ચડતીના કારણોય આમાંથી જ મળે છે ખરેખર, કર્નાટકે જે સંપાડ્યું તેને હેસ્ટિંગ્ઝે અંગ્રેજોના હિંદના એક રાજ્ય તરીકે સ્થાપ્યું અને તે એવે કાળે કે જ્યારે તેના ઉપર, મોટામાં મોટી જેવી આવી શકે તેવી તડી આવી ગઈ તે વખતે

# ખંડ ૧૦મો

# કંપની સરકારનું રાજ્યબંધારણ

"આ અદ્ભુત પેદાશનું બીજ આકસ્મિક રીતે વવાયું હતું, નસીબે તેને પોષ્યું હતું, અને જરૂરિયાતે તેનાં ખેડ-ખાતર કરી તેને (ઉપમા ફેરવીને કહું તો) ઘડ્યું હતું. પહેલી તેની હયાતી વેપારી હતી; તેમાંથી વધતા, તેને ઓચિંતી લશ્કરી તાકાત અને રાજ્ય મળી ગયાં; એટલે તેમાં રાજદ્વારી બાજુનો ઉમેરો અનિવાર્ય બન્યો. આ ફેરફાર થવાથી કંપનીને કે (ઇંગ્લંડ) રાષ્ટ્રને કશો નક્કર ફાયદો થયો કે કેમ, એ તપાસવું નકામું છે કેમ કે, જે જોખમ-ભરેલા અને અજબ રસ્તાઓએ થઈને રાષ્ટ્ર કે કંપની તેની આજની ઉન્નતિએ આવી છે, ત્યાંથી પાછાં પગલાં માંડવાં અને સાહસિક વેપારીઓના પોતાના પહેલાના ક્ષુદ્ર અને ગરીબ રૂપે પાછા ઊતરી જવું, એ અશક્ય છે. (આવા રાજકીય પલટાથી) હિંદમાં આપણા રાષ્ટ્રની હયાતીની મુદ્દત કદાચ ટૂંકી બની હોય; પરંતુ એ પલટેલી દશા તો તેણે હવેથી કાયમ રાખવી જ જોઈએ, અને તેથી તે દશાને સાચવી રાખવા માટે જે નીતિ જરૂરી હોય તે તેણે ધારણ કરવી જોઈએ."

—વૉરન હેસ્ટિંગ્ઝ (ઈ. સ. ૧૭૮૫)

## સાલવારી

૧૭૮૩ (એપ્રિલ) ડંડાસનું બિલ પાર્લમેન્ટમાં.
૧૭૮૩ (નવેંબર) ફૉક્સનું બિલ પાર્લમેન્ટમાં.
૧૭૮૪ (જાનેવારી) ત્રીજુ પિટનું બિલ દાખલ થયું
૧૭૮૪ (ઑગસ્ટ) પિટનું બિલ પાર્લમેન્ટે પસાર કર્યું
૧૭૮૫ હેસ્ટિંગ્ઝનું રાજીનામું—વિદાયમાન થયો કામચલાઉ ગ.જ. મૅકફર્સન થયો.

# ૧

# એક યુગની પૂર્ણાહુતિ

૧૭૮૫માં હેસ્ટિંગ્ઝ ગયો ત્યાં સુધીમાં અંગ્રેજ વેપારી કંપની હિંદમાં વેપાર ઉપરાંત રાજ કરતી પણ થઈ ચૂકી હતી: હિંદમાં એક રાજસત્તા તરીકે તે સ્થપાઈ ચૂકી. દેશની દેશી રાજસત્તાઓ સાથે એ પરદેશી કંપની એક સરકારને નાતે વ્યવહાર કરતી થઈ હતી. પરંતુ એનો મૂળ વેપારી ઉદ્દેશ અને તે પ્રકારનું તેનું બંધારણ અને કામકાજ તો હતાં એવાં વેપાર પૂરતાં જ હતાં. તેની રાજકીય આવક પણ વેપારની મૂડી તરીકે જ વપરાતી. અને તેના નોકરો નામું લખી જાણે એટલી તેમની લાયકાત પૂરતી લેખાતી. કલાઈવ કે હેસ્ટિંગ્ઝ જેવી વ્યક્તિઓએ જે કાંઈ કર્યું તે પોતાની અક્કલ–હોશિયારીએ કર્યું હતું, કંપનીના દોરવ્યાથી નહિ. કંપનીએ તેમના કર્યામાં પોતાનો લાભ જોઈ તે વિષે ખાસ વાંધો ન કાઢ્યો, બલ્કે પછીથી તે ગણી લઈ. પરંતુ હિંદમાં નવાબી ભોગવતા કંપનીના નોકરોનાં રાજકારભારનાં કરતૂકો ઈંગ્લંડમાં ભારે ક્રાંતિકારી નીવડવા લાગ્યાં. એમાંથી મળતા લાભોની લોભી અસર ત્યાંના રાજકારણ ઉપર પડવા લાગી. પરિણામે, કંપનીનું કારભારું વિલાયતમા એક ભારે રાજદ્વારી ખટપટ અને પંચાતનું ધામ બન્યું. એટલે ત્યાંના લોકોએ તેની કાંઈક વ્યવસ્થા વિચારવી જોઈએ.

હિંદના લોકોની દૃષ્ટિએ પણ આ બેભથ્થુ દશા ખરાબ હતી. તેથી કરીને પ્રજા ચુસાઈ મરવા લાગી. વેપારની ચૂસ ઉપરાંત હવે મહેસૂલી ચૂસ શરૂ થઈ. અને રાજકર્તા ગોરા અમલદારોમાં નોકરીની કશી નીતિરીતિ જ નહોતી. નહોતા તેઓ ઊંચા ખાનદાનવાળા કે સુશિક્ષિત યા સંસ્કારી; કે નહોતી તેમને તે કશાની તાલીમ. કેમ કરીને ઝટપટ ધનવાન બનવું, એ જ એમનો આદર્શ હતો. આથી

કરીને લોકનો મરો થતો હતો. કંપનીની સત્તાને લઈને, પોતાના લોભને સારુ તેઓ લોકને ગમે તેમ કનડી શકતા હતા

આ સ્થિતિ સુધારવામાં બેઉ પક્ષનું સારું હતુ લોક પરદેશી રાજમાં સપડાતાં છતાં કાંઈક જુલમમાંથી બચે એ લોકનો લાભ; અને પરદેશી રાજકર્તા પોતાનું રાજ પણ એ જ રીતે સ્થિર કરી શકે; નહિ તો માતો લોકનો બળવો કે બીજી સત્તાનો હુમલો મોડોવહેલો આવે જ.

આમ, ઈ. સ. ૧૭૫૭થી શરૂ થયેલો અગ્રેજ કંપનીનો રાજસત્તા-યુગ ૧૭૮૪મા પૂરો થયો હતો. એ વર્ષોમાં જે અધમ અને નીતિરીતિહીન દશા ચાલી, તે હિંદની ત્યારની છિન્નભિન્ન સ્થિતિને લઈને જ સભવી શકી. એ કાળના જુલમો, અન્યાયો અને કાળાધોળા ઇતિહાસને પાને પડેલા છે સહૃદય હિંદીને એ વાંચતાં આંસુ આવ્યા વગર રહે નહિ એમાથી બચાવવા હિંદની એકે સત્તા સમર્થ ન નીવડી. ૧૭૭૫થી ૧૭૮૩ દરમિયાન થયેલા મરાઠાઓ જોડેના જબરા યુદ્ધમા અગ્રેજોને લાગ્યુ કે, આપણે ગયા, ગયા ! તેઓ સાવ ગયા તો નહિ, ત્યારે તેઓ જીત્યાય નહિ, અને સામે દેશી રાજસત્તા પણ જીતી નહિ. ઇતિહાસકાર લાયલ સાચું કહે છે કે,

> "વિલાયત સાથેનો દરિયાઈ સબધ જ્યાં સુધી અતૂટ રાખી શકાય, અને બગાળનો અમૂલ્ય પ્રદેશ પોતાની પાસે જેવો ને તેવો રહે, ત્યા સુધી મરાઠાઓ કે મૈસૂર રાજ તરફથી અગ્રેજોને કોઈ કાયમી કે કારી નુકસાન થવાનો ભય નહોતો "*

આવી ડામાડોળ સ્થિતિમા એક જ વસ્તુ ખાસ જરૂરી હતી, અને તે સમજ મધ્યસ્થ સત્તા મોગલ મધ્યસ્થ સત્તા અને તેના પડીથી ઉદય પર આવેલી મરાઠા મધ્યસ્થ સત્તા પૂર્વની ઢબની હતી, એટલે કે, તેનો આધાર વ્યક્તિ ઉપર હતો, આજ જેમ અંગ્રેજોનું છે તેમ, તત્રગત સિલસિલો ચાલે એવી રીતે એ સત્તા ઘડાઈ નહોતી. એ જાતનો ખ્યાલ તે કાળે હિંદમાં અને દુનિયામા પણ ભાગ્યે જ જન્મ્યો હતો. આથી જ આપણે જોઈએ છીએ કે, મોગલ બાદશાહો બધુ એકચક્રે રાખવા લગ્ન જ કરતા હતા; અને મરાઠાઓ પણ એમ જ

* 'હિસ્ટરી ઑફ ઇંડિયા' સ૦ વિલિયમ જૅક્સન ૮-પા. ૨૬૭

કરતા હતા. તથા મહાદજી કે હૈદર જેવા પ્રતાપી પુરુષ જાગે ત્યારે તે પોતાની મહત્ત્વાકાંક્ષાને, મધ્યસ્થ સત્તાને હાનિ કરે તેટલે સુધી જતાં છતાં, દાબી કે રોકી શકતા નહોતા.

આ સામે જોઈએ તો ઈસ્ટ ઇંડિયા કંપની એક સિલસિલાવાર ગોઠવાયેલું તંત્ર હતું. તેના નોકરો હિંદમાં છૂટાદોર મૂકેલા હરાયા જેવા હતા એ ખરું, પરંતુ તે તો દેશના લોકો પૂરતા; કંપની અને તેના હિતની દૃષ્ટિએ જોઈએ તો તેઓ ઓછીવત્તી છતાં શિસ્તબદ્ધ નોકરશાહી હતા. અને કંપનીની નીતિ એ હતી કે, ટૂંકો પગાર આપવો, ને તેનો ખંગ વાળવા માટે નોકરોને હિંદમાં ચરી ખાવાની છૂટ રાખવી!* વેપાર જ કરવાનો હતો ત્યાં સુધી આ જાતની અનીતિ ને લૂંટ ચાલી. પ્રાંતનો લશ્કરી કાબૂ હાથમાં લઈ વેપાર સરળ કર્યા પછી, ગરીબ બનેલી વસ્તી પર અંગ્રેજોને છૂટા મૂકી શકાતા હતા. અને તેમણે આખા બંગાળનો વેપાર નાશ કરી દીધો. તેનો રૂંવાં ઊભાં કરે એવો ઘોર ઇતિહાસ અહીં અપ્રસ્તુત થાય.

આ બધું છતાં, કંપનીની મધ્યસ્થ સત્તા ગજડાગજારમાં કામ દેતી હતી. અને એ મધ્યસ્થ સત્તા હવે બરોબર વ્યવસ્થિત ગોઠવી

* આ જાતની અન્યાયી છૂટ બરોબર નથી એ કંપનીના સત્તાધીશો જાણતા હતા તેથી ૧૭૮૪માં થયેલા પિટના કાયદામાં એને રોકવાને માટે કલમો નખાઈ હતી એ અહીં નોંધવું જોઈએ: "હિંદમાં ચાલતો આ ભ્રષ્ટાચાર રોકવાને માટે એવી કલમો રાખી હતી કે, કંપનીના નોકરો સ્વદેશ પાછા ફરે, ત્યારે તેમણે સોગનપૂર્વક પોતાની મામમિલકતની યાદીઓ રજૂ કરવી, નહિ તો ભારે સજા થાય." આ ઉપરાંત પણ અનેક બાબતો હતી અને તેમણે હિંદમાં કરેલા ગુના માટે વિલાયતમાં કોર્ટ પણ સ્થાપવાની કલમ હતી પરંતુ "યાદી રજૂ કરવાની આ કલમો એટલી તો ઝીણી ઝીણી વાતોમાં ખણખોદ કરતી લાગી કે, બે વરસમાં જ તેમને વિધિસર કાયદો કરીને રદ કરવામાં આવી હતી" (બિવરીજ–૨–૫૫૮) એટલે કે, અંગ્રેજ પાર્લમેન્ટ પણ ગોરી ચેપરી પરજની આ ઉઘાડી લૂંટને રોકી ન શકી!

અને પેલી કોર્ટ વિષે ફોક્સ નામે તત્કાલીન એક અંગ્રેજ મુત્સદ્દીએ કહ્યું છે, "આ અદાલતને બરોબર ન્યાયદેવીની સેવા કહી શકાય, કેમ કે તે એના ઉપર ઊભી જ જશે" (જુઓ દેગ્રિઅજ૦ ૫–૨૦૨)

જોઈએ, અને કંપની માત્ર વેપારી ન રહે, પણ હવે રાજકર્તા બની છે તો તેના ઢંગ પણ રાખે, એ પ્રકારનો મત ઇંગ્લંડમાં ઊભો થયો. અંગ્રેજ ઇતિહાસકાર થૉમ્સન અને ગેરેટ કહે છે કે,

"લોકો સમજવા લાગ્યા હતા કે, હિંદનો રાજકારભાર પ્રામાણિકતાથી કે શક્તિપૂર્વક ચલાવવાની આશા ઇંગ્લંડના હવાર જેવા પાસેથી કે લાગવગવાળાં પોતાનાં સગાંએ ઘુસાડી આપેલા છોકરાઓ (કે જે છોકરા પછી એવા લોકના હાથ તળે મુકાય કે જેને તેઓ સામાજિક દરજ્જાની દૃષ્ટિએ ધિક્કારતા હોય)—આવા લોક પાસેથી રાખવી એ મૂર્ખાઈ છે."

વેપારીએ હવે રાજકર્તા બનવા માટે નવેસર આખી પરિસ્થિતિનો વિચાર કરવો જોઈએ, ૧૭૭૪નો નિયમનધારો એની મુગ્ધાવસ્થામાં થયેલો પ્રયત્ન હતો. ૧૭૮૪માં ૧૦ વર્ષના મળેલા અનુભવ બાદ એ મુગ્ધાવસ્થા ટળી, અને પાર્લમેંટ ફરી નવી પરિસ્થિતિ વિચારવા માટે જાગી.

## ૨

## પાર્લમેંટનો હિંદમાં રાજહક

"નિયમનધારો તો ચોખ્ખો વ્રુટી પડ્યો હતો. નહોતો તેણે કંપની ઉપર (ઇંગ્લંડની) સરકારને કશો કાબૂ આપ્યો; કે નહોતો તેણે ડિરેક્ટરોને પોતાના નોકરો ઉપર ચોક્કસ કાબૂ આપ્યો; કે નહોતો તેણે ગ.-જ.ને તેની કાર્યવાહક સમિતિ પર ચોક્કસ કાબૂ આપ્યો; કે નહોતો તેણે કલકત્તાના ઇલાકાને મદ્રાસ ને મુંબઈ ઉપર ચોક્કસ કાબૂ આપ્યો."

'કેમ્બ્રિજ હિસ્ટરી'–૫

"અધમ અસર કરવા માટે ઓછામાં ઓછાં સાધન રહે એ રીતે, હિંદના રાજકારણને દોરવવાની સત્તા બ્રિટિશ તાજને આપવી; એ હિંદ માટે સાચી યોજના છે અને આ બિલનું સાચું રહસ્ય છ. . . . હિંદ પર રાજ્ય ચલાવવાની સત્તા સેક્રેટરી ઑફ સ્ટેટ જેવી હોવી જોઈએ."

–પિટ

ક્લાઈવ પેઠે જ હેસ્ટિંગ્ઝને પણ થયું. ૧૭૮૦ થી તેનાં કામોની ટીકાઓ વિલાયતમાં થવા લાગી હતી અને એક પક્ષ તો એને

નોકરી પરથી પાછો બોલાવવા મથતો હતો. તે તો ન બન્યું. પરંતુ છેવટના ભાગમાં હેસ્ટિંગ્ઝ પોતે સમજી ગયો કે, હવે હિંદમાં રહેવાના તલમાં તેલ નથી રહ્યું—પોતે સમજીને પાછા દેશ જવું જોઈએ. ને તે ૧૭૮૫ની શરૂઆતમાં રાજીનામું આપીને ગયો. પરંતુ તેનાં કામોથી એટલું થયું કે, પાર્લમેંટ પાછી હિંદ-પ્રકરણ ચર્ચવા બેઠી. તે મુદ્દા ઉપર ત્યાંનું પ્રધાનમંડળ પણ તૂટયું અને પિટ નામના માણસનું પ્રધાનમંડળ (૧૭૮૩) આવ્યું, અને એણે હિંદ-પ્રકરણનો નિવેડો (૧૭૮૪માં) આણ્યો. જે કાયદો કરીને તેણે એ કર્યું તેને તે ઉપરથી 'પિટનો કાયદો' કહેવામાં આવે છે. આ પ્રકરણ ખેડવાનું નિમિત્ત કારણ તો, અગાઉ ૧૭૭૩ની જેમ, કંપનીએ પાછી વિલાયતની સરકાર પાસે લોન માગી એ હતું.

એક રીતે જોતાં, ૧૭૮૪નો આ કાયદો ૧૭૭૩-૪ના કાયદાનો સુધારો-વધારો જ હતો, તે આ પ્રકરણને મથાળે મૂકવામાં આવેલા ઉતારા પરથી સ્પષ્ટ થશે. તેથી જ તે દીર્ઘાયુષી પણ નીવડ્યા, કેમ કે વસ્તુતાએ એ જ કાયદો ઠેઠ ૧૮૫૮ સુધી ચાલ્યો, કે જ્યારે કંપની સરકારનો લોપ કરી હિંદનો વહીવટ બ્રિટિશ પાર્લમેન્ટે પોતાનો કર્યો. અને ત્યારે પણ હિંદના રાજ્યબંધારણની જે યોજના કરવામાં આવી, તેના પાયામાં તો આ ૧૭૮૪નો પિટનો કાયદો જ તત્ત્વતઃ તો હતો.*

---

* આ કાયદાના પ્રારંભવાક્યમાં તેનો ઉદ્દેશ આમ જણાવ્યો છે:—

"ઇસ્ટ ઇન્ડિયા કંપનીના કામકાજનું અને હિંદના બ્રિટિશ રાજ્યનું વધારે સારું નિયમન ને વધુ સારો વહીવટ કરવા માટેનો, અને ઇસ્ટ ઇંડીઝમાં કરાયેલા ગુનાના આરોપીઓનો વધારે ઝપાટાથી ને અસરકારક રીતે મુકદ્દમો ચલાવવાને માટે અદાલત સ્થાપવા માટેનો,—આ કાયદો."

આમ બે ઉદ્દેશ તેના બતાવ્યા છે તેમાંનો બીજો ઉદ્દેશ તો નકામો ગયો તે આપણે જોઈ આવ્યા મુખ્ય મુદ્દો પહેલો હતો, અને તેનો અર્થ એક સામ્રાજ્યવાદી અંગ્રેજ ઇતિહાસકારે આમ સ્પષ્ટ કર્યો છે:—

"આ કાયદાએ ઇસ્ટ ઇંડિયા કંપનીને, તેનો વેપાર (કે જે ઝપાટાબંધ ઓછરાતો જતો હતો તે) અને તેનો નિમણૂક હક, એ બે સિવાય બીજી બધી વાતે બ્રિટિશ સરકારના એક પેટા ખાતા જેવી જ વ્યવહારમાં કરી મૂકી" —પી. રૉબર્ટ્સ (પા ૨૧૫)

કંપની વેપારી થતાં થતાં રાજ્ની પણ થઈ બેઠી, એટલે બે સવાલ ઊભા થયા હતા: (૧) કંપનીએ સંપાડેલા રાજ્નો હક કોનો? રાજકીય પરિભાષામાં કહીએ તો, હિંદના કંપનીના મુલક પર રાજ-હક કે આખરી કુલ સત્તા (sovereignty) કોની? (૨) એ રાજ્યની વ્યવસ્થા કઈ રીતે ગોઠવવી? ટૂંકમાં કહીએ તો, હિંદની કંપની સરકારનું રાજ્યબંધારણ અને વહીવટ કેવાં હોવાં જોઈએ? કંપનીએ જો હિંદમાં હવે ટકવું હોય તો, આ બે વસ્તુઓ બાબત વેળાસર વ્યવસ્થા વિચારી લઈ, તે પ્રમાણે કામ શરૂ કરવું જોઈએ. નહિ તો તેનું તંત્ર તૂટી જાય એમ હેસ્ટિંગ્ઝે સ્પષ્ટ ચેતવણી આપી હતી, અને તે સાચી હતી.

રાજહકનો સવાલ જરા અટપટો હતો. કાયદાબાજ લોકનો એક અંગ્રેજ પક્ષ એવો હતો કે, ખાનગી કંપનીએ જે કાંઈ મેળવ્યું તે તેનું છે; તેમાં બ્રિટિશ પાર્લમેંટ પડે તો કોઈના ખાનગી માલકીહક પર તરાપ મારી ગણાય. આ મત ૧૭૭૩ માં પણ કેટલાકે આગળ કરેલો. પણ ૧૦ વર્ષમાં એ મત ઢીલો પડ્યો હતો એટલું જ નહિ, કંપનીના ડિરેક્ટરો પણ એ હક પર બહુ મદાર બાંધતા નહોતા; એમને તો નફો મળતો રહે અને તે ખૂબ, તો બસ. તેને સારુ તેઓ કંપનીનો વેપારી ઇજારો સાચવવા ઇચ્છતા હતા; એ જ એમની મુખ્ય ગરજ હતી. અને વેપારી ઇજારો ચાલુ રાખવો કે ન રાખવો એ પાર્લમેંટના હાથની વાત હતી. આમ પાર્લમેંટે જોઈ લીધું કે, હિંદનો રાજહક આપણે લેવામાં લાભ છે, કેમ કે હિંદની આવક અને નોકરીઓ વગેરે વિલાયતમાં એક મોટી લાગવગ અને રાજદ્વારી ખટપટનો મુદ્દો બની હતી. એટલે સુધી કે, તેને લઈને ત્યાંનાં પ્રધાનમંડળો ખળભળતાં થયાં હતાં. એટલે રાજહક તો બ્રિટિશ પ્રજાનો, અથવા તેના વતી તેના રાજા કે પાર્લમેંટનો જ હોય, એ નક્કી થયું. પરંતુ તે કાળે તે સીધો ન સંભાળતાં, મગતું નામ મરી પાડ્યા વગર, કામ કાઢવું જોઈએ, એમ ત્યારના મુત્સદ્દી વર્ગે ઠરાવ્યું. આથી પિટે પોતાના કાયદામાં કંપનીને માટે એક 'અંકુશમંડળ' ('બોર્ડ ઑફ કન્ટ્રોલ')ની યોજના કરી. વધારેમાં

વધારે ૬ સભ્યો એ મંડળમાં રહે, ને તેની નિમણૂક વિલાયતનો રાજા કરે. તેમાંના બે સભ્યો બ્રિટિશ પ્રધાનોમાંથી હોય, જેમાંનો એક તો જે બ્રિટિશ ખજાનામંત્રી હોય તે હોવો જોઈએ. બાકીના ચાર જણ રાજાની પ્રિવી કાઉન્સિલના સભ્યો હોવા જોઈએ. મંડળનો પ્રમુખ પ્રધાનમંડળના બેમાંથી એક થાય; તે એઉની ગેરહાજરીમાં ચારમાંથી જે જૂનો સભ્ય હોય તે થાય. આ મંડળને હિંદના કંપનીના રાજ્યની આવક તથા દીવાની અને ફોજી રાજવહીવટ, અને એ બધાને અંગેની તમામ કારવાઈ ઉપર દેખરેખ રાખવી, તેને દોરવું અને અંકુશમાં રાખવું, એ હતું. પિટે સ્પષ્ટ જણાવ્યું હતું કે, હિંદનું આ કામ બ્રિટિશ પ્રધાનમંડળના એક મંત્રીનું જ છે, અને નામે ગમે તેમ હોય, પણ કામે તો આ અંકુશમંડળ એ જ છે. આમાં શંકા નથી. ૧૮૫૮માં આ યોજના ફેરવી રાણીએ જ્યારે હિંદનું રાજ્ય સ્વહસ્તક કર્યું, ત્યારે એક હિંદી મંત્રી નીમવામાં આવ્યો, અને અંકુશમંડળને બદલે તેને સલાહકારક સમિતિ આપવામાં આવી, જે આજ સુધી ચાલુ છે.*

અંકુશમંડળને કંપનીના નોકરોની નિમણૂક કરવાનો હક નહોતો અપાયો. એ હક કંપનીનો જ રખાયો હતો. અને તેથી તે રાજી થઈ. પરંતુ વસ્તુતાએ ગવર્નર-જનરલની નિમણૂક તો પ્રધાનમંડળ જ કરતું-અને તેમાં રાજકીય દૃષ્ટિ રખાતી. ઉપરાંત, નિમણૂકો બાબત કાયદામાં અમુક કલમો મૂકીને, તે લોભાવનારી વાતનું

* સુધરેલી રાજનીતિ પ્રમાણે અને અંગ્રેજી રાજતંત્રમાં રાજહક પ્રજાનો કે તેની પાર્લમેંટનો ગણાય છે પ્રજાતંત્રનો મૂળ સિદ્ધાંત એ છે કે, રાજહક પ્રજાનો છે, રાજા હોય તો તે તેના પ્રતીકરૂપ હોઈ શકે આ સિદ્ધાંત અંગ્રેજ પ્રજાને માન્ય છે પરંતુ હિંદનું આ રાજતંત્ર વિચારતી વખતે તેને લક્ષમાં લેવાની જરૂર કોઈને દેખાઈ નથી; અને આજ સુધી એ રાજહક બ્રિટિશ પાર્લમેંટ જ ભોગવે છે આ હકને ટ્રસ્ટીપણાનું એક રૂપાળું ને સત્યાભાસી નામ અપાયું છે, તેની ઉત્પત્તિ પણ આ કાળના કેટલાક ભલા અંગ્રેજોની વિચારણામાંથી બતાવી શકાય એટલે, અંગ્રેજોનો હિંદ પર રાજહક અને તેનું બહાનું (કે અમે તેના ટ્રસ્ટી છીએ), એ બેઉ વાનાં આ કાળે ઉત્પન્ન થયાં છે

યોગ્ય નિયમન કરવામા તો આવ્યું જ, કારણ કે, આ એક મોટા ગોટાળા, લાગવગ અને લાચનું ખાતુ બન્યુ હતુ, તે આપણે અગાઉ જોઈ આવ્યા છીએ

પાર્લમેન્ટના રાજહકના સૂચક ચિહ્ન તરીકે એમ ઠરાવ્યુ કે, કપનીના શેરવાળાઓને અમુક ટકા વ્યાજ મળ્યા પછી જે બચત થાય તેના અમુક ટકા બ્રિટિશ સરકારની તિજોરીને મળવા જોઈએ એટલે, હવે પછી એમ ગણાય કે, બ્રિટિશ રાજના ખડિયા કે આડતિયા તરીકે કપની હિંદમા કામ કરે છે હિંદનો રાજા હતા હિંદ બહાર રહીને પોતે રાજ કરે, એ જે અપૂર્વ ઐતિહાસિક ઘટના આજ આપણે ત્યા છે, એનો પ્રારભ આ રીતે થયો.

રાજહક પછી રાજવ્યવસ્થા બાબત પિટના કાયદામા શુ હતું તે હવે જોઈએ

૩

# નવો મોગલ—ગવર્નર-જનરલ

"સત્તાનો લોભ એવી વસ્તુ છે કે તે આગળ ને આગળ ધૂસવા, વધુ ને વધુ મેળવવા, અને તેને પોતાનો ઇજારો બનાવી દેવા પ્રેરે છે"

—ટોરેન્સ

"ગવર્નર યાને કારોબારીનો પહેલો સભ્ય કોઈના પ્રત્યક્ષ કાબૂ વગરની, પૂરેપૂરી સ્વહસ્તક ને અબાધ સત્તા ધરાવે, એ જરૂરી છે."

—વોરન હેસ્ટિંગ્ઝ (ઈ. સ ૧૭૮૫)

રાજહક પાર્લામેંટનો નક્કી કર્યા પછી રાજતંત્ર કોને હસ્તક રાખવું એ વિચારવાનું હતું. હેસ્ટિંગ્ઝને એની સમિતિ તથા વડી અદાલત જોડે જે ઝઘડા થયા હતા અને તેથી પોતાના કામમાં તેને જે અંતરાય આવ્યા હતા, તે અનુભવો ધ્યાનમાં લઈ ઠરાવવામાં આવ્યું કે, ૧૭૭૩ના કાયદામાં હતું તે તો બરાબર છે કે, કલકત્તાનો ગવર્નર-જનરલ કંપની સરકારના બધા ઇલાકાઓ ઉપર દરેક રીતે કાબૂ રાખે; અને ઇલાકાના ગવર્નરોએ, પોતાનો ગમે તે મત હોવા છતાં, કલકત્તાની એ મધ્યસ્થ સત્તાના હુકમ પ્રમાણે ચાલવું.

પરંતુ, હવે એવો સુધારો કર્યો કે, દરેક ઇલાકાની ને ગવર્નર-જનરલની સમિતિ ત્રણ સભ્યોની રહે. એટલે કે, ગવર્નર સાથે તેમાં ચાર મત થયા. જો સમાન મત થાય તો ગવર્નર કે ગવર્નર-જનરલ વધુ મત આપી શકે. અર્થાત, એક સભ્ય જો એને સંમત હોય, તો એની જીત થઈ શકે.

અને તેમને એવો અધિકાર પણ આપવામાં આવ્યો કે, ગવર્નર કે ગવર્નર-જનરલ, પોતાની સમિતિથી સ્વતંત્ર રીતે અથવા તેની ઉપરવટ થઈને, પોતાની મુનસફીથી ને જવાબદારીથી કાંઈ કરવા માગે તો કરી શકે. પરંતુ, આ કલમનો આશરો લઈને તે જે કરે તે બધુ લેખી થવું જોઈએ, એટલુ તેના પર બંધન મુકાયું.

વળી એવો પણ હક તેમને આપવામા આવ્યો કે, ગવર્નર ઇચ્છે તો પોતાના ઇલાકાનો અને ગવર્નર-જનરલ ઇચ્છે તો કંપની સરકારનો સેનાપતિ થઈ શકે. અને એ રીતે મુલકી અને ફોજી હોદ્દો ભેગો કરી લઈ શકે, જેથી બે જુદાં માથાં અથડાવાનો જો ડર હોય તો તે ટાળી શકાય ને એકહથ્થુ કામ લઈ શકાય. આ જ હકથી, હવે પછી આવનાર ગવર્નર-જનરલ કોર્નવોલીસ સેનાપતિ બની ટીપુ સામે જાતે મેદાને ચડે છે, જે યથાસ્થાને આપણે જોઈશું.

પિટના કાયદામા એક એવી કલમ પણ મૂકવામા આવી કે, સામાન્યત કોઈ ગવર્નર કોઈ દેશી રાજસત્તા જોડે યુદ્ધ કે સંધિ આપમેળે ન કરી શકે. તેણે ગવર્નર-જનરલ કે તેની વિલાયતની ઉપરી-સત્તાની રજા મેળવવી જોઈએ અને તે જે સંધિ કરે તેમાં, ગવર્નર જનરલની છેવટની સમંતિ કે નાસમંતિની છૂટ રાખતી કલમ હોવી જોઈએ. ગવર્નર, ગવર્નર-જનરલ, તેમની સમિતિના સભ્યો, તથા સેનાપતિ વગેરેનો નિમણૂક-હક કંપનીના ડિરેકટરોનો રાખવામાં આવ્યો. પરંતુ વિલાયતનો રાજા ધારે તો કંપનીની નોકરીના ગમે તે અધિકારીને નોકરી પરથી પાછો બોલાવી શકે; માત્ર તેની ખબર કંપનીને આપી દે એટલે બસ. વળી, જો કંપની ઉપલા તેના અમલદારની જગા ખાલી પડતાં, નવી નિમણૂક બે માસ સુધી ન કરે, તો રાજા પોતાની મેળે તે કરે.

આમ, એક બાજુથી જેમ છેવટનો રાજહક પાર્લમેંટ પાસે ગયો, તેમ હિંદમા રાજકારભારનો છેવટનો ને આપખુદ અધિકાર ગવર્નર-જનરલને મળ્યો. એ રીતે, હિંદમા અંગ્રેજ કંપની સરકારની મધ્યસ્થ સત્તા, અનુભવ પરથી, પાકી કાયમ કરવામાં આવી.

## ૪

# મરેલી જન્મેલી કલમ

પીટના કાયદામાં એક કલમ એવી છે કે જે શું કામ મૂકી હશે એ જ નથી સમજાતું, કેમ કે ભાગ્યે જ એનો ઇરાદો સાચવીને તે અમલમાં આવી છે—રીતસર સતત ભંગ જ એનો થયો કહેવાય. તે કલમ આ પ્રમાણે છે:—

'હિંદમાં રાજ્યની વૃદ્ધિ અને ચડાઈઓ કરવાની યોજનાઓ ચલાવવી એ આ દેશ (એટલે વિલાયત)નાં ઇચ્છા, સ્વમાન અને નીતિને ન રુચતી વાત છે; તેથી આ પ્રમાણે કાયદો કરવામાં આવે છે કે:—

કંપનીના ડિરેક્ટરોની ચોખ્ખી આજ્ઞા વિના, હિંદના કોઈ રાજા કે રાજ્ય જોડે વિગ્રહ કે સંધિ કરવી, એ ગવર્નર જનરલ ને તેની સમિતિ માટે ગેરકાયદે ગણાશે સિવાય કે, અગાઉની સંધિ પ્રમાણે કોઈ રાજાને મદદ કરવા કંપની બંધાઈ હોય, યા હિંદની બ્રિટિશ પ્રજા સામે સીધો વિગ્રહ કોઈ છેડે યા તેની તૈયારી કરે સંધિ કે વિગ્રહ કરવામાં આવે તેની ખબર વિલાયત તરતોતરત મોકલવી જોઈએ'

આ નીતિને ઇતિહાસમાં ('લેટ એલોન') તટસ્થતાની નીતિ કહેવામાં આવે છે. હિંદના રાજાઓની છેડતી કરવી, અનેક પ્રકારે એમનાં અપમાન કરવાં, એમના મોભાને તોડવો ને કરારોને રદ્દી કાગળિયાં ગણવાં—આ બધું કર્યાં પછી અને, ખાસ તો, હિંદની જબરદસ્ત રાજસત્તાને નાહકની અને અન્યાયથી પજવણી કર્યાં પછી, તટસ્થતા જાળવવાનું કહેવું, એ કેવું દંભી કે હાસ્યપાત્ર કહેવાય?*

* જો કલમે એમ કહ્યું હોત કે, જે રીતે કંપની વેપારલોભ કર્યા કરે છે ને વધાર્યે જાય છે, એ બધું પાપનું અને જુલમ તથા અન્યાયનું મૂળ છે, માટે એના પર કાબૂ મૂકવો જોઈએ, અને હિંદના રાજા-પ્રજાને એવી ખાતરી થાય એવા તત્કાળ ઉપાયો લેવા જોઈએ,—જો આવી કલમ હોત, તો તો તે એક પ્રામાણિક તટસ્થ નીતિનો પ્રયત્ન ગણાત પરંતુ વેપારલોભને તો થોભ નહિ; પછી એની આડે તો હિંદનું આખું હિત જ આવતું હતું એટલે કે, તેના નાનામોટા રાજાઓ આડે આવતા હતા. એ ન્યાયે પછી આખું હિંદ જ લઈ

અને આ નીતિ નવી નથી વિલાયતથી હેસ્ટિંગ્ઝને પણ લડાઈઓમાં ન ભેરવાવા કહેવાતુ પરંતુ તે જ એના એક પત્રમા હદથી પોતાના એક મિત્રને કહે છે —

"કંપનીના ડિરેક્ટરો અનેક જુદા જુદા હુકમો લખી મોકલે છે, તેનો ચોક્કસ સાર શો કાઢવો, એની જ મને તો પંચાત થઈ છે એક બાજુથી કહે છે, કોઈ પણ કારણે અમારે અહી યુદ્ધ ન કરવું, ભલે તે ફાયદો કંપનીને થતો હોય પણ યુદ્ધ ન કરવું અને તેની જ સાથે બીજી બાજુથી લખે છે, રાઘોબાએ સુરતની સંધિથી જે પ્રદેશ મુબઈ સરકારને આપ્યો, તે આપણા તાબામાથી જવા ન દેતા, તેને સારુ અમે કલકત્તાથી બનતી મદદ મુબઈને કરવા સારુ લખી રાખ્યુ છે એક મોઢે કહેવુ કે, હિંદી રાજકારણમા પડશો નહિ તેની જ સાથે બીજે મોઢે કહેવુ કે, હિંદની અત્યત પ્રબળ સત્તા જોડે ટક્કર લેજો! આ બે વિરુદ્ધ વસ્તુઓનો મેળ શી રીતે બેસાડવો?"

અને બરોબર આ જ વસ્તુ, આ તટસ્થતાનો ખાઈ ખપૂસીને ભગ કરનાર વેલેસ્લી પણ આગળ પર ડિરેક્ટરોને કહે છે તે જોઈ એમ જ થાય છે કે, કંપનીને અને વિલાયતની સરકારને પારકો માલ અને મુલક મળે તે કડવા તો નહોતા જ લાગતા.

વાત એમ છે કે, વિલાયતની આખી પ્રજા જ કંપનીની કેડે કેડે લોભી થતી જતી હતી અને આ ભ્રષ્ટ માનસ આજ સુધી કાયમ છે પારકો મુલક મળે તો કેવા ઘી–કેળા ઊડી શકે, એનો સ્વાદ સૌને ધીમે ધીમે વસવા માડ્યો હતો એટલે પેલી લોકવાર્તાના ઘી કંસારન્યાય જેવુ એમનુ વર્તન લાગે છે કંપનીની આવક તો વધવી જ જોઈએ, એમ તો સતત ટોકણી ચાલતી જ હોય હિંદના ગવર્નરો સમજતા કે, એનો રસ્તો તો એક જ છે–દેશી રાજાઓના ભડાર ને મુલકો ઉપર હાથ નાખવો અને જબરા પાસે લડવા મારેના બહાનાની શી ખોટ? લડવાનું થાય એટલે તેનુ ખર્ચ થાય, એટલે તે સારુ વળી વધારે આવક જોઈએ આમ ચક્ર ચાલ્યા કરે, અને

---

લીધે છૂટકો થાય અને આ દવી કલમ વ્યવહારમા તો યુદ્ધો માગવાનુ જ શીખવતી હતી એવો ચોખ્ખો અર્થ તરી રહે છે, અને ૧૦૦ જનો ઇતિહાસ એ અર્થનો પુરાવો છે

એમાં ઘી-કંસાર-ન્યાયે ઇષ્ટાપત્તિ જ હતી. ઇતિહાસકાર ટૉરેન્સ (પાર્લમેન્ટનો સભ્ય હતો) આ તટસ્થતાની નીતિ વિષે સખત વેણો કાઢે છે, તે આ ખોટા દંભને જ લઈને. તે કહે છે કે, એક બાજુથી ડિરેક્ટરો પ્રજાહિતની વાતો લખ્યા કરવાનું તો ચૂકતા નહિ, પણ બીજી બાજુથી (અંકુશમંડળવાળાની?) એવી સૂચનાઓ પણ અચૂક આવ્યા કરતી કે, રાજ્ય વધે એવો લાગ જુઓ તો ચૂકતા નહિ ને તે સારુ તાકતા રહેજો. અને એને સારુ બહાનું સ્વરક્ષણનું કહાતું કે, કોક આપણને કાઢવા પેંતરો રચે છે કે દરિયાપારના શત્રુઓ જોડે સંતલસ કરે છે! આ વસ્તુ શબ્દફેરથી સૌ કોઈ કહેતા રહેતા, અને જીતનાં વાહવાહ અને મદ આગળ કોક કોક જાગ્રત અંતરાત્માઓની બૂમો કે ડાહ્યાઓની સલાહો દબાઈ જઈ નકામી નીવડતી.*

ખરું જોઈએ તો, હવેથી એકલી કંપનીના વેપારલોભી સંચાલકો ઉપરાંત ઇંગ્લંડના રાજ્ય-અને-સત્તાલોભી મુત્સદ્દીઓ પણ હિંદના કારભારામાં ભળે છે. અને એ ભળવાની રીત, આજનાં આંતરરાષ્ટ્રીય ધારાધોરણે વિચારીએ તો, સાવ પાયા વગરની અને ગેરકાયદેસર જ ગણાય. હિંદની ત્યારની દશામાં કોઈ એને પૂછી શકતુ નહોતુ, તેથી જ આ પ્રકારે નફટ થઈને શાણપણની વાત પણ કરી શકાતી હતી. તેની પાછળ એક જ તથ્ય હતું અને તે કંપનીનો છૂપો ભય કે, લડાલડીમાંથી કદાચ હાર ખાઈ નાસવું પડે તો 'ડોળું ખોઈ ઢેફાળ બનવા જેવું' તો ન થાય? મુત્સદ્દીઓને એમ હતું કે, અમેરિકામાં હાથ કરેલાં સંસ્થાનો ગુમાવ્યાં તો કાંઈ નહિ; એના કરતા વધારે રસદાર ફેરી હિંદને આંખેથી હાથ આવી છે.

આ જાતની સ્થિતિ પારખીને વિલાયતની સરકાર કંપનીની આડ પણ છોડવા માગતી નહોતી. કેમ કે, છોડે તો યુરોપનાં રાષ્ટ્રો જોડે પંચાતો ઊભી થવા સંભવ હતો. છતાં ફ્રાન્સનો હાઉ તો હમેશ મદદગાર હતો જ. આખા ૧૮મા સૈકામાં એ હાઉને બહાને કામ ઉકેલ્યુ. ૧૯મા સૈકામાં રશિયા અને અફઘાન ઇ૦ના હાઉ ઊભા કરવામાં આવે છે, તે પછીથી જોઈશુ. બાકી ખરું પૂછો તો, સામાન્ય

* ટૉરેન્સનું પુસ્તક પા ૨૫૭ ઉપરથી

સાદો વેપાર કરવા માગનારને આવી પંચાતો શું કામ હોય? પરંતુ આપણે જોઈ ગયા તેમ, કંપની હવે રાજ્કર્તા બની ગઈ હતી, ને તેમાંથી છૂટવાનું હવે તેને ગમતું નહોતું. તેમ કરે તો જે અધમ વેપાર વધાર્યો હતો તે ટકી ન શકે. સીલીએ કહ્યું છે એમ, વેપારની મદદમાં રાજ્યસત્તા ને રાજ્યકારણ આણવા જ પડે એવું ગોરી પરજનું માનસ તે કાળે ઘડાતું જતું હતું.

નવા કાયદાનો અમલ ૧૭૮૫થી શરૂ થવાનો હતો. તેને સારુ કંપનીએ વિલાયતના એક અમીરને ગવર્નર-જનરલ બનાવીને મોકલ્યો. એ લડવૈયો પણ હતો. અમેરિકાની અંગ્રેજોની હારમાં લડીને તે હિંદ આવ્યો હતો. પિટના કાયદાથી તેને ત્રણ ખાસ કામો આપવામાં આવ્યાં હતાં—

૧. તટસ્થતાની નીતિ હિંદના રાજ્યકારણમાં ઉતારવી.

૨. જુલમી મહેસૂલ-પદ્ધતિને સુધારવી.

૩. કંપનીના હિંદી રાજ્યતંત્રને ફરી ગોઠવવું.

આમ, હવે ખાધેલું બરોબર વાગોળીને કોઠે પાડવાનો પ્રારંભ થાય છે. તે હવે પછીના નવા ખંડમાં.

## ખંડ ૧૧ મો

# પરદેશી રાજ્યવ્યવસ્થાનું મંડાણ

"લોકોનો નમી જવાનો નરમ સ્વભાવ; તેમની ઓછી જરૂરિયાતો; જમીન અને આબોહવાની એવી સવડ કે, મજૂરીની કડાકૂટની મદદ વિના તેમાંથી પાક ઊતરે, કુદરતી પેદાશમાંથી અને કારીગરીમાંથી નીપજતો ખોરાકી અને વેપાર-વણજનો પાર વિનાનો સામાન; (અને કળાકૌશલ્ય જુઓ તો, જૂની પેઢીઓથી મળેલી કારીગરી જ નહિ, પણ નવી પણ દાખલ કરી શકાય, અને નવું શીખવામાં દુનિયાનાં બીજાં માણસો આ દેશના લોકના મગજની તત્પરતા અને વલણને આંટી ન શકે એવા એ લોક છે), અને આ બધામાં સૌથી ઉપર તો એ કે, મુલકને કુદરતે જે રક્ષણ સરજી આપ્યું છે તે — પર્વતમાળાઓથી પથરાયેલી તેની પહાડી સરહદો, તેનો ઉપસાગર, તેની અસંખ્ય નદીઓની ફૂલગૂંથણી, અને નિરુપદ્રવી ને બળવાન પાડોશીઓ, — આ બધા એવા લાભો છે કે જે દુનિયાનું કોઈ સંયુક્ત રાજ્ય એટલે દરજ્જે ધરાવી ન શકે, અને તે લાભ એવા છે કે, મૅજિસ્ટ્રેટની ફરજ સાવ ઓછી થઈ જાય છે, ખરું જોતાં, તેનું કામ આ સિવાય કાંઈ જ નથી રહેતું — ધ્યાન, રક્ષણ, અને સહનશીલ ઉદારભાવ"

—વૉરન હેસ્ટિંગ્ઝ (૧૭૮૫) (તેના બચાવનામામાંથી)

"આપણી (અંગ્રેજોની) સત્તાનો મજબૂતમાં મજબૂત પાયો, દેશીઓમાં જે એકતા કે સંપનો અભાવ છે, તે લાગે છે ઉપરાંત, પ્રજાના નીચેના તથા વચલા વર્ગોને આપણી સરકાર સારી રીતે સંભાળી લે છે, તેથી તેમનો સારો મત આપણો (બીજો) આધાર છે" —માલ્કમનો ઇતિહાસ

(લેશીકૃત 'ક્લેરા ઑફ ધી ઍમ્પાયર્સ' પા ૧૦૮ પરથી)

"રાજ્યવહીવટ કરનાર ભલેને ગમે તેવી ભારે શક્તિવાળો હોય, કે તેનું તંત્ર ગમે તેવું સુસજ્જ હોય, છતાં તેમની આખી નાણાકીય નીતિ જો એક દેશની સમૃદ્ધિને ઍંચીને બીજા દેશના વેપારીઓને આપવાની જ હોય, તો તે વહીવટ કે તેનું તંત્ર એ દેશમાં ગરીબાઈ અને દુકાળો રોકી શકશે નહિ"

—રમેશચંદ્ર દત્ત

| | |
|---|---|
| ૧ લૉર્ડ કૉર્નવૉલીસ | ૫ સર્વસત્તાધીશ જિલ્લેદાર |
| ૨ નોકરશાહીની સ્થાપના | ૬ આમપંચાયત ઉપર ઘા |
| ૩ ચોર કોટવાળને દંડે છે | ૭ કાયમી જમાબંધી |
| ૪ લશ્કરી બંદોબસ્ત | ૮ વેપારનો નાશ |
| ૯ દેશી રાજાઓનો હ્રાસ | |

## સાલવારી

૧૭૮૫ સર જોન મેકફેર્સન કામચલાઉ ગવર્નર-જનરલ.
૧૭૮૬ (સપ્ટેમ્બર) લોર્ડ કોર્નવોલીસ ગ.-જ. થઈને હિંદ આવ્યો
૧૭૮૬ ગ.-જ. અવધ જાય છે બાદશાહનું વર્ષાસન બંધ કરે છે
૧૭૮૬ (ફેબ્રુઆરી) શેરીડન વોરન હેસ્ટિંગ્ઝ પર પાર્લમેન્ટમાં તહોમત રજૂ કરે છે
૧૭૮૮ હેસ્ટિંગ્ઝ પર પાર્લમેન્ટ કામ ચલાવે છે પૂરૂ થાય છે એપ્રિલ, ૧૭૯૫
૧૭૯૩ કાયમી જમાબંધીનો કાયદો થયો.
૧૭૯૩ (ઓક્ટોબર) કોર્નવોલીસ પાછો ગયો. નવો ગ.-જ. સર જોન શોર આવ્યો

૧

# લૉર્ડ કૉર્નવૉલીસ

ઈ. સ. ૧૭૮૫ સુધી બંગાળ–બિહારમાં કંપનીની કઈ જાતની રાજ્યવ્યવસ્થા ચાલતી હતી તેનો કાંઈક ખ્યાલ અગાઉનાં પ્રકરણોમાં આવી ગયો છે. તેને વ્યવસ્થા જેવું કહેવાય કે કેમ એ જ સવાલ છે. કંપનીએ વારાફરતી પોતાના બે સુનંદા અમલદારો — ક્લાઈવ અને હેસ્ટિંગ્ઝ — ને આ કામે મોકલ્યા. ક્લાઈવે ૧૭૬૫–૭ દરમિયાન પોતાને સૂઝતું કર્યું અને હેસ્ટિંગ્ઝે ૧૭૭૨–૮૫ સુધીમાં. એઉની કરણી એવી ખરાબ હતી કે તે ઉપર અંગ્રેજ પ્રજાએ જ અદાલત બેસાડી; અને જો વેપાર અને રાજ્યના લોભમાં ન તણાતાં ન્યાય અને માનવતા જ જોયાં હોત, તો બેઉને બ્રિટિશ સરકારી દફતરે કાળી ટીલી જ લગાડત. મતલબ કે, એમનાં કરતૂતોને તો અંગ્રેજોએ પણ તપાસવા જેવાં માન્યાં હતાં.

અંગ્રેજ ઇતિહાસકારો, કદાચ તેને ઢાંકવા, હેસ્ટિંગ્ઝનાં એક રાજકર્તા તરીકે વખાણ કરીને, તેણે કરેલા કેટલાક વહીવટી સુધારા વધારેપડતા ગાઈ બતાવે છે. એ સુધારા સુધારા હતા કે કુધારા તે હવે પછી ટૂંકમાં આપણે જોઈશું. બાકી હેસ્ટિંગ્ઝનો સમય જે રીતે ગયો અને જે જાતનો તેણે વર્તાવ રાખ્યો, તે પરથી પણ સ્પષ્ટ છે કે, હિંદનું હિત સમજી શકે એવો એનો સ્વભાવ જ નહોતો. અને પ્રત્યક્ષ વસ્તુસ્થિતિ જોતાં પણ તેના કરેલાનું કશું ફળ નહોતું. ક્લાઈવ અને તે બેઉ મથ્યા, પણ તે વ્યર્થ; અને બેઉને મનગમતું કામ તો બીજું જ હતું. હેસ્ટિંગ્ઝ પછી આવનાર કૉર્નવૉલીસની તુલનામાં, હિંદના આ કાળના આર્થિક ઇતિહાસકાર સ્વ. રમેશચંદ્ર દત્ત લખે છે:—

"તેનાં ક્રૂર, આપખુદ ને જહાંગીરી પગલાંએ અનિષ્ટને ઊંડું કર્યું. ઇતિહાસકારો મહાન રાજ્યકર્તાઓના વર્તનનો જે ન્યાય તોળે છે તેનાથી વધારે સાચો ને વધારે ટકાઉ ન્યાય તે રાજની પ્રજા જે આપે છે તે હોય છે. હિંદની પ્રજા હેસ્ટિંગ્ઝનો વહીવટ, કે જેણે દેશને ગરીબ કર્યો,

તેને દુઃખ અને ત્રાસની લાગણી સાથે યાદ કરે છે; અને તેની પછીના ગ-જ ના વહીવટને તેઓ આભાર માને છે; તેને સુપરત થયેલી વિશાળ જનતાના ભલા માટે સદ્ભાવ રાખવાની અને તે મુજબ વર્તવાની હિંમત હતી ”

પરદેશી રાજ્ય તેની પ્રજાનાં અમુક અન્યાય અને અપમાન તથા પરિણામે જુલમ તો આપોઆપ કરે જ છે, કેમ કે એ તો એના બંધારણમાં રહેલી વસ્તુ છે. આને તો ગમે તેવો સારો કે ભલો ગવર્નર-જનરલ પણ ટાળી ન શકે. પરંતુ કોર્નવૉલીસ અગાઉ, સ્વતંત્રપણે પણ જુલમ અને અન્યાય બહુ હતાં. કંપનીના નોકરો અને વેપારીઓ પ્રામાણિક નહોતા; રાજસત્તાનો તેઓ સ્વાર્થ સારુ દુરુપયોગ કરતા; અને સૌથી વધુ તો એ કે, સ્વર્ગમાં ઈશ્વર સિવાય એમને કોઈ પૂછનાર નહોતું. કૉર્નવૉલીસે આવી બેપરવાઈ ન બતાવી. આપણે જોયું કે, તેને આખું રાજ વ્યવસ્થિત કરવા માટે ખાસ મોકલ્યો હતો. વેપાર, મહેસૂલ, ન્યાય વગેરે ખાતા જુદાં પાડે ને વ્યવસ્થિત કામ કરે એવો બંદોબસ્ત કરવા માટે પિટના કાયદામાં ખાસ સૂચનાઓ મૂકવામાં આવી હતી. ટૂંકમા, બંગાળની સોનાનાં ઈંડાં મૂકતી મરઘી મરી ન જાય, એવી રીતે તેને માટે જીવનવ્યવસ્થા તેણે કરવાની હતી. અને કોર્નવૉલીસમાં વિલાયતના પ્રધાનમંડળને વિશ્વાસ હતો.

વળી તે લડવૈયો હતો. અમેરિકામાં તેણે હાર ખાધી હતી, એટલે તેને પણ પોતાની ગઈ આબરૂ પાછી મેળવવાની અભિલાષા હતી. હિંદનું ક્ષેત્ર એને માટે ઠીક હતું. અને મળતર પણ ઓછું નહોતું — વાર્ષિક ૨॥ લાખ રૂપિયાનો પગાર તેને આપવાનો હતો !

આ કામને માટે કોર્નવૉલીસ ૧૭૮૬માં આવ્યો ને ૧૭૯૩માં પાછો ગયો. તે સાત વર્ષમાં તેણે રાજ્દ્વારી બંદોબસ્ત કર્યો; બંગાળ-બિહારનું રાજકાજ ગોઠવી દીધું. મદ્રાસનું રાજકાજ પણ સાવ સડેલું હતું; પરંતુ તેમાં એ ન ફાવ્યો. પણ ત્યારે તેને બદલે ટીપુ સુલતાન જોડે લડાઈ વહોરી લશ્કરી માન ખાટવાનો લાગ સાધ્યો. રાજ્યપ્રકરણમાં માથું મારવાની પિટના કાયદાની સાફ ના હોવા છતાં એણે તે કર્યું. તેને માટે કોઈએ એને ઠપકો ન આપ્યો; બલ્કે તેને

ફરી (ઈ. સ. ૧૮૦૫માં) ગવર્નર-જનરલ નીમી મોકલે છે, તે યથાસમયે જોઈશું.

ઇતિહાસકારો કૉર્નવૉલીસને એક સાગ હાકેમ તરીકે ગણે છે. એની સારાશ ઉપર વર્ણવેલા પ્રકારની છે. તેણે કંપનીનું રાજ અમર તપે એ સારુ રાજવ્યવસ્થા કેવી હોવી જોઈએ, એ જોયું. અને તેમાં બે-ત્રણ વસ્તુઓ એણે હિંદના રાજવહીવટમાં કાયમની કરી આપી, જે આજ સુધી કામ દે છે. અંગ્રેજ ગજનો ઉદ્દેશ પોતાનો વેપાર હતો; એટલે તેઓ આ દેશના થવા માગતા નહોતા. એમને તો પોતાના નૌકાબળને આધારે સ્વદેશ સાથે સંબંધ બાંધી, હિંદનો બધા પ્રકારનો લાભ ચૂસવો હતો.

આ જાતના ઇરાદાથી જે પાયા ઉપર આ ગજતંત્ર ગોઠવવામાં આવે, તે પાયો હિંદના વતનીઓના કે તેમની તળપદી સંસ્થાઓના વિશ્વાસનો તો ન જ સંભવી શકે. પરદેશી રાજવ્યવસ્થાના મંડાણના આ મૂળ કાયદાની શોધ કૉર્નવૉલીસે કરી અને તેનો અમલ પણ કર્યો. અને એમ કરીને તેની અગાઉ થયેલા હિંદના અંગ્રેજ ગન્યની સ્થાપનાના કામને તેણે કાયમી ધોરણ બક્ષ્યું. તેના કેટલાક મળ મુદ્દા હવે વિગતવાર જોઈએ.

## ૨

## નોકરશાહીની સ્થાપના

"(કૉર્નવૉલીસે) સનંદી નોકરી, એટલે કે જૂની આઈ સી એસ નો ફરી બંદોબસ્ત કર્યો અને એક જિલ્લાને રાજવહીવટનો એકમ કે મૂળ ઘટક બનાવ્યો આ બે વસ્તુઓ તેણે કરેલા કાયમી સુધારા હતા"

—વિન્સેન્ટ સ્મિથ

આજે જેને નોકરશાહી અથવા અંગ્રેજી રાજ્યનુ 'પોલાદી ચોકઠું' કહેવામાં આવે છે, તેની ખરી શરૂઆત આ કાળમાં થાય છે. તેની શરૂઆતનો કાચો માલ એટલે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના પેલા ગોરા

ગુમાસ્તા, કારકુનો, આડતિયા વગેરે. આપણે અગાઉ જોઈ ગયા કે, જૂજ નામના[1] પગારથી આ લોક કામે કરતા; પણ તેમને મોટું વળતર ખાનગી વેપાર કરવાની છૂટમાંથી મળી જતું. કંપની ઈ. સ. ૧૭૫૭ બાદ બંગાળની રાજકર્તી બની, તેની સાથે આ વેપારીઓ તે રાજના અમલદારો થયા! પરંતુ રહ્યા તો જેવા ને તેવા જ પ્રજાને ફોલી કે ફાડી ખાનારા વેપારીઓ જ! એમને સુધારવા જોઈએ એ સમજથી જ કંપનીએ ક્લાઈવ અને હેસ્ટિંગ્ઝને એક પછી એક, પોતાના ચુનંદા અમલદારો તરીકે, મોકલ્યા હતા. આ બેઉ અમલદારો, ઉપર જોઈ આવ્યા એ બધા ગોરા વેપારીઓના જુલમી સડામાં જ સીઝીને તૈયાર થયા હતા.[2] એટલે તેઓ કરી કરીને કેટલુ કરી શકે? એમનું પ્રામાણિકતાનું અને સત્યનિષ્ઠાનું ધોરણ ખાસ કશુ રહ્યું નહોતું. અને પિટના કાયદા અગાઉ તેમની સત્તાઓ પણ ઓછી હતી. તેથી આ કામમાં ક્લાઈવ તો પૂરેપૂરો નિષ્ફળ ગયો, અને હેસ્ટિંગ્ઝ પણ કાયમી એવું ઓછું જ કરી શક્યો,[3] જોકે, કેટલીક બાબતોમાં હેસ્ટિંગ્ઝે માથું મારી શરૂઆત કરી હતી ખરી. જેમ કે, કંપનીના હુકમથી તેણે મહેસૂલ-ઉઘરાણી પોતાને હસ્તક લીધી, એટલે તેને માટે પેના નામીયા 'સુપ્રાવાઈઝરો'ને બદલીને કલેક્ટરો નીમ્યા. પરંતુ આ કલેક્ટર આખા જિલ્લાનો બધી વાતે હાકેમ[4] હતો ન્યાયાધીશ પણ તે અને મૅજિસ્ટ્રેટ પણ તે જ! આથી કરીને તે તેના જિલ્લાનો રાજવી જ બની બેસી શકતો. ૧૯મા સૈકાનો એક અંગ્રેજ ઇતિહાસકાર માર્શમૅન આ સડાનો ચિતાર આમ આપે છે, તે જોવા જેવો છે —

---

૧. ૧૭૭૪મા ઢાકા કોઠીના વડાને વાર્ષિક £ ૪૦, તેના મદદનીશને £ ૩૦, ગુમાસ્તાને £ ૧૫, અને કારકુનને £ ૫ મળતા.

૨ જુઓ થોમ્સન ગૅરેટ પા ૧૮૬

૩ Much of Hastings' work was necessarily experimental . . .'—O'Maller કૃત 'ધી આઈ સી એસ' પા ૨૮

૪ આજ પણ કલેક્ટર આમ જ આખી રાજવ્યવસ્થાનો આધાર છે તેની શરૂઆત આમાથી થઈ છે તેના સૂચક તરીકે જ કદાચ 'કલેક્ટર' શબ્દ પણ ત્યારથી ચાલુ રહ્યો છે

"લૉર્ડ કૉર્નવૉલીસ કહેતો એમ, જે માણસ હિંદ જઈ પૈસાદાર થઈને વિલાયત પાછો આવતો તે દરેક રાક હતો, અને જે ગરીબ પાછો આવતો તે મૂર્ખ હતો. પૈસા ખાવાની પદ્ધતિ ધમધોકાર ચાલતી એણે જોઈ. જાહેર નાણામાંથી ખજાનચી ૧૨ ટકે નાણાં વ્યાજે આપતો. સર-સેનાપતિએ એના બે માનીતાઓને બે ટુકડીઓ ઊભી કરવાનું નફાખોર કામ સોંપેલું. તેઓ ટુકડીઓ માટે ભથ્થાં પૂરેપૂરાં લેતા, પણ ટુકડીઓ તો કાગળ ઉપર જ હતી! મહેસૂલી કલેક્ટરોને મૅજિસ્ટ્રેટની સત્તા પણ હતી, એટલે જૂઠા નામોથી આખા જિલ્લાનો વેપાર તેઓ બથાવી પાડતા અને મોટા માલદાર થતા. બનારસના રાજાને ત્યાંના રેસિડંટની નોકરી વરસે ૪ લાખની ખાયકીની ગુજરાવાળી ગણાતી, પણ તેનો પગાર તો માસિક એક હજાર જ હતો."

અને તે ઉપરાંત વેપારનો ઇજારો કરી લે તેની આવક તો જુદી!

આ ઉપરથી પણ સમજાશે કે, કૉર્નવૉલીસ અગાઉ કેવાં કારભારાની કુટેવ પડી હતી. સખત હાથે કૉર્નવૉલીસે આ દાબવા પ્રયત્ન કર્યો. કંપનીના વેપાર-કામના નોકરો અને રાજકાજના અમલદારોના બે જુદા વર્ગ ગણવા; તેમાંનો આગલો વર્ગ ભલે જૂના ધંધા કર્યા કરે, પણ અમલદારોએ તો વેપાર બંધ જ કરવો જોઈએ. આ વસ્તુ તો કંપનીએ અગાઉથી કરી હતી. ક્લાઈવે ૧૭૬૫માં જ આ પ્રકારના ફરમાનનામા નોકરો પાસે કરાવવા માંડ્યાં હતાં; પરંતુ વેપારના મળતરનો અવેજ જો વધારે પગારરૂપે મળે તો જ એ કરાર પળાય, એમ ક્લાઈવ પોતે માનતો. અને કંપની નોકરોને વધારે પગારની ના જ પાડતી, એ પહેલાં આપણે જોઈ ગયા. કૉર્નવૉલીસે આની હવે હા પડાવી, અને તેનો સિદ્ધાંત એ હતો કે, વેપારના મળતરનો અવેજ[1] એવો મળવો જોઈએ, કે જેથી અમલદાર લોભમાં પડીને લાંચરુશવત લેવા ન લલચાય. આ સિદ્ધાંત અને તે

---

૧ પગાર ઉપરાંત મહેસૂલ-ભરણાનો એક ટકો મળે એવું કૉર્નવૉલીસે ઠરાવેલું. એટલે મહેસૂલ વધારવામાં થાનક તો રહે જ. આ ૧ ટકો મળે તો કુલ ૨૫ લાખ રૂ. વર્ષે, પગાર ઉપરાંત, વહેંચાય. એક કલેક્ટરને તેમાંથી વધારેમાં વધારે ૨૭॥ હજાર મળી શકે. આવી ગણતરી કૉર્નવૉલીસે કંપનીને વિલાયત મોકલી હતી.

મુલ્કના ભારે પગારોનુ લફરુ, આ પ્રમાણે, આપણા ગરીબ દેશને ત્યારથી વળગ્યુ છે તે વળગ્યુ છે. થૉમ્સન અને ગૅરેટ તેમના ઇતિહાસમા કહે છે કે,

'નવા પગારો બહુ ઉદાર ધોરણ પર હતા, જોકે તમામ પૈસાનો નહોતા

અને નીચે તેણે ટીપ મૂકી છે કે—

'વાર્ષિક £ ૧૫૦૦ના પગારની જગા મેળવવા માટે ૬ વર્ષની નોકરી અને £ ૪૦૦૦ની જગા માટે બાર વર્ષની નોકરી જોઈએ ૧૮૧૩મા આ પગારની રકમો ઓછી કરવામા આવી પરતુ અમલદારના પગારો વિષે એમ મનાયુ હતુ કે ખાનગી વેપારના હકના અવેજ બદલામા એ હતા અને ભારે પગારોની આ પરપરા જ્યારે તેમને માટેનુ મૂળ કારણ ભુલાઈ ગયુ હતુ ત્યારે પણ ચાલુ રહી

અને આજે સુધી હિંદના મોટા અમલદારો તથા ગવર્નરો વગેરેના પગારો દુનિયામા વધારેમા વધારે પ્રમાણમા છે આ ઉડાઉ અને ઘાતક ધોરણ કૉર્નવૉલીસે શરૂ કર્યું, અને "ઘી ઢળે છે તોય ખીચડીમા જ ઢળે છે" એ ન્યાયે કપનીએ તે કબૂલાતે મને માન્યુ એમે એક કામ પત્યુ પરતુ કૉર્નવૉલીસની દૃષ્ટિ તો એથી આગળની હતી

-

# ચોર કોટવાળને દંડે છે

કોર્નવૉલીસ જે સુધારા વિચારતો હતો તે કોઈ કામચલાઉ દશા પૂરતા નહોતા. એ તો કંપનીનું કે અંગ્રેજોનું પરરાજ હિંદમાં કાયમી ટકે એવી ગોઠવણ વિચારતો હતો. ક્લાઇવ-હેસ્ટિંગ્ઝે કોરી કાઢેલું બ્રિટિશ રાજ હવે કંપનીને પચે તેમ તેણે કરવાનું હતું. આગળ આપણે જોઈશું કે, કંપનીનો ઇતિહાસ એક નીચેના પ્રકારમે કાયદે આગળ વધે છે — એક બે હાકેમો આવીને પ્રથમ સીધી ઝૂંટાઝૂંટ ચલાવે છે; વેપારની લોભી કંપની તે પરથી ચોંકીને ને સત્તા તથા આવકના લોભી એવા બ્રિટિશ મુત્સદ્દીઓ તે પરથી ચેતીને, પછીના હાકેમને તે નવા ઝૂટવી લીધેલા રાજ્યને પચાવવાનાં પગલાં ભરવા કહે છે. એમ તે પચાવણી પૂરી થાય એટલે નવી ખાણી માટે આગેકૂચ ચાલે છે. એમ કરતાં ઈ. સ. ૧૮૫૭ સુધીમાં આખા હિંદનું રાજ્ય કંપની હસ્તક થાય છે. કોર્નવૉલીસ અને તેની પછી ગ.-જ. પદે આવેલો (ઈ. સ. ૧૭૯૩), સર જૉન શોર મુખ્યત્વે પચાવણીના બીજા ગાળાના બે હાકેમો છે તે અંગે બે ત્રણ સિદ્ધાંતો કોર્નવૉલીસે એવા વિચાર્યા કે જે આજ સુધી અંગ્રેજ નોકરશાહીની રચનાના પાયામા કાયમ છે. એમાંની એક બાબત — મબલક પગારની — આપણે જોઈ ગયા. બીજી બાબત હતી હિંદીઓનો અવિશ્વાસ.*

કોર્નવૉલીસ માનતો કે, "એકેએક હિંદી ('corrupt') નીતિભ્રષ્ટ છે." ચોર કોટવાળને દંડે તે આનું નામ. બાકી ૧૭૫૭થી જે કારસ્તાન એના ગોરા જાતભાઈઓએ હિંદની ભૂમિ પર માંડ્યાં હતાં, તે ઉઘાડું દેખાડે છે કે, કોણ ભ્રષ્ટ હતું. આ વર્ષો દરમિયાનનાં અંગ્રેજ અધમતા અને હલકટપણાનો જોટો જડે એમ નથી. એના જ બે પુરોગામી

* અને આગળ જતા મેકોલેએ હિંદી સંસ્કૃતિ અને તેના સાહિત્ય વિષે આવો જ અવિશ્વાસ રાખ્યો ને આગળનું ચણતર કર્યું, તે તેને સ્થાને જોઈશું એક સાહેબો આ બાબતમાં 'બે-વકૂફ' હતા એ બતાવવાની જરૂર નથી.

હાકેમો પર એ સારુ તો પાર્લમેંટને અદાવત બેસાડવી પડી હતી. અને એ તો હાકેમો હતા, તો પછી ગોરાં પેદા પાયદળનું તો કહેવું જ શું? ખેર. પણ એમના હાથમાં રાજ હતું

આ અવિશ્વાસ પર ચાલીને કોર્નવોલીસે દેશીઓને સાવ નાની નોકરી સિવાયની બધીમાંથી બાતન રાખવાનું ઠરાવ્યું હિંદમા નોકરી માટે પડાપડી કરતા ગોરાઓને વધારે જગા મળે, એ પણ ગમતી વાત જ થઈ માર્શમેન આને વિષે કહે છે

"અકબરના સમયથી દીવાની તથા ફોજ બધી જગાઓ—ઊંચામાં ઊંચી પણ—કોઈ વાર અપવાદ હોય તો ભલે, બાકી સતત દેશના વતનીઓને મળી શકતી અને હેસ્ટિંગ્ઝના સમયની શરૂઆતમા રાજ્યની મહત્વમા મહત્વની જગાઓ લાયકાત અને અસર ધરાવતા વતનીઓ ભોગવતા હવે લોર્ડ કોર્નવોલીસે ફરમાન કાઢ્યુ કે, હિંદના વતનીઓ વિશ્વાસને પાત્ર નથી. તેણે વિચાર્યું કે, દરેક ખાતાનો વહીવટ કંપનીના સનંદી અમલદારોના (તેમની સંખ્યા ૩૦૦ની આસપાસ હતી) કાબૂમા રહેવો જોઈએ, કે ઈ દેશી એમા બિલકુલ ન હોય અપવાદ એટલો, કે, રપના દરમાયાનો દારોગો હિંદી હોય, અને નાના દીવાની દાવા ચૂકવવા મુનસફ હિંદી હોય, જેને દાવા પર અમુક કમિશન મળવ, એટલે કે, તે રીતે કોરટબાજીને ઉત્તેજન મળઈ આમ, દેશના વતનીઓ માટે, માનપાત્ર મહત્વાકાંક્ષાની આશા સેવવાનુ બિલકુલ બંધ કરવામા આવ્યું આ પ્રકારના બહિષ્કારના ઘાતક પરિણામો સ્પષ્ટ જણાવા લાગ્યા—આખા સરકારી શાસનતંત્રની કાર્યસાધકતા નબળી પડી"

અને હિંદના અંગ્રેજી રાજમા હિંદીનો આ પ્રકારનો અવિશ્વાસ આજ સુધી ચાલુ જ છે, તેથી દેશનું રાજ પ્રજાહિતની દૃષ્ટિએ ખરાબ ચાલે છે. પરંતુ, નાના મોટા પણ ઉપરચોટિયા ફેરફારો ઉપરાંત, એમા કશું થઈ શકે એમ નથી. કેમ કે કોર્નવોલીસના એ અણુવિશ્વાસના મૂળમા હિંદમાં પરરાજ્ય કાયમ કરવાનો વ્યાપક ઉદ્દેશ ગુપ્ત રહેલો હતો. હિંદના વેપારને માટે અંગ્રેજો અહીં આવ્યા, "હિંદમાં પાકે પાયે સ્થપાયેલા બ્રિટિશ રાજના આધાર ઉપર જ એ વેપારને જમાવી શકાય,"* એટલે તે પાયો કાયમ કરવામાં કંપનીના ઉદ્દેશની સફળતા

* F R W ફ્રેઝર—'બ્રિટિશ ઇંડિયા' પા ૧૨૦, ૧૨૭

હતી. હિંદમાં બ્રિટિશ રાજનો આ પાયાનો કાયદો ઉવેખીને કોઈ ગવર્નર-જનરલ ન વર્તી શકે. એટલે એ કાયદાના ઉપકાયદા તરીકે કોર્નવોલીસે ઠરાવ્યું કે, હિંદીઓને રાજ્યની વડી અમલદારી ન સોંપાય.

અને આવડો મોટો પગાર હિંદીને અપાય, તો પછી બ્રિટિશ લોકનું અહીં રાજ થયું તેથી તેઓ લાભ્યા શું? હિંદની નોકરી તો વિલાયતમાં એવું જબરું પ્રલોભન હતું કે, કંપનીના સંચાલકો અને પાર્લમેંટના પ્રધાનો અને અમીરો સુધ્ધાં પોતાના સગાવહાલા સારુ સિફારસો કરી કરીને કંપનીના ગવર્નરોને કાયર કરતા. ચતુર ગવર્નરો પણ સિફારસો માનીને મુદ્દાના માણસને સપાટું ચડાવી તેમની પ્રીતિ સંપાદન કરતા અને પોતાનો પક્ષ સધ્ધર કરવા તાકતા.

આ કાળમાં હિંદી સનંદી નોકરી માટે કશી લાયકાતનો નિયમ કે પરીક્ષા નહોતાં. તેથી તેનો નિમણૂકહક પોતે જ એક મોટા સગાનું વગવસીલાનું ઘર હતું. કંપની અને બ્રિટિશ પ્રધાનમંડળ આ હકને સારુ ખૂબ ખેંચાખેંચી કરતાં; અરે, પિટના કાયદામાં કેટલીય કલમો એ નક્કી કરવા ખાતે નેંખાઈ છે.

લૉર્ડ વેલેસ્લીએ, આવી રીતે ગમે તેમ નિમાઈ આવતાં કાચાં શિખાઉ ગોરાં છોકરાને સુધારવા સારુ, ૧૮૦૦ ની સાલમાં, કલકત્તામાં, ત્રણ વર્ષના અભ્યાસક્રમની એક કૉલેજ કાઢી. નવા નિમાઈ આવતા દરેકે આમાં દાખલ થઈ હિંદની ભાષા, કાયદો અને ઇતિહાસ શીખવા ઉપરાંત 'એની કેળવણીમાં જે અધૂરું હોય તે પૂરું કરવાનું' રહેતું. કંપનીના સંચાલકોએ આનો વિરોધ કર્યો ને ૧૮૦૫માં વિલાયતમાં એને સારુ ખાસ કૉલેજ કાઢી ને કલકત્તાની બંધ કરવા કહ્યું, જે છેવટે ૧૮૩૦માં બંધ થઈ તે થઈ. ત્યારથી આજ સુધી સિવિલિયન થનારને વિલાયત જવું પડે છે, અને હિંદીઓએ વર્ષોથી સતત માગવા છતાં તે પરીક્ષા હિંદમાં નથી આપી શકાતી. હમણાં તેનો કાંઈક ભાગ અહીં અપાય છે, છતાં વિલાયતની છાપ લેવાનું તો બાકી રહે જ છે.

કૉર્નવોલીસે તો હિંદીઓ માટે ઉચ્ચ નોકરીની બિલકુલ બંધી જ કરી હતી, જે બેન્ટિંકને, અંગ્રેજી રાજની ગરજે, નામની પણ રદ કરવી પડી, તે આગળ પરનો ઇતિહાસ છે.

~

४

## લશ્કરી બંદોબસ્ત

"સોલ્જરો મુખ્યત્વે હલકામાં હલકા વર્ગોમાંથી ભરતી કરાતા તેઓ હમેશા સુરિસ્ત હોતા જ એવું કાંઈ નહિ. જ્યારે તેઓ પ્રત્યક્ષ કામ ઉપર ન હોય ત્યારે તેઓની નવરાશનો પાર ન રહેતો. તેમનો અને હિંદીઓનો મેળાપ મુખ્યત્વે પીઠીઓ ને કુટ્ટણખાનામાં થતો. આ જાતની જગાના વાતાવરણમાં હિંદ અને યુરોપ એકબીજાનો જે પરિચય મેળવે તે અધમમાં અધમ જ હોય, એમ કહી શકાય."

(ગૈરલૅન્ડ ને ચૅટરજીનો ઇતિહાસ-પા ૨૯૨)

મુલકી નોકરીના ગોરાઓના જેટલા જ લશ્કરી નોકરીના તેમના જાતભાઈઓ હતા. તેઓ પણ કંપનીના અરાજકમાં ઊતરી ગયા હતા, એ કોર્નવૉલીસે જોયું. પરંતુ એમાં કશું આશ્ચર્ય પણ નહોતું, કેમ કે કંપનીની નોકરીમાં વિનાયતનો ઉતાર જ લગભગ આવતો હતો. પિટના કાયદા બાદ જ ઉપરના ગવર્નરો કાંઈક ખાનદાનવાળા કે શિક્ષિત આવવા લાગ્યા હતા. કોર્નવૉલીસનો મિત્ર, રાજાનો ભાઈ ડ્યૂક ઑફ યૉર્ક, આ વખતના ગોરા લશ્કરના સિપાઈઓના ખાનદાન બાબત તેને પત્રમાં લખે છે —

> કંપનીના ગોરા લશ્કરની દશા તમે વર્ણવી તે વાંચી દુઃખ થયું જોકે તેથી નવાઈ ન પામ્યો. કેમ કે, લંડનના રસ્તા પરથી દલાલોએ વીણીને એકઠા કરેલા રદ્દીફદ્દી રખડેલ તથા જુદી જુદી જેલોમાંથી કાઢેલા નિશ્રામણમાં બીજું હોવું જ અસંભવિત છે. અને તેમના અમલદારો સામાન્ય રીતે એવા જુવાનિયાઓ હોય છે કે જે (વઠી જઈ) ખુવાર થયા હોઈ તેમને દેશ છોડીને નાસવું પડ્યું હોય છે, અથવા નસીબ અજમાવવા નીકળી પડેલા અતિ નીચ વર્ગના લોક હોય છે, પૈસા મળે તો કશાને તેઓ વળગી નહિ રહે.'
>
> (થૉમ્સન-ગૅરેટ-૧૭૫)

એટલે, ખરું જોતાં, આવા લોકોને નવેસર ઊતરવાનું હતું જ નહિ. કંપનીના અરાજકે એમને ક્ષેત્રની સાથે વેગ અને દિશા આપ્યાં

કોર્નવોલીસે આ જોયુ અને તે ચમકયો. વધારે ચમકવાનું કારણ તો એ હોય કે, ઊલટપક્ષે કંપનીનુ દેશી લશ્કર ઉમદા[1] હતુ લાગે ગાળે જોતાં, રાજ્યમાત્ર પ્રજાના પ્રેમ પર નભી શકે છે. પરદેશી રાજ્ય અને તેમાંય કંપનીની ચૂસણ વેપારશાહીએ પ્રજાપ્રેમ પર નિર્ભર રહેવુ, એ તો બનવા જોગ જ નહોતું એટલે પછી પ્રજા પર લશ્કરી કાબૂ રાખી તેને રાજ્યવ્યવસ્થાની ચૂડમા જકડી લેવી, એ જ ઉપાય રહે છે. કોર્નવોલીસની ચમક આ તત્ત્વના પિછાનમા સતાયેલી છે અંગ્રેજ સિપાઈ જો નકામો નીવડે, તો હિંદીઓ પર પૂરો અવિશ્વાસું આ ગવર્નર-જનરલ[2] રાજની રક્ષા સારુ કોના ઉપર નભે? એટલે તેણે તરત લશ્કરી શિસ્ત આણવા સારુ ગોરાઓમા જરૂરી પગલા લીધા, અને દેશી લશ્કરને પણ વધારે તાલીમબદ્ધ કર્યું. મેળવેલા પારકા મુલકની બાળવણી સારુ લશ્કરને કાટ ચડવા ન દેવો, એ પરદેશી રાજ માટે તો પહેલો નિયમ ગણાય.

આ લશ્કર આ વખતે બધે મળીને કુલ ૭૦૦૦૦, (જેમા ૧૧૫૦૦ ગોરા) હતું. એટલે કે, ગોરા કાળાનુ પ્રમાણ લગભગ ૧ ૫ થયુ આજ કુલ સખ્યા બમણી અને ગોરા–કાળાનુ પ્રમાણ સુધરીને

૧ 'આપણા સિપાઈઓનુ લશ્કર બહુ સહેલાઈથી કોઈને પણ હિંદનો બાદશાહ બનાવી આપે" એવું સારુ છે, એમ તેણે દેશી લશ્કરને માટે કહ્યુ હતુ

૨ "મને લાગે છે કે, એટલી વાત તો નિર્વિવાદ સૌ કોઈ સ્વીકારશે કે, જો મોટુ ને સુનિયન્ત્રિત યુરોપિયન લશ્કર ન હોય, તો આ કીમતી રાજ્યો પરનો આપણો કાબૂ બહુ જ બિનસલામત કે અસ્થિર હોવાનો આ દેશના આટલા બધા લોક, આપણાથી તેમના કાયદા, ધર્મ અને રીતરિવાજની લગભગ દરેક બાબત જુદી પડે આરામા સારો વર્તાવ પણ તેમને હમેશા રાજી રાખશે જ એવી આશા તો ન રાખી શકાય કેટલીક વ્યક્તિઓ પર જુલમ, રાજકાજમા ભૂલો, અને અને બીજા અણધાર્યા કારણો અચૂક ઊભા થવાના કે જેને લઈને તેઓ બળવો કરવા પ્રેરાય આવા પ્રસગો પર તેમને વશમા લેવા માટે, તેમના જ દેશભાઈઓ, કે જેમનું આપણુ દેશી લશ્કર બન્યુ છે, તેમની ઉપર વધુ આધાર રાખવો, એ તો સલાહભર્યું નથી"

(કોર્નવોલીસે ડિરેક્ટરોને વિલાયત લખેલા પત્રમાથી)

૧ ૩ નું કરવામાં આવ્યું છે. તે કદાચ ૧૮૫૮ પછીની નીતિ હશે.[1]

લશ્કરના ખર્ચની જોગવાઈ પણ આમાદ હતી અવધના નવાબની રક્ષાને બહાને, ઠીક ઠીક સંખ્યા તો હેસ્ટિંગ્ઝે એ બીચારા ઉપર ઠોકી મૂકી હતી એનું ખર્ચ જ એ આપી નહિ શકતો એટલું જ નહિ, એને જરૂર નહોતી છતાં તે તેને માથે મારી રાખ્યું હતું. કેમ કે, અવધની રક્ષા માટે એ છે તેવા બહાના હેઠળ, પણ ખરું જોતાં કંપનીને માટે, વગર પૈસે, ત્યાં ખડી ફોજ રાખી મૂકવાની યુક્તિ જ એ તો હતી અને અવધના નવાબ ઉપર પણ પોતાના એ લશ્કરથી સ્વતંત્ર કાબૂ રહેતો એ જુદું.[2] આ જ અનાડી યુક્તિને આગળ જતાં વેલેસ્લી એક મોટો સિદ્ધાંત બનાવે છે, અને એ રીત આજ સુધી કાયમ છે.

કોર્નવૉલીસ ૧૭૮૬માં હિંદ આવીને તરત અવધ ગયો લશ્કરની ઉપર વર્ણવેલી દશા ત્યાં જ એણે જોઈ. અને અવધની દુખી દશા પણ એણે જોઈ નવાબે એને કહ્યું કે, મારે આટલા લશ્કરની જરૂર નથી, અને મને આજ કોઈ ભય પણ નથી, એટલે મારી સાથેના કરાર મુજબ તમે આ તમારી ફોજ લઈ જાઓ. અવધની રંક દશા

૧ ત્યારે પણ ગોરા-કાળા લશ્કરની સંખ્યાનું પ્રમાણ વિચારાયેલું હતું તે, માર્શમેનના ઇતિહાસ (પા. ૨૭૬)માં મળતા, ડંડાસ (કંપનીનો ત્યારનો મુખ્ય સંચાલક) વિષેના નીચેના વાક્ય પરથી જોઈ શકાય છે —

'મિ ડંડાસે પોતાનો મત જાહેર કર્યો હતો કે હિંદનો કબજો મોટા ગોરા લશ્કર વડે જ આપણે રાખી શકીએ, ગોરા અને કાળા લશ્કરની સંખ્યા ૧ ૩ પ્રમાણમાં હોવી જોઈએ, અને એ આખું લશ્કર ઇંગ્લંડના રાજાની નીચે હોવું જોઈએ અને 'સામ્રાજ્યના સામાન્ય બળની જો'માં રહીને તેણે પોતાનું કામ કરવું જોઈએ'" એટલે હિંદી લશ્કર સામ્રાજ્યનું લશ્કર છે ને તે અર્થે તે વર્તે, એ જે આજે સ્પષ્ટ જોવા મળે છે, તે નીતિ આટલી જૂની છે।

૨ 'કેમ્બ્રિજ હિસ્ટરી' (પુ ૫ પા ૩૪૮) ઉપરથી જાણવા મળે છે કે 'નવાબનું પોતાનું જે લશ્કર હતું એની દશા બ્રિટિશ પ્રદેશની સલામતી પર જોખમરૂપ અસ્તવ્યસ્ત ભયકારક હતી કોર્નવૉલીસે તેની સંખ્યા સારી પેઠે ઘટાડો એમ માગણી કરી' કંપનીનું ઠોકેલું લશ્કર ઘટે નહિ પણ વધે, અને 'સ્વતંત્ર' ગણાતા રાજાનું લશ્કર ઘટે।

જોનાર કોર્નવૉલીસે સાફ ના કહી, કેમ કે અવધને ભલે ગરજ ન હોય, પોતાને તો હતી જ; અને એ ફોજનું ખર્ચ પોતે ક્યાંથી કાઢે?

એક બીજો કરાર પણ તેણે તોડ્યો, તે આની સાથે જ જોઈ લઈએ. મોગલ બાદશાહે ક્લાઈવને દીવાની આપી ત્યારે પોતાને ભરવાની ખંડણી પેટે રૂ. ૨૨ લાખ ઠરાવેલા. તે હેસ્ટિંગ્ઝે બદલાનું મળતાં બંધ કર્યાં હતા, ને લાગ આવે તો સદંતર બંધ કરવા તાકતો હતો, પણ કર્યાં નહોતા. કરાર મુજબ સતત તે માગવામાં આવતા હતા. પણ હેસ્ટિંગ્ઝ, બાદશાહના રક્ષક મહાદજી શિંદેને મેળવી લઈ ને, તે આપતો નહોતો. ને એમ તે કરારભંગ નભતો. કંપનીની જોરાવર દશામાં, કોર્નવૉલીસે હવે હમેશની તેની ના કહી વાળી, અને એમ કંપની પર નામની પણ મોગલ બાદશાહની હકૂમત જે હતી, તે ખંખેરી નાખી. હવે દીવાનીના પટાની જરૂર નહોતી રહી, કેમ કે રાજ્ય જ હાથ કર્યું હતું; અને તે બાદશાહી સાલિયાણું બંધ થતાં કંપનીની ચાલુ નાણાભીડમાં એક કાયમી રાહત થઈ, એ પણ ફાયદો જ થયો.

## ૫

## સર્વસત્તાધીશ જિલ્લેદાર

મુલ્કી બંદોબસ્તને માટે કોર્નવૉલીસે જિલ્લાને એકમ તરીકે લીધો, અને એ જ પદ્ધતિ આજ સુધી કાયમ છે. તેની કુલ હાકેમી કલેક્ટરને હેસ્ટિંગ્ઝે સોંપી હતી તે આગળ આપણે જોયું. તે (૧) મહેસૂલ ઉઘરાવતો, (૨) ઇન્સાફ તોળી આપતો, અને (૩) મૅજિસ્ટ્રેટ તરીકે શાંતિ અને વ્યવસ્થા પણ સંભાળતો. મોગલ રાજ્યમાં ન્યાયાધીશ અલગ હતો, બાકીના કામો એક જ જણ ભેગાં સંભાળતો. બરોબર જો બંદોબસ્ત કરવો હોય તો આ ત્રણે કામો માટે ત્રણ અલગ અમલદારો જોઈએ. પરંતુ એ તો ખૂબ ખર્ચાળ થાય. વિલાયત મોકલવા પછી બચે શું? અને જે રીતે અંગ્રેજોને ત્યારે પોતાના રાજનું કામ લેવાનું હતું, તે જોતા, આપખુદ એકહથ્થુ અમલદારી વધારે પસંદ કરવામાં આવતી તેથી કોર્નવૉલીસે શરૂમાં તો ત્રણે કામ

એક જ હાથમાં આવ્યાં. પણ છેવટે તેણે કલેક્ટરી ને મૅજિસ્ટ્રેટી ભેગાં રાખ્યાં, અને મુનસફ—ન્યાયાધીશ જુદો કર્યો. આ જ યોજના આજ સુધી ચાલે છે; અને જમાનાથી હિંદી લોક કલેક્ટર અને મૅજિસ્ટ્રેટ જુદા કરવા પોકારે છે, છતાં અંગ્રેજ રાજકર્તા તે કરતો નથી; કેમ કે એ બે પદ ભેગાં હોવામાં આપખુદ પરરાજ્યને વધારે ફાવે છે.

બધા જિલ્લાના કલેક્ટરો પર કલકત્તાનું 'મહેસૂલી બોર્ડ' દેખરેખ રાખતું, તેનો પ્રમુખ ગવર્નર—જનરલની કાર્યવાહક સમિતિનો એક સભ્ય રહેતો. બીજું 'વેપારી બોર્ડ' રહેતું તે કંપનીનું વેપારકામ સંભાળતું. તેનો પ્રમુખ પણ ગવર્નર—જનરલની સમિતિનો એક સભ્ય રહેતો. આ વેપારી બોર્ડ તળે સ્થળે સ્થળે તેના રેસિડેન્ટ રહેતા; તેઓ કંપનીને માટે ખરીદી કરતા- હિંદના વેપારનો નાશ કરવામાં આ તંત્રના લોક હતા. "તેમાંના કેટલાકનું મુખ્ય કામ (કંપનીના) વાર્ષિક કંટ્રાક્ટમાંથી પૈસા ખાવા, કંપનીને છેતરવી, અને જેમની પાસેથી માલ ખરીદે તે હિંદીઓ પર જુલમ કરવો, એ હતું." આ રેસિડેન્ટોમાં પણ કૉર્નવૉલીસે સુધારો કરી તેમના જુલમને કાંઈક રોક્યો; છતાં હિંદના વેપારનો નાશ તો થવા જ દીધો, તે આપણે હવે પછી જોઈશું. રાજકાજની દૃષ્ટિએ, આ વેપારી બોર્ડના કામમાં બહુ લક્ષ આપવાની જરૂર પણ નહોતી. ખાસ લક્ષ કલેક્ટરના કામને ગોઠવવામાં આપવાનું હતું. એમાં કૉર્નવૉલીસ એવી રીતે વર્ત્યો કે, જાણે હિંદમાં જૂની કોઈ રાજપ્રણાલી જ નહોતી, અને બધું તંત્ર નવેસર જ ગોઠવવાનું હોય.[1] તેમાં આપોઆપ એ અંગ્રેજી ધોરણો તરફ વળ્યો[2] અને એમાં એણે હિંદની ગ્રામવ્યવસ્થાને એવો તો કારી ઘા કર્યો કે, તે જ એક કારણે આપણો દેશ પરરાજ્યમાં કાયમી પડી રહે. તેણે આપણી સમાજવ્યવસ્થાનેય ચૂંથી નાખી. આ વસ્તુ પછીના ખંડમાં સમજીશું.

1. અથવા નવેસર પોતાને ફાવે તેમ ન ગોઠવે તો પરદેશીને ફાવે પણ કેમ?

2. 'અંગ્રેજ કાયદા-પદ્ધતિને માટે જેમને અતિશયોક્તિભર્યું માન હતું અને હિંદી જનતાની રીતિરીતિ કે લક્ષણ વિષે નજીવું જ્ઞાન હતું એવા લોક કાયદાનું રાજ્ય સ્થાપવા માટે પ્રામાણિકપણે કરેલો પ્રયત્ન એ હતો.'—

(થોમ્સન ઍન્ડ ગૅરેટ, પા ૨૦૬)

## ૬

# ગ્રામપંચાયત પર ઘા

'આપણી આ ભવ્ય સંસ્થા આજે તો ઠીક જ પડી ભાંગી છે હિંદુ કાળમાં આ સંસ્થા પુરબહારમાં ચાલતી હતી મુસલમાની અમલ દરમિયાન તેમાં કોઈ કોઈ જગાએ દખલ થતી પણ એકંદરે તો મુસલમાન રાજ્યકર્તાઓની નીતિ આ સંસ્થાને ચાલુ રહેવા દેવાની જ હતી આ સંસ્થાની પનોતી બ્રિટિશ રાજ્યમાં જ બેઠી બ્રિટિશ રાજપદ્ધતિ જ એવી છે કે, તેમાં બધી સત્તા કેન્દ્રિત કરવામાં આવે છે એ પદ્ધતિમાં આ સંસ્થાનો પ્રાણ ટકી શક્યો નહિ બ્રિટિશ રાજપદ્ધતિમાં તો બધી પ્રવૃત્તિઓ કેવી રીતે ચલાવવી તેના કાયદા-કાનૂનો નિયમો, પેટાકાયદા એ બધું પાટનગરમાંથી નક્કી થાય અદાલતો સ્થાપીને ગામલોક પાસેથી ન્યાયવ્યવસ્થા કરવાની સત્તા સરકારે છીનવી લીધી, તેથી પણ પંચાયતો નિસ્તેજ થઈ ગઈ'

'ગ્રામપંચાયતનો કાયદો' ૧૯-૭

ક્લાઇવે બંગાળાની દીવાની મેળવી, પણ તેનું બધું કામકાજ તો નવાબના ચાલુ તંત્ર મારફતે જ થતું કંપનીએ હેસ્ટિંગ્ઝને હુકમ કર્યો કે, એમ નહિ, દીવાનીનું કામ કંપનીએ પોતે કરવું જરા જેવા લાગતા આ ફેરફારમાંથી ધીમે ધીમે આખી રાજ્યવ્યવસ્થા કરવાનું કામ ઊપડ્યું તેને અંગે હેસ્ટિંગ્ઝે જે કર્યું તે આપણે આગળ જોઈ ગયા છીએ મહેસૂલ માટે તેણે કલેક્ટરો નીમ્યા, ઇન્સાફ માટે તેણે અદાલતો કાઢી, અને જમાબંધીને અંગે જમીનદારીની હરાજી કરવાની બેજવાબદાર ને નુકસાનભરી રીત શરૂ કરી આમ મહેસૂલ ઉઘરાવવાનું એક દીવાની કામ કંપનીએ હાથમાં લેવાની સાથે ઇન્સાફ-ખાતું અને જમાબંધીના પ્રશ્નો પણ જાગ્યા, અને તે સાવ અવનવી ઢબે અંગ્રેજો વિચારવા લાગ્યા આથી આ બેને અંગેની જૂની દેશી પ્રથાને ધક્કો પહોંચ્યો એ પ્રથા તે હિંદમાં બધે વ્યાપેલી ગ્રામપંચાયતની યા ગ્રામસ્વરાજની પદ્ધતિ હિંદ જેવડા મોટા દેશમાં એ પ્રથા* સર્વત્ર એકરૂપે ચાલતી

---

* કાર્લ માર્ક્સ તેના 'કૅપિટલ' ગ્રંથમાં આ ગ્રામપંચાયતો વિષે લખે છે તે જોવા જેવું છે —

'હિંદની આ નાની નાની અતિ પ્રાચીન ગ્રામપંચાયતો કે જે હાલ પણ અમુક અંશે હયાત છે તે જમીનની સામુદાયિક માલકી હાથમહેનતથી

હતી એમ નથી; એમ હોવુ પણ ન જોઈએ, કેમ કે એ પ્રથાની ખૂબી જ સ્થાનિક લોકસ્થિતિને વફાદાર રહી લોકના સ્વભાવને બંધબેસે એવું ગ્રામસ્વરાજતંત્ર રચવામા રહેલી છે “ આપણા દેશના રાજદ્વારી, આર્થિક તેમ જ સામાજિક—સમગ્ર વહીવટમા ગ્રામપંચાયત એ સંસ્થાનું મહત્ત્વ જેટલું આંકીએ એટલું ઓછુ છે . . . આપણાં ગામડાં પોતાનો બધો જ આંતરિક વહીવટ પોતે કરતા.” જમાબંધી, ચોકી અને પોલીસ-વ્યવસ્થા, દીવાની અને ફોજદારી ઇન્સાફ, સામાજિક સુખાકારી તથા બાંધકામ અને મનોરંજન, વગેરે બધુ જ આ સંસ્થા સંભાળતી અને તેને સારુ ગામના મહેસૂલમાથી અમુક ટકા તે પોતા પાસે રાખી શકતી. આમ “ગ્રામપંચાયતો નાના પ્રજાસત્તાક રાજ્યો છે પોતાને જરૂરી લગભગ તમામ વસ્તુઓની બાબતમા તેઓ સ્વયંપૂર્ણ છે. . . . હિંદુસ્તાનમા આટઆટલા રાજદ્વારી વિપ્લવો થઈ ગયા અને આટઆટલા પરિવર્તનો થયા, છતા હિંદના લોકો ટકી રહ્યા છે, તેનું બીજા કોઈ કરતા મોટુ કારણ તેમની આ ગ્રામપંચાયતોનું સંગઠન જ છે દરેક ગ્રામપંચાયત એક નાના અલગ રાજ્ય જેવી છે. એ ગ્રામપંચાયતોને લીધે તેઓ બહુ મોટા પ્રમાણમા સુખશાંતિમાં રહી શક્યા છે અને બહુ મોટા પ્રમાણમાં સ્વતંત્રતા અને સ્વાધીનતા ભોગવી શક્યા છે ” (મેટકાફ-૧૮૩૨)

---

ખેતી પેતી અને હાથઉદ્યોગનો સંયોગ, અને અમુક નિશ્ચિત પ્રકારનો શ્રમ વિભાગ એ તત્ત્વોના પાયા ઉપર રચાયેલી છે ઉત્પાદનના સ્વયંપૂર્ણ ઘટકો એ છે એક સોથી માંડી હજારો એકર સુધીની જમીનમા સાટબંધ ખેતી કરવામાં આવે છે મોટા ભાગનું ઉત્પન્ન ગામગની તાત્કાલિક જરૂરિયાતો સંતોષવા માટે કરવામા આવે છે પેદા થતી ચીજોને બહાર વેચવા મોકલવાનો હેતુ મુખ્ય નથી હોતો દેશના જુદા જુદા ભાગમાં આવી પંચાયતોના જુદા જુદા પ્રકાર જોવામા આવે છે સાદામા સાદો જે પ્રકાર છે તેમાં જમીનની ખેતી અંખા ગામની મહેનત વડે કરવામા આવે છે, અને તેનું ઉત્પન્ન ગામના માણસો વચ્ચે વહેંચી નાખવામા આવે છે તે ઉપરાંત દરેક કુટુંબ વધારાના પેટાઉદ્યોગ તરીકે કાંતવું અને વણાટનું કામ કરે છે . . રાજકીય વાતાવરણમા ગમે તેટલા વાવાઝોડા આવે તોપણ સમાજના (આ) આર્થિક મંડાણ પર એની જરાયે અસર થવા પામતી નથી ’

હેસ્ટિંગ્ઝે આ પુરાણી પ્રથાનો પાયો લઈને પોતાનું નવા મંડાણનું કામ ન કર્યું; તેણે નવી સ્થાનિક અદાલતો સ્થાપી અને કલકત્તામાં સદર અદાલત કાઢી. કોર્નવોલીસે એને જ અને એ જ પરાયી ઢબે વધારે વ્યવસ્થિત કરી. સ્થાનિક અદાલતો, જિલ્લા અદાલતો, ચાર પ્રાંતીય અદાલતો, અને છેલ્લે સદર અદાલત એમ પાયરીવાર અંગ્રેજ ઢબે અદાલતો સ્થાપી, તેમને માટે કાયદા ઘડવાની શરૂઆત કરી. આથી વકીલોના ધંધાને ઉત્તેજન મળ્યું. પરિણામે, જૂની પંચાયત-પદ્ધતિ તૂટવાથી લોકની નીતિરીતિની, સદાચારનીતિથી અમનમાં રહેવાની જમાનાઓથી ઘડાયેલી ટેવોની કુદરતી મર્યાદાઓ લોપાઈ. તેટલે અંશે સમાજશક્તિ હણાઈ. જે સ્વમાન, આબરૂ, પ્રામાણિકતાનું ધોરણ તથા શિક્ષણ પંચાયતના કામથી લોકોને આપોઆપ મળતું, તે તૂટ્યું એટલું જ નહિ, તેથી ઊલટું શિક્ષણ મળવા લાગ્યું. કોરટબાજી વધી; દેશની નીતિરીતિ નહિ જાણનાર ગોરા જજો આગળ આંધળે બહેરું કૂટી મારવાનું ફાવવાથી કજિયાખોરી ને કજિયાદલાલી જાગ્યાં; અને તે એવા વધ્યાં કે, કોર્ટો કેસો પૂરા ન કરી શકે એટલું બધું કામ તેમની આગળ આવવા લાગ્યું.*

આમ જાણ્યે અજાણ્યે એક નવી જ ગજ્યસંસ્કૃતિ અંગ્રેજો ઊભી કરવા લાગ્યા હતા પરિણામે સંધિકાળમાં ગોટાળા થાય જ. તેથી આ કાળમાં ચોરી-લૂંટફાટ વગેરે વધે છે. તે બધાં ઉપરાંત મહેસૂલી જમાબંધીની અવ્યવસ્થા વધી હતી.. આ બધું ઠેકાણે પાડી મજબૂત રાજતંત્ર રચવાનું કામ કોર્નવોલીસને ખાસ આપવામાં આવ્યું હતું. તેણે અદાલતો સાથે, જિલ્લે જિલ્લે પોલીસતંત્ર પણ ઊભું કર્યું. અને આ બધી વ્યવસ્થાને એક ક્રમે ચલાવવા સારુ,

---

* "૧૮૦૨ સુધીમાં — નવી કોર્ટો સ્થપાયે નવ વર્ષ બાદ, ગોરા જિલ્લા જજોએ ૮૨૯૮ કેસ ચૂકવ્યા પણ ૧૨૦૦૦ કેસ ચડેલા હતા (નીચલી અદાલતના) દેશી ન્યાયાધીશોએ ૩૪૨૧૮૪ કેસ પતવ્યા; ૧૪૯૮૨૭ બાકી ચડેલા હતા"

૧૮૦૩-૪ માં સેનાપતિ લેક મધ્ય હિંદમાં લડતો ત્યારે લોક યુદ્ધથી ભાગવા તે એમ કહેતા કે, 'નાસો, અંગ્રેજ કોરટ આવે છે'!

કેન્દ્રમાંથી લેખી ધારાધોરણો ઘડી આપવાનું શરૂ થયું. જે પ્રકારનું 'તુમારી' રાજ્ય આજ એક મોટો આટાટોપ થઈ પડયો છે, અને 'લાલ પટ્ટી'ની એક મોટી બલા ઊભી કરવામાં આવી છે, તેની શરૂઆત પણ આ કાળમાં થાય છે. રાજ્ય અંગ્રેજ હસ્તક કરાતાં અંગ્રેજી રાજવહીવટની નીતિરીતિ પેઠે એ ઉઘાડું હતું. એક બાજુથી તેણે લોકોને પરાયી છતાં નવા પ્રકારની વ્યવસ્થા આપી, તો બીજી પાસથી હિંદીઓને એ અજાણી, અણજોયેલી અને પોતાની સંસ્થાઓને નહિ બંધબેસતી નવી પદ્ધતિએ અનેક દુઃખોમાં નાખ્યા, અને તેમનામાં નવા આચારવિચાર તથા માનસ ઘડવા માંડયાં. આવા પ્રજાકીય પરિવર્તનની શરૂઆત બંગાળથી થાય છે, એનું કારણ તો સ્પષ્ટ છે કે, નવા રાજની શરૂઆત ત્યાંથી થઈ હતી.

૭

## કાયમી જમાબંધી

જે એક કામને માટે સ્વ. રમેશચંદ્ર દત્તે કોર્નવોલીસને ખાસ ધન્યવાદ આપ્યા છે, તે તેની કાયમી જમાબંધી છે. જોકે, હેસ્ટિંગ્સે નિનામ પદ્ધતિ કાઢી ત્યારે જ તેની કાર્યવાહક સમિતિના તેના સભ્ય ફ્રાંસીસે વિરોધ કરેલો, અને કહેલું કે, જમાબંધી કાયમી જ હોવી ઘટે. ત્યારે કોઈ તેનું માને એમ નહોતું. છેવટે ૧૭૯૩માં કંપનીએ એ સ્વીકાર્યું, અને એ કામનો યશ કોર્નવોલીસને મળ્યો.

જમીનમહેસૂલ એ જ રાજ્યની મોટામાં મોટી અથવા એકમાત્ર મુખ્ય આવક ગણાતી. આજ પણ પ્રાંતિક સરકારોની કુલ આવકના ઘણા ટકા એ જ આપે છે. તેથી એની આકારણી પર આમપ્રજાના સુખદુઃખનો મોટો આધાર છે. એ કરવાનો જેનો અધિકાર એનો જ રાજ-હક છે, એમ લોકમાં મનાતું. અંગ્રેજો જેમ જેમ રાજ્ય મેળવતા ગયા, તેમ તેમ જમાબંધી કે આકારણીનો

આ પ્રશ્ન તેમની સામે આવતો ગયો. બંગાળમાં એ પ્રશ્નને અંગે છેલ્લાં ૩૦ વર્ષથી અંગ્રેજો ગૂંચવાયા જ કરતા હતા, તેથી પ્રજાને પાર વિનાની હાડમારી ભોગવવી પડતી હતી આથી પિટના કાયદામાં આનો પણ ઉલ્લેખ કરી માર્ગ કાઢવા ખાસ સૂચના આપવામાં આવી હતી કાર્નવોલીસને આ કામમાં ખાસ મદદ તેની પછી ગવર્નર-જનરલ બનનાર સર જૉન શૉરની હતી તે માણસ હેસ્ટિંગ્સની પેઠે કંપનીનો જૂનો નોકર હતો ત્યાથી તે ચક્કો હતો. તેણે જમીનદારોને મહેસૂલ માટે જવાબદાર ગણવા એમ સૂચવ્યું, પરંતુ આકાર કાયમી ન રાખવો, એમ તે માનતો હતો કોર્નવોલીસની ચિંતા બીજી હતી જો આકાર કાયમી નક્કી કરીએ તો કંપનીની આવક સ્થિર થાય, અને બીજું, તે અંગ્રેજ લોકની દમની વિલાયતની ઉમરાવોની કાયમી જમીનદારીની નીતિથી વિચાર કરતો હતો છેવટે તેની વાત મંજૂર થઈ, અને તે પ્રમાણે બંગાળ, બિહાર, બનારસ અને મદ્રાસના ઉત્તર સરકારમાં, જમીનદારી પદ્ધતિએ કાયમી જમાબંધી ઠરાવવામાં આવી, જે આજ સુધી ચાલુ છે

આ પદ્ધતિમાં જમીનદારના ખેડૂતોના ગણોતનો વિચાર ન થયો, એ મોટી ઊણપ બતાવવામાં આવે છે વળી ખેતી સુધરતી જાય, આવક-આબાદી વધે, તેનો લાભ ન સરકારને મળે કે ન ખેડૂતને પણ મળે તે લાભ મોટું જમીનદાર જ ખાયા કરે આ જમીનદાર, જૂની પ્રથા પ્રમાણે પોતાના ખેડૂતોની સુખાકારીમાં પોતાની આવક વાપરે, એ જાતના ગ્રામપંચાયતી ખ્યાલોનો તો નાશ થયો એટલે હાલમાં આ જમાબંધી ફેરવવા માટે બંગાળ સરકાર વિચાર કરે છે પરંતુ ઈ સ ૧૭૯૩મા તો કંપનીએ તે શરૂ કરીને એક ભારે માથાકૂટિયા પ્રશ્નમાંથી ઉગારો સાધ્યો હતો, અને બંગાળાના લોકને એક પેઢીથી ચાલતી મૂંઝવણમાંથી અને ત્રાસ તથા જુલમમાંથી રસ્તે પાડ્યા હતા, એ તો કોઈ પણ કબૂલ કરશે.

## ૮

# વેપારનો નાશ

"હિંદના ઉદ્યોગધંધાનું પાલનપોષણ કરવું એ ઇસ્ટ ઇંડિયા કંપનીની નીતિ નહોતી" – રમેશચંદ્ર દત્ત

કંપનીના વેપારની વ્યવસ્થા મહેસૂલી બોર્ડથી સ્વતંત્ર એક જુદા બોર્ડને માથે હતી, અને તે બોર્ડ પોતાના રેસિડંટ સ્થળે સ્થળે રાખતું, અને એમની મારફતે કંપનીનું બધું વેપારી કામ ચાલતું, એ આપણે જોઈ ગયા. આ બોર્ડની કામગીરી સામાન્ય ઇતિહાસોમાં વર્ણવાતી નથી. પરંતુ હિંદની જનતાનો ઇતિહાસ એમાં જ કાંઈક જોવા મળે છે. ૧૮મા સૈકા સુધી જે દેશ ખેતી સાથે ઉદ્યોગપ્રધાન હતો તે ધીમે ધીમે માત્ર ખેતીપ્રધાન થતો ચાલ્યો, અને તેનાં વિધવિધ મશહૂર કારીગરી તથા હુન્નર–ઉદ્યોગો નાશ થતાં ચાલ્યાં, તે કઈ રીતે, એની કરુણ કથા આ વેપાર-બોર્ડની કામગીરી છે.

આ બોર્ડને મૂડી આપવાનું કામ મહેસૂલી બોર્ડને માથે હતું. કંપનીનું બધું ખર્ચ કાઢતાં જે રહે તે આ બોર્ડને મૂડી તરીકે મળતું, એ આપણે જોઈ ગયા. ઈ. સ. ૧૭૯૩થી ૧૮૧૧ સુધીમા આવી રીતે સરેરાશ દર વર્ષે ૧૩,૨૨,૮૭૭ પાઉંડ (પાઉંડ=રૂા. ૧૦) મળ્યા છે, એમ સ્વ૦ દત્ત ગણાવી બતાવે છે. આ મૂડીથી વેપાર-બોર્ડ ખરીદી કરતું. દરેક થાણેથી જેટલો માલ તૈયાર કરાવીને ખરીદવાનો હોય, તેનો હુકમ આ બોર્ડ દર વરસે થાણે થાણે મોકલતું. રેસિડંટ પોતાના થાણાનો ઑર્ડર પેટા–થાણામાં ફાળવી આપતો. તે થાણાં વણકરોને નક્કી કરેલે દિવસે હાજર થવા કહે, ને સૌને બાનું કે પેશગી–રકમ આપી, તેણે તૈયાર કરવાનું કપડું કહી દેતો. જો તેમાં તે ઢીલ કરે તો તેનો દંડ થતો. દીવાની અદાલતમાં તેની ઉપર કેસ માંડી શકાતો, અને તે સારુ ખાસ કાયદા કરવામાં આવ્યા હતા. દંડ વગેરે પેટે જપ્ત કરી ઘરવખરી સુધ્ધાં વીણી જવામાં આવતી. અને આ બધો જુલમ કાયદેસર હતો!

અને આવો અખત્યાર કંપની જ નહિ, ખાનગી ગોરા વેપારીઓ પણ ભોગવતા. અને તેમના જુલમો તો એવા ઘાતકી હોતા કે, ઉપલા જુલમ કરનારી કંપનીનેય તેથી શરમ આવતી, અને તેથી તે ઘાતકીપણાને રોકવા સારુ તેને ખાસ કાયદા કરવા પડયા હતા.

આ તો થઈ વાત અહીંથી માલ લઈ જવા માટેની. પરંતુ એથી ચડતી વાત તો અહીં પરદેશી માલ ઘુસાડવાની જે શરૂઆત થઈ તે છે. અગાઉ આપણે જોઈ ગયા કે, પરદેશી ગોરાઓ અહીંના લોકોમાં કોઈ ચીજ વેચી શકતા નહોતા, કેમ કે અહીંના લોકને તેમની કશી ચીજની ગરજ નહોતી. અહીંથી વિલાયત કાપડ જતું તે સામે ધીમે ધીમે અંગ્રેજ કારીગરો વિરોધ કરવા લાગ્યા. પરિણામે વિલાયતની સરકારે હિંદી કાપડની આયાત ઉપર સખત જકાતો નાખવા માંડી, તે અંગે ફોજદારી કાયદા પણ કર્યા, અને લોકમત પણ તૈયાર કરવા માંડ્યો. અને તેઓ એટલે જ ન અટક્યા; ત્યાંથી સુતરાઉ કાપડ કરાવીને અહીં આણવા માંડયું. સ્વ. દત્ત આંકડા આપે છે કે, ૧૭૯૪માં ૧૫૬ પાઉંડ કાપડની આયાતથી શરૂ થઈને ૧૮૧૩ સુધીમાં તે ૧,૦૮,૮૨૪ પાઉંડે પહોંચી હતી. અને ત્યાર બાદ આજ સુધીમાં આ અવળો ધંધો કેટલે પહોંચ્યો છે, એ કહેવાની જરૂર નથી.

૧૮૧૩માં કંપનીનો પટો ફરી જારી કર્યો, ત્યારે આખી સ્થિતિ પાર્લમેન્ટની એક સમિતિએ તપાસી. તે તપાસનો મુખ્ય ઉદ્દેશ એ જ હતો કે, હિંદમાં પોતાનો વેપાર કેમ વધે' મિલ તેના ઇતિહાસમાં સ્પષ્ટ કહે છે, 'યુનાઇટેડ કિંગ્ડમના વેપારીઓ અને કારીગરો ચોક્કસપણે પોતાનો જ નફો જોયા કરતા હતા.'

આમ કૉર્નવૉલીસની નવી રાજ્યવ્યવસ્થા હિંદને બધી બાજુથી ઘેરી રહી હતી. અને હિંદમાં ખરી ક્રાંતિ આ કારણે થવા માંડી હતી.

## ૯

# રાજાઓનો હ્રાસ

"પારકાના બળથી રાજ્યનું રક્ષણ કરાવવાની પદ્ધતિ ગાદીનો વારસ૨૫રા-હક સાચવે છે, પરંતુ તે પદ્ધતિ શક્તિશાળી પુરુષ નબળા વારસને હઠાવી ગાદી પચાવી પાડે એ ચાલવા દેતી નથી આથી કરીને, એવું બન્યા વગર ન જ રહે કે, ગાદી પર કુદરતી હક ન હોય એવો માણસ પણ બેસે. રાજ્ય કરવાની શક્તિ ઓસરતી જતી એ અવધમાં ઉઘાડું દેખાઈ હતું . આંતરિક બંડ અને બાહ્ય હુમલાથી નિરાંત થતાં, આળસ કે પ્રમાદ અને બેજવાબદારી જન્મ્યાં, રાજ્યની આવકની ગેરવ્યવસ્થા થાય એટલે અંગ્રેજને આપવાનું લેણું–ખંડણી ભારે પડી અને પરાયા દ્વારા રાજ્યરક્ષણની પદ્ધતિ, કે જે અમુક અંશે આ ગેરવ્યવસ્થાનું પરિણામ હતી, તે એ જ પદ્ધતિને ચાલુ રાખવાનું કારણ બની."

—લાયલ પા. ૨૨૮

અંગ્રેજી રાજ્યમાં દેશી રાજાઓની કેવી સ્થિતિ થાય, એ આજે તો ચોમેર જોઈ શકાય છે. પરંતુ તેની આગાહી, અને જો ચેતવણીની જરૂર હોય તો તેની અગમચેતી, કોર્નવૉલીસના કાળથી મળી શકે છે. અંગ્રેજી રાજ્યમાં દેશી રાજાએ રાજત્વહીન થઈને નામનો રહેવું જોઈએ, તે ન પોતાને જોઈતું અલગ લશ્કર રાખી શકે, ન તે પોતાની પ્રજાવત્સલતા સ્વતંત્રપણે બતાવી શકે, કે ન તે પોતાનો કારભાર કંપનીની રોકટોક વગર ચલાવી શકે કરવું હોય તો તો ઠીક, નહિ તો પરાણે કરવું પડે તે એક જ કે, તેણે કંપનીને પૈસા, વફાદારી અને જે જોઈએ તે આપ્યા જ કરવું જોઈએ, નહિ તો રાજ્ય જાય. આ પ્રકારની સ્થિતિ અંગ્રેજોના હાથમાં પહેલાં આવેલા એવા બંગાળ, અવધ અને કર્ણાટક— ત્રણે જગાના નવાબોને જોતાં સ્પષ્ટ થાય છે. કામ વગર માણસ ઊતરી જ જાય એ અટળ નિયમ છે પ્રજાના માણસોને રાજકાજમાંથી બાતલ કર્યા, વેપારને નામે અંગ્રેજો જ કહે તે થાય એવી દશા થઈ, રાજાઓ પણ નામના જ રહ્યા પરરાજ્યની ખરી બલા આ જ છે, તે ગુલામ રાષ્ટ્રના પ્રાણનો હ્રાસ કરે છે

કર્ણાટકનો મહમદઅલી અંગ્રેજોનો સૌથી પહેલો મિત્ર થયો. તેના હાલ ઉપરથી, આ મિત્રતા કેવી ખુવારી કરનારી નીવડી, તે જણાય છે. મહમદઅલીનો એમાં દોષ કાઢયે નહિ ચાલે. તે સ્વતંત્ર રાજા નહોતો. તેને તો આરામથી અમનચમન કરવાનું હતું. તેને માટે નાણાં જોઈએ. તેણે જ્યાં ત્યાંથી ઉછીનાં લેવા માંડયાં. અને તે પેટે પોતાના રાજ્યના ભાગોની મહેસૂલ લખી આપવા લાગ્યો. આથી કરીને, બંગાળમાં જેમ વેપારને લઈને અંગ્રેજો અધમ થયા, તેમ મદ્રાસમાં નવાબને ધીરધાર કરી, પ્રજા પાસેથી મહેસૂલ પેટે બને એટલું ચૂસવાનું કરીને અધમ થયા. ખોટી કે ખરી ધીરધાર પેટે મહેસૂલ–હક મળે એટલે લોકોને ચૂસવામાં બાકી નહિ મૂકતા. એક બેન્ફિલ્ડ નામનો ગોરો ૨૩ લાખ રૂપિયા નવાબ પાસે માગતો હતો. આ માણસ ખટપટી હતો. તેણે વિલાયતમાં પાર્લમેન્ટના સભ્યોને પણ નવાબને ધીરવાના ધીકતા વેપારમાં સંડોવેલા. આ ધીરધારનો ધંધો ત્યાં સુધી પહોંચ્યો હતો! તેથી નવાબને પણ ઝટ કોઈ અડચણ કરી શકતું નહિ. સૌ કોઈ આ ધંધાની વાત જાણતા, પણ કોઈ કશું કહી શકતું નહિ. નવાબની પણ એક શક્તિની આમાં બારીકી કહેવાય કે, આમાંય એ અંગ્રેજોને હંફાવતો હતો! રાજ્ય છીનવી લેનાર ગુનેગાર અંગ્રેજો એને રોકી શકે, પણ કયા નીતિબળે ને કેટલું? કોર્નવોલીસ જેવો પણ લાંબેથી ચાલતા આવેલા આ અંધેરમાં કાંઈ ન કરી શક્યો. કરી કરીને એટલું કર્યું કે, ધીરનાર અમલદારોને તેણે બઢતી આપવાનું બંધ કર્યું. છેવટે તેના ઉકેલમાં નવાબનું દેવું કંપનીએ–એટલે હિંદને પૈસે, હપ્તે હપ્તે કરીને પૂરું કર્યું (૧૭૮૪–૧૮૦૪). પણ નવાબનું તો જીવન જ દેવા ઉપર નભતું હતું. ૧૮૧૪સુધીમાં તો લાખો પાછા ફરી દેવાના ઊભા કર્યા હતા. છેવટે આનો ઉકેલ ૧૮૩૦માં આવે છે. આ દેવાની રકમ એવડી મોટી હતી કે, કેટલાંય વર્ષ તેના વ્યાજ પેટે જ કંપની ૬૨ લાખ રૂપિયા ચૂકવતી. આ રૂપિયા એટલે મદ્રાસના ગોરાઓને, દેવાના વ્યાજને બહાને, મળતી ખાયકી જ હતી. દેવાના હિસાબ તપાસતાં કેટલીય રકમો ખોટી જ નંખાયેલી આવતી. ૧૮૦૫થી ૧૮૧૪માં દેવાની તપાસ કરી તો ૨ ક્રોડ પાઉંડની દર્શની રકમમાંથી

૧૦ લાખ જ ખરું દેવું હતું! ૧૮૩૦ માં ૩ કરોડ બતાવવામાં આવ્યા, તેમાંથી ૩૦ લાખ જ સાચા દેવા હતા! એટલે કે, અંગ્રેજોનો આ તો એક જૂઠો ધુતારી ધધો જ બન્યો હતો. નવાબ તો માત્ર ઓઠું હતો.

વગર જવાબદારીએ જીવન આમ જ બને. અને આપણે જોયું કે, હિંદને ગામડેથી માંડીને ઠેઠ તેના રાજાઓ સુધી પહોંચી, પરદેશી રાજ્યે આ ઘાટ કરનારી અસર કરવાનો પ્રારંભ કર્યો હતો. કહ્યું જ છે કે, 'રાજા કાલસ્ય કારણમ્.' આ અવશ્યભાવી અધઃપાતમાંથી તેના રાજાઓ તો ન બચી શકયા. પરંતુ પ્રજા પડવા છતાં: સાવ ગબડી ગઈ નહિ. તેમાંથી તેમને તેમનુ સંસ્કૃતિબળ અને સંગઠનબળ જ બચાવી શકે તો શકે. હિંદી જનતા છેવટે આ બળથી જ જાગે છે, એ આધુનિક ઇતિહાસ છે.

ખંડ ૧૨ મો

# છેલ્લી ચિરાગ

[૧૭૮૨–૧૮૦૦]

"પૂનામાં નાના છે ત્યાં સુધી અંગ્રેજો પગ પેસી શકે એમ નથી."

—મૅલેટ

## સાલવારી

૧૭૮૨ પહેલો મરાઠા વિગ્રહ

૧૭૮૪ પિટનો કાયદો થયો

૧૭૮૬ કોર્નવોલીસ ગ. જ. તરીકે આવ્યો.

૧૭૮૭ મહાદજી સિંદે અને રજપૂતો વચ્ચે યુદ્ધ—સિંદેની લાલસોટની હાર

૧૭૯૦ ટીપુ સાથે અંગ્રેજોનું યુદ્ધ

૧૭૯૨ ટીપુ ને અંગ્રેજોની શ્રીરંગપટ્ટણ મુકામે સંધિ

૧૭૯૩ કાયમી જમાબંધી થઈ (ઓક્ટોબર) કોર્નવોલીસ પાછો ગયો.
સર જૉન શોર ગ. જ. બન્યો.

૧૭૯૪ મહાદજી સિંદેનું મરણ —૧૨-૨-'૯૪

૧૭૯૫ (માર્ચ) ખરડાનું મરાઠા નિઝામ વચ્ચેનું યુદ્ધ
અહલ્યાબાઈનું મરણ
માધવરાવ પેશ્વાનું મરણ

૧૭૯૬ અંગ્રેજોએ ડચ પાસેથી સિલોન લઈ લીધું

૧૭૯૭ તુકોજી હોલ્કરનું મરણ
ઝમાનશાહ ચડી આવ્યો.

૧૭૯૮ શોર પાછો ગયો, ગ. જ. તરીકે લૉર્ડ વેલેસ્લી આવ્યો.

૧૮૦૦ નાના ફડનવીસનું મૃત્યુ

## ૧

## ૧૭૮૨ થી ૧૭૯૮

જે વખતે કોર્નવોલીસ દેશી રાજાઓનાં કારભારાંમાં પડયા વગર, છતાં તે તરફ પૂરી નજર રાખીને, કદાચ એ કારભારાંમાં સફળતાથી પડવાની પૂર્વતૈયારીરૂપે, કંપનીનું રાજતંત્ર અને વેપારતંત્ર દુરસ્ત કરતો જતો હતો, તે વખતે દેશી રાજસત્તાઓ શામાં પડી હતી, તે હવે સમજી લેવું જોઈએ. આ કાળ એટલે પહેલા મરાઠા વિગ્રહ (ઈ. સ. ૧૭૮૨)ની પૂર્ણાહુતિથી માંડીને ૧૭૯૮ સુધીનો કાળ. આ દરમિયાન અંગ્રેજ સત્તાએ પોતાની આંતર વ્યવસ્થા સધ્ધર કરી લીધી; વેપારરોજગાર તો એમનો વધતો જ ચાલ્યો; અને કંપની સરકારને માટે, ૧૭૮૪માં પિટનો કાયદો કરીને, પાર્લમેન્ટે રાજ્યબંધારણ પણ ઘડી આપ્યું, ને તે પ્રમાણે અમલ શરૂ થયો. પરંતુ તે જ વરસોમાં હિંદની સ્વતંત્ર દેશી સત્તાઓએ અલગ અલગ ઘણી પ્રગતિ ને ભારે પરાક્રમ બતાવ્યું, પરંતુ સમગ્રપણે અને અલગ અલગ તે બધી નબળી પડી. એનું કારણ એ કે, તે બધી પાછી યાદવીમાં પડી ગઈ; એમણે પરાક્રમ કે પ્રગતિ માંહોમાંહે જ લડવામાં દાખવ્યાં. એમ પણ નથી કે, આ કાળે હિંદમાં મહાન શક્તિ અને બુદ્ધિની ખોટ હતી. એક એક પણ જો યોગ્યતાથી અને કુનેહથી વર્તત તો આખા હિંદનું કારભારું સહેજે સંભાળી લઈ શકે, એવી બુદ્ધિશક્તિ અને શસ્ત્રબળ હિંદના દેશી રાજકર્તાઓ પાસે તે વખતે મોજૂદ હતાં. ટીપુ, નાના ફડનવીસ, પરશુરામ ભાઉ, મહાદજી શિંદે, અહલ્યાબાઈ, તુકોજી હોલ્કર, વગેરે આપણા ઇતિહાસની મહાન વિભૂતિઓ આ કાળમાં જ ઝળકે છે. પરંતુ એ છેલ્લી ચિરાગ હતી, કેમ કે ત્યાર પછી એમના કર્યા કારભ્યાને

ગોરાઓનું મહત્ત્વ લાગે છે, અને પછી અર્ધા સૈકામાં આખા હિંદનો ખ્યાલ થાય છે.[१]

કૉર્નવૉલીસ અને સર જૉન શોર પિટના કાયદાની તટસ્થતાની નીતિની કલમ ખરેખર તો માનતા નથી. છતાં કહી શકાય કે, સંજોગોએ તે તેમને મનાવી હતી. દેશી રાજસત્તાઓ આ કાળે એવી રીતે વર્તતી હતી કે, તેમાં પડવામાં અંગ્રેજોને ફાયદો નહોતો. જો શત્રુઓ માંહોમાંહે જ લડીને નબળા પડે, અને તેમનામાંના એકેના પક્ષમાં જવાથી વિશેષ લાભ ન હોય, તો મૂર્ખ જ એવી લડાઈમાં પડે. આ કાળમાં અંગ્રેજોને એ પ્રકારનો લાભ હતો. અને એ રીતે તે વર્ત્યા. એક અપવાદ છે અને તે ટીપુનો. કૉર્નવૉલીસે ચાહીને દક્ષિણ ભારતના આ એક બહાદુર રાજા પર હલ્લો કર્યો. અને કર્યો તે એટલા જ સારુ કે, ટીપુ ઉપર અંગ્રેજોને હાડવેર હતું, અને તે વાળવામાં દેશી રાજાઓએ — નાનાએ અને નિઝામે — તેને મદદ કરી.

મુખ્ય દેશી રાજસત્તાઓ[२] નીચે પ્રમાણે હતી —

१. મોગલ બાદશાહ
२. મરાઠાશાહીમાં પૂના-સરકાર, શિંદે, હોલ્કર, ભોંસલે અને ગાયકવાડ
३. નિઝામ
४. ટીપુ સુલતાન

આ ઉપરાંત ગણીએ તો રજપૂતાનાનાં જાટ અને રજપૂત રજવાડાં; દક્ષિણ ભારતમાં કોચીન, ત્રાવણકોર; અને પંજાબથી આગળ ઠેઠ અફઘાનિસ્તાન સુધીનું વિશાળ અફઘાન રાજ્ય. આ સૌમાં, અલબત્ત, મરાઠાશાહી પ્રબળમાં પ્રબળ હતી. છતાં નામની પણ બાદશાહી તો મોગલની હતી. અંગ્રેજો પણ એ બાદશાહીની આપેલી સનદ મુજબ જ બંગાળ વગેરેમાં રાજ કરતા હતા.

१ અહીં મે શીખ વીર રણજીતને નથી ગણાવ્યો તે એટલા સારુ કે, તેની પ્રતિમા હવે પછીના સૈકામાં, અને એક નવી જ દિશામાં શરૂ થતા રાજકારણમાં જોવા મળે છે અને તે ચાલુ વિષયને અપ્રસ્તુત છે

આપણે જોયુ કે, નિઝામ, અલી વર્દીખાન વગેરે પેઠે, કોર્નવૉલીસના સમયમા અંગ્રેજો એ સનદને ફગાવી છૂટા થયા. છતા હિંદના કાયદા પ્રમાણે તેઓ મોગલ બાદશાહના ખંડિયા હતા એમ જ ગણાય. માત્ર મરાઠાઓ જ સ્વતંત્ર સત્તા હતા; અને બીજા પંજાબમાં શીખો. આ એક સત્તાઓ મોગલ સામે બળવો કરીને ઊભી થઈ હતી ને તેમણે પોતાનુ રાજ્ય સ્થાપ્યુ હતુ. એ અર્થમા તેઓ બળવાખોર હતા; પરંતુ બાદશાહની સનદ લઈ પછી તેને દગો દઈને તોડી પાડનારી નિમકહરામી એ નહોતી.

આ કાળમા આ બધી સત્તાઓના વર્તનને સમજીએ, તો તેમાથી હિંદની સ્વતંત્રતા કેમ કરતા ગઈ તે પણ સમજાશે. તે પહેલાં બધાય રજવાડાઓને સમાન એવા એક બે મુદ્દા સમજી લેવા જોઈએ.

## ૨

## કવાયતી લશ્કર

"શિસ્તબદ્ધ કવાયતી લશ્કરથી અંગ્રેજોએ જે ફાયદા મેળવ્યા, તે હવે હિંદની બધી દેશી રાજસત્તાઓ જાણી ગઈ હતી એટલે હવે તેમણે તેવી ઢબે પોતાના લશ્કરનું નિયમન કરવા તરફ, તથા પૂર્વે યુદ્ધચિત્રમા કામ દેવામા તેમનુ જે તોપખાનુ સારેખમ તોસ્તાન જેવુ અને બરોબર સુસજ્જ ન હતુ, તે સુધારવા તરફ, પોતાના વિચાર વાળ્યા "

ડૉના ઇતિહાસમાથી

અઢારમા સૈકાના મધ્યભાગમા ગોરી સેનાઓ ને દેશી સેનાઓ સામસામે આખડતી થઈ. ત્યારે ગોરા કવાયતી લશ્કરનો લાભ સ્પષ્ટ થયો તે પરથી નિઝામ, મરાઠા, તથા હૈદર સૌ તે પ્રકારના લશ્કર તૈયાર કરવા લાગ્યા. આથી ગોરાઓને હિંદમાં ભારે નોકરી કરવાનું મળ્યું. અનેક ગોરા સૈનિકો જ્યા સારુ ફાવે કે વધારે મળતર હોય ત્યા દોડી જતા. આજ અહીં તો કાલે ત્યા, એમ તેઓ નોકરી કરતા હિંદનાં રજવાડામા ઘૂમવા લાગ્યા હતા. આમા તો કોઈ જાતનો

રાષ્ટ્રભાવ કે રાજકારણ હોઈ કે ટકી ન શકે એ સ્પષ્ટ છે. પરંતુ, દેશી રાજાઓએ એ પણ કલ્પ્યું કે, યુરોપમાં ને હિંદમાં અંગ્રેજોના ગોરા શત્રુ ફ્રેન્ચ લોકો છે, તેઓ આપણને મદદ કરી શકે. આમ મુખ્ય મુખ્ય બધાં રાજ્યોમાં ફ્રેન્ચ લોકો લશ્કરી શિક્ષકો ને નાયકો તરીકે દેશી રાજ્યોની સેનાઓમાં ભરાયા. આને એક માત્ર શિક્ષણનું જ સાદું પગલું ન માનતાં, ફ્રેન્ચ અસરના હાઉથી હમેશ ભડકતા રહેનારા અંગ્રેજોએ એમાં ફ્રેન્ચ તરફથી પોતાના રાજ્યને ચાલુ ભય રહેલો છે, એમ માન્યું. ૧૮મા સૈકાનું અને ૧૯મા સૈકાના પ્રથમ બે દસકાનું કંપનીનું રાજકારણ આ ભડકથી સારી પેઠે ચગેલું રહ્યું છે, અને ગવર્નરો તથા ગવર્નર-જનરલોને દેશી રાજકારણમાં પડી તેમનાં રાજ્યો ગટાપ કરવાને માટે કે અન્યાયથી લડાઈઓ જગવવાને માટે આ વસ્તુએ બહુ સવડભર્યું બહાનું પૂરું પાડ્યું છે.

એ તો ઠીક, પરંતુ આ કવાયતી લશ્કરના સુધારાથી હિંદીઓને જે ગેરલાભ થયા તે ખાસ જોવા જેવા છે. સૌથી મોટો ગેરલાભ એ થયો કે, તેઓ પરાવલંબી બન્યા, કેમ કે પરદેશી ગોરાઓ પાસે જ તેઓ આ નવી ઢબની લશ્કરી તાલીમ મેળવી શકે. અને આ નાનુંસનું હિત ન ગણાય.*

* ઇતિહાસકાર લાયલ કહે છે :

"યુરોપની લશ્કરી પદ્ધતિઓને અનુસરવાનો દેશી રાજસત્તાઓનો આખો પ્રયત્ન એક ફસામણી કે ફાંસો જ નીવડ્યો. એથી તેઓ એમ માનવાને દોરાઈ ગઈ કે, આમ કરવાથી આપણે અંગ્રેજોની બરાબરી કરી શકીશું; જ્યારે ખરેખર તો તેનાથી તેઓ ગેરલાભમાં પડ્યા, અને પોતાના બળનો મોટો ક્યાસ કરીને તેને અંદાજે, પરદેશી ઉપરીઓ નીચે મોટમોટી ફોજો રાખી. અંગ્રેજ સરકારે એના પર જ પોતાનું લક્ષ વાળ્યું કે, આ સેનાઓને તોડી નાંખવી ને નાશ કરવી. અંગ્રેજોને માટે, એમની ઉખાવટ રહેવાને સારુ, પોતાને જેવડું મોટું કવાયતી લશ્કર જોઈએ તેવડું વધારાનું વહન કરવું પડતું હતું. કેમ કે તેમને ખાતો દેશ હતો, પૂરતાં શસ્ત્રસરંજામ હતાં. બીજી બાજુ જુઓ તો, દેશી રાજ્યને

રિયાસતકાર સરદેસાઇ[1] સ્પષ્ટ લખે છે, "જૂની ટેવ પડી ગયેલી પદ્ધતિ હાથથી ગઈ અને નવીને ટેવાવા માટે સમય ન મળ્યો, તેથી મરાઠાઓનું પૂર્વનું રાષ્ટ્રીય પાણી મરી ગયું."

૧૭૬૧માં સદાશિવરાવ ભાઉ પોતાના કવાયતી લશ્કરને ભરોસે રહ્યો અને મરાઠાની કાવા ગનીમીની નિજી યુદ્ધપદ્ધતિ છોડી, એ એની હારનું એક કારણ બતાવવામાં આવે છે. પરંતુ, આ ઉપરથી એમ પણ ન માનવું કે, કાવા ગનીમી પદ્ધતિ રાખી હોત તો દેશી રાજાઓ જીતત. હારજીતનાં કારણો તો નરી પદ્ધતિથી ઊંડાં અને સૂક્ષ્મ છે. લશ્કરી પદ્ધતિ–ફેરમાં પણ એમાંનાં થોડાંક સમાયાં હતાં, એટલું જ.

પદ્ધતિ–ફેરનો બીજો ગેરલાભ તો પોતાની વિદ્યા છોડી પારકી અજાણી લીધી તેના કરતાય ચડી જાય એવો છે. અને તે પોતાની સેનાને માટે પરદેશીઓ ઉપર રખાતા પરાવલંબનનો. લશ્કરની કવાયત સારુ ફ્રેન્ચ કે કોઈ પરદેશી ઉપર આધાર રાખવો પડે, તો તેઓ ગમે તે વખતે દગો દઈ શકે, અને આખા લશ્કરની સ્થિતિ ખરે વખતે 'નહિ ઘરની–નહિ ઘાટની' થઈ બેસે.[2] આના દાખલા પણ છે.

મીર કાસમે બકસરમા તેના ગોરા સાથીઓ (પોર્ટુગીઝ ફ્રેન્ચ) ઉપર અમુક મદાર બાંધેલી. ખરે વખતે, તેમને, ગોરા ખ્રિસ્તીને નાતે, ફોડવામાં આવ્યા, અને તેઓએ નિમકહરામી કરી, એમ

---

તોપો તથા કવાયતી સેના ખૂટે ત્યારે તેની ભરપાઈ કરવાના કામ કરતા કશુ વધારે અઘરુ નહોતુ"

અને આવો જ અભિપ્રાય હેસ્ટિંગ્ઝ ઇ૦ નો હતો અને "એ જ પલટણો અને તોપો તમારી છાતી ઉપર ચડી બેસશે" એમ એક મરાઠા સરદારની વાત સાચી ઠરે છે

૧ વધુ માટે જુઓ 'મરાઠા રિયાસત' ઉત્તર વિ ૨, પા ૩૫૮

૨ 'આવડી મોટી ફોજોની હકૂમત તથા શિસ્ત સર્વથા દેશી અધિકારીઓ પાસે જ રખાવી જોઈતી હતી ડી બોઈનની ફોજ પર મરાઠા ભગવો ઝંડો નહિ, પણ ફ્રેંચ ઝંડો ફરકતો એ કેવી અરાષ્ટ્રીય વાત! મહાદજીએ એ કેમ સાંખી એ જ નવાઈ છે'
—સરદેસાઈ ૩૬૧

ઇતિહાસમાંથી મળે છે. મહાદજી સિંદેએ બર્નોઇન નામના એક ફ્રેન્ચ લશ્કરીને પોતાની સેનામાં રાખેલો. આ માણસ હેસ્ટિંગ્ઝની જોડે સંતલસમાં રહેતો, અને તેની સિફારસે જ તે હિન્દી રજવાડામાં લશ્કરી નોકરી કરી ખાતો હતો. હૈદરે ફ્રેન્ચ સેના પર આધાર રાખી હાર વહોરેલી એ પણ આપણે જોયું. વાત એમ છે કે, ગોરાઓ હિંદમાં ચરી ખાવા આવતા હતા; એ માટે તેઓ નોકરીમાં જોડાતા. લાંચ મળે તો આવા લોકોને ફૂટવામાં ને રહસ્ય કહી દેવામાં વાંધો ન હોય, કેમ કે એમને તો યેન-કેન પ્રકારેણ ધનલાભ એ જ પ્રથાપત્તિ હતી.

આવા માણસો રાખીને દેશી રાજાઓએ પણ પોતાનું લશ્કર માત્ર બાહુલી જેવું કરી નાખ્યું. લશ્કરના જયને માટે ખાલી કવાયત બસ નથી. ઉપરાંત તેમનું હૃદય જો શત્રુ સામે ધબકતું હોય, તો એ લશ્કરની શિસ્ત અને વીરતામાં ઓર તેજ પ્રગટે છે. હિંદની સેનાઓના નાયકો ધારત તો આ કાળે સ્વદેશપ્રેમ જાગ્રત કરી, પોતાના સૈનિકોને દેશભક્ત વીરો બનાવત. તો તેઓમા શિસ્ત અને શક્તિનો સંચાર સહેજે અને સુલભ થાત. પરંતુ, ગોરાઓની દેખાદેખી, કવાયત લેવા જતા આ લાભ લેવામાં ભૂલ કરી. પરિણામ એ થયું કે, કવાયત તો ગોરા ગુરુ જેટલી આવડી–ન–આવડી, પરંતુ પોતાનું હૃદયબળ ન જમાવ્યું. અંગ્રેજ ઇતિહાસકારો[1] આ એક વાતને પોતાના દેશનો લાભ વર્ણવે છે.

આથી ઊલટું, જ્યાં આગળ દેશપ્રેમ કે ધર્મપ્રેમ કે કોઈ પ્રકારની હૃદયની એકતાનું પ્રેરક બળ હતું, ત્યાં અંગ્રેજોને ખેન પડયું છે. જેમ કે, આપણે આગળ જોઈશું કે[2] શીખો કે ગુરખાઓ ઉપર વિજય-મરાઠાઓથી અંગ્રેજોનું ડરવાનું એક કારણ આ જ એમની દિલી એકતા

૧. જેમ કે જુઓ લાયલનો ઇતિહાસ પા. ૨૨૫ ૬.

૨ શીખોમા રણજીતસિંહે યુરોપીય યુદ્ધપદ્ધતિ દાખલ કરી, પણ તેણે ગોરાને માત્ર શિક્ષક તરીકે રાખી પોતાના સરદારોને તૈયાર કરાવ્યા. તેણે મરાઠાબળ પહેલેથી ટાળ્યું.

હતી. તે જ્યારે તૂટતી દેખાઈ* ત્યારે જ એમણે ત્યાં પગપેસારો કર્યો, ને છેવટે ફાવ્યા. સાધનસામગ્રી અને માણસોનો તોટો તો, અંગ્રેજો જેમ જ, કોઈ દેશી સત્તાને નહોતો. પરંતુ એમણે જો દેશપ્રેમ કે કોઈ કારણે એકતા બતાવી હોત, તો અંગ્રેજોનું દેશી લશ્કર પણ તેનાથી અસર પામત, અને તેમણે તૈયાર કરેલા કવાયતી અને રાષ્ટ્રીય લશ્કરને યશ મળત. પરંતુ તેઓ અંદરઅંદર જ ખટપટ કરવા લાગ્યા અને સૌના સમાન શત્રુને જોઈ તો લાભ અને લાગ જાતે કરી આપ્યો.

પણ આ પરથી એમ પણ માનવાનું નથી કે, કવાયતી લશ્કર કરવામાં આવ્યું તે નરી ભૂલ હતી. તેવું લશ્કર તૈયાર કરવામાં બતાવેલી જાગૃતિ પ્રશસ્ય હતી. તેવા લશ્કરે કામ પણ ઓછું નથી કર્યું. પરંતુ છેવટની સફળતા તેને ન મળી, અને તેમાં આડકતરાં કાંઈક કારણ ઉપર ચર્ચેલા પ્રકારનાં હોઈ શકે, એમ ખરું.

લાયલ એમ ઠોકે છે કે, અંગ્રેજો પોતાના લશ્કરી બળે અને આવડતે જીત્યા, એ પણ ખાલી બેડરી છે. કેટલીય મહત્ત્વની લડાઈ-ઓમાં લશ્કરી બળ તો હિંદી પક્ષે જ હતું. સરદેસાઈ સાચું કહે છે કે, "અંગ્રેજોએ હિંદીઓને જીત્યા તે લશ્કરી બળથી નહિ, પરંતુ મુત્સદ્દીગીરીને જોરે, ફસાવણી કરવાને જોરે. હિંદીઓની જ બહાદુરીને જોરે અંગ્રેજો આ દેશ જીત્યા એ, અંગ્રેજ લેખક સીલીનું પ્રતિપાદન સાચું છે." (પા. ૩૬૫)

* લાયલ કહે છે—"પાછળનાં મરાઠા લશ્કરો મુખ્યત્વે લાડૂતી થઈ ગયાં હતાં હિંદના બધા ભાગમાંથી લોકો તેમાં ભરતી થતા; અને બાહુબળથી રળી ખાવા નીકળેલા જુદા જુદા દેશો તથા જાતિઓના આગંતુક લોકો તેનાં કવાયતી પાયદળ તથા તોપખાનાના વડા રહેતા."

# ૩

## ફ્રાન્સની કુમકની દુરાશા

"ફ્રેન્ચોના સહકારનાં આશાભર્યાં લેખાં મનમાં માંડીને, દેશી રાજાઓ અંગ્રેજો સામે થવાના મનોરથો કરવામાં ઉત્સાહિત થતા પરંતુ (યુરોપમાં) શાંતિનો સમય હોય ત્યારે યુરોપનાં (રાજદ્વારી) કારણોથી, અને યુદ્ધ હોય ત્યારે ફ્રેન્ચોનું નૌકાબળ પૂરતું બળવાન ને ચઢિયાતું ન હોવાને કારણે, અસરકારક કશીય ફ્રેન્ચ મદદ મળવી અશક્ય હતી આથી એ તો ખાતરી હતી કે, પોતે જે મદદ મળવા પર લેખાં માંડે છે તે મદદ, દેશી રાજાઓ રાજ્યો, કટોકટી તે ખરે વખતે, તેમને નહિ મળે"

—કેમ્બ્રિજ ઇતિહાસ ૫-૩૨૬

દેશી રાજસત્તાઓ ફ્રેન્ચ ૪૦ ગોરા સૈનિકોને નોકરીમાં રાખી પોતાનાં લશ્કર કવાયતી કરતી હતી. તેમાં એક રાજદ્વારી બાબત પણ સમાઈ હતી, એ કાંઈક આપણે આગળ જોઈ ગયા. કેટલાંક રજવાડાં ફ્રેન્ચ કુમકની પણ આશા રાખતાં હતાં. જેમ કે હૈદર ટીપુ. અને નિઝામે તો ફ્રેન્ચ મદદ લેવાનો હિંદી રાજપ્રકરણમાં પ્રારંભ કર્યો હતો.

અંગ્રેજો આ વસ્તુ બરાબર જાણતા હતા. અરે, એમ કહેવું જોઈએ કે, એમને મન ફ્રેન્ચોનું શત્રુત્વ પોતાના દેશનું સ્થાનિક હોઈ, પ્રધાનપદે હતું. તેઓએ એ પણ ગણના કરી રાખી હતી કે, જો કદાચ ફ્રાંસ હિંદની ભૂમિ ઉપર મદદ મોકલે, તો જુદાં જુદાં રજવાડાઓમાં કમાઈ ખાતા પડેલા ફ્રેન્ચો તે વખતે ઝટપટ કરીને દેશી રાજસત્તાઓને પણ પોતાની સામે સંગઠિત કરશે; એટલે હિંદની ભૂમિ પર ફ્રેન્ચ થાણાં જ ન રહેવા દેવાં, એ પહેલી સાધવાની વાત હતી. અને રજવાડાંમાં ભરાયેલા ફ્રેન્ચ સૈનિકોને તેમને પદેથી કાઢવા અને અંગ્રેજોને તેમને બદલે રખાવવા, એ એક મોટો મુદ્દો હવે પછીના સૈકામાં કંપનીના રાજકારણનો બને છે, તે આપણે જોઈશું.

બીજી એક વસ્તુ પણ અહીં સમજી લેવાની જરૂર છે. અંગ્રેજોને મન હિંદનું રાજકારણ તેમના યુરોપીય રાજકારણના એક ભાગ તરીકે

હતું, યુરોપમાં ને જગતમાં પોતાની સત્તા જામે તે અર્થે ને તેવી રીતે હિંદમાં ચાલવું, એમ સહેજે તેમના મુત્સદીઓ વિચારતા. આ કાળમાં એમના મુખ્ય શત્રુ ફ્રેન્ચ અને કાંઈક ડચ લોક હતા. ટીપુ હૈદરે આ લેખું માંડીને બેઉના સમાન શત્રુ અંગ્રેજ સામે ફ્રાંસ પાસે મદદની માગણી કરી હતી. હૈદરની એ આશાનો કેવો ફજેતો થયો તે આપણે જોયું. ટીપુ સ્થાનિક રાજાઓ જોડે લડે, પણ ફ્રાંસ જોડે મદદની વાતો કરે છે! એમ અધ્રુવ લેવા જનાર ધ્રુવ–અધ્રુવ બેઉ ખુએ, એ ઉઘાડો ન્યાય એને પણ આગળ ઉપર મળે છે. ફોજી પરાવલંબન જેવું જ આ એક બીજું અનિષ્ટ પરાવલંબન મૈસૂરના બે વીરપુરુષોના પતનનું એક કારણ દેખાય છે.

સામી બાજુએ અંગ્રેજોને માટે આ વાત એમના દેશના પ્રત્યક્ષ રાજકારણની છે, તેથી તેઓ તેમાં બરોબર મક્કમતાથી વર્તી શકે છે, કેમ કે એ એમનું મુખ્ય રાજકારણ છે. હિંદના રાજકારણમાં આજ સુધી આ જ રીતે અંગ્રેજ પાર્લમેંટ વર્તે છે. હિંદ એને માટે એક યુરોપીય શેતરંજનું પેદું જ છે. ૧૮મા સૈકામાં ફ્રાંસ તેમની સામે હતું. ૧૯મા સૈકાના પ્રારંભમાં તેને પરાસ્ત કરી કાંઈક નિરાંત કરી, અને હિંદની વાયવ્ય સરહદ કેઠ ઇજિપ્ત સુધી સાબૂત કરી લઈ, ૧૯મા સૈકાની જાહોજલાલી સાધી. ૨૦મા સૈકામાં પાછા આપણે તેના શત્રુઓ જાગેલા જોઈએ છીએ. વીસમા સૈકાનાં યુદ્ધોમાં આ જ પરરાષ્ટ્રો પરના સામ્રાજ્યનો લોભ રહેલો છે. એ રીતે જોતાં, અંગ્રેજો તરફથી થતી આંતરરાષ્ટ્રીય ધડામોડમાં હિંદનું કારણ પડેલું છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

આથી જ અંગ્રેજોએ ફ્રેંચોનાં થાણાં જ હિંદમાં રહેવા ન દીધાં, કે જેથી તેઓ હિંદમાં પગ જ ન મૂકી શકે. પછી તેમનું પાસેમાં પાસેનું થાણું એટલે માડાગાસ્કર ને મોરિશિયસ. હિંદી રાજપ્રકરણમાં તેઓ એટલે દૂરથી ભાગ લઈ શકતા હતા. પણ સફળ રીતે તે કરવા માટે નૌકાબળ જોઈએ. અંગ્રેજોની હરીફાઈમાં નભે એવું એ એમની પાસે નહોતું. એટલે ફ્રેંચ કુમકની તો દુરાશા જ હતી. પણ ત્યારે, ખરું જોતાં, દેશી રાજસત્તાઓને એની જરૂર પણ

નહોતી. જો તેઓ એકત્રિત હોત, તેમણે જે ભૂલો કરી માંહેમાંહે યાદવી જગવી તે ન જગવી હોત, તો તે કાળમાં કંપની સરકાર એવી સધ્ધર નહોતી કે તેને તેઓ ગળાવી ન શકે; જરૂર તેઓ પરદેશી હકૂમતમાં ગળાતા જતા દેશને બચાવી લેત.

તે ભૂલોનું સ્વરૂપ હવે જોઈએ.

## ૪

## બાદશાહીના હાલ

૧૭૬૪થી બાદશાહના હાલ એક વૃદ્ધ વડીલ જેવા થઈ ગયા હતા. પોતાના નામના પણ જેઓ સૂબા ગણાતા, તેમાંના એકાદ પર આશરો રાખી પડી રહેવાનું જ એનું નસીબ હવે હતું. ૧૭૬૪માં તે અવધના વજીરને ત્યાં હતો. પણ તેણે જોયું કે, બંગાળનો નવાબ અંગ્રેજોની કુમકથી વધારે સધ્ધર થયો છે; એટલે બક્સરમાં શુજાને દગો દઈ તે સામી બાજુ જઈ બેઠો. અને ૧૭૬૫થી તે અલ્હાબાદમાં જઈ અંગ્રેજોની છત્રછાયામાં રહેવા લાગ્યો.

૧૭૭૨માં મહાદજી શિંદેની મદદથી એ ત્યાંથી છૂટ્યો અને પોતાના બાપદાદાના સ્થાનક દિલ્હી પર ગયો. ત્યાં નજફખાન કરીને એક પરાક્રમી અને વફાદાર વજીર એને મળી ગયો. તેને જોરે તેણે દિલ્હી આસપાસની પોતાની હકૂમત સિદ્ધ કરી, અને જ્યાં સુધી નજફખાન જીવ્યો, ત્યાં સુધી બાદશાહી પાછી તેજ રહી.

૧૭૮૨માં નજફખાન મૂઓ. મરાઠાઓ ૧૭૬૧ અગાઉના ઉત્તર તરફ પણ આવ્યા હતા અને શિંદે હોલ્કર બે સરદારોને એ વિભાગમાં સ્થાપવામાં આવ્યા હતા. મરાઠાશાહીની આ બાજુ તેઓએ સંભાળવાની હતી. અલ્હાબાદથી બાદશાહને છોડાવી લાવનાર મહાદજીએ હવે તેને પોતાને હસ્તક કરવાનો મનોરથ કર્યો. નજફખાન હતો ત્યાં સુધી જે નહોતું થઈ શકે એમ, તે હવે એણે કરી લેવા તાક્યું. અને સાલબાઈની સંધિ કરાવી આપ્યા બાદ એને તે કરવા નવરાશ પણ મળી હતી.

એટલું જ નહિ, પોતાની આ યોજના સારુ એણે હેસ્ટિંગ્ઝની જોડે વાત કરી હતી. કેમ કે, અંગ્રેજોમાં પણ એવો એક વર્ગ હતો, જે એવા મતનો હતો કે, નબળા બાદશાહને કબજે લઈને હિંદનું આધિપત્ય હાંકવા જેવું છે. આ જાતની યોજના હેસ્ટિંગ્ઝ જેવા આગળ-પડતા સ્વભાવને તો બહુ જ રુચે. પરંતુ મરાઠાઓ જોડેના વિગ્રહમાંથી તે સમજી ગયો કે, બાદશાહને કબજે કરવાનું નાનુંશીક દેખાતું એ પગલું તો ભારે પંચાતોની જંજાળ ઊભી કરી દેશે; એનો અર્થ સ્વાભાવિક રીતે એવો થાય કે, અંગ્રેજો હિંદની બાદશાહી તાકતા લાગે છે; આથી દેશી સત્તાઓને સંગઠિત કરવામાં આપોઆપ સહાય મળે.* તેથી હેસ્ટિંગ્ઝે એક પંથે દો કાજ સાધવાનું શોધ્યું. તેણે મહાદજીને ભોળવ્યો કે, તું સુખે બાદશાહને કબજે લે, અંગ્રેજો એમાં આડે નહિ આવે. તે બદલે મહાદજીએ અંગ્રેજોને ન પજવવા જોઈએ એટલું જ નહિ, તેમને પૂના સરકાર જોડે સંધિ કરાવી આપીને યુદ્ધમાંથી છોડાવવા જોઈએ. મહાદજી અંગ્રેજો જેટલો ચતુર નહિ; બાકી તેણે જોવું જોઈતું હતું કે, બાદશાહ તો ક્યાં જવાનો છે? પણ અંગ્રેજો, કે જે ખરા શત્રુ છે, તેમના હાથ કરવાનો લાગ જતો કરવામાં બાવાનાં બેઉ બગડે છે. બાદશાહને હાથ કરવા જતાં તે આવ્યો તો ખરો; પરંતુ તે જ કામનો પ્રતિસ્પર્ધી હેસ્ટિંગ્ઝ યા અંગ્રેજો, પોતાને માટે તે કવખત જોઈને, ગમ ખાઈ ગયા અને પાછળથી બાદશાહને અને

*અંગ્રેજોને આ રાજ-દાવ એમના એવા જ લાભના બીજા એક દાવ જોડે સરખાવી શકાય તે તેમનો યુરોપના રાજકારણનો દાવ છે. પાર્લમેન્ટ હિંદના વહીવટમાં મુખત્યારી કરવા લાગી, વસ્તુતાએ બ્રિટિશ પ્રજા જ હિંદના કંપનીના રાજ્યની માલકી-હક કરી બેઠી હતી ૧૭૮૪નો પિટ કાયદો એ જ પાયા પર રચાયો હતો. પરંતુ તે સીધી રીતે ને કાયદાના સ્પષ્ટ શબ્દોમાં મૂકીને નહિ. એનું કારણ એ હતું કે, એમ કરવા જતાં યુરોપના વિલાયતના પ્રતિસ્પર્ધીઓમાં નવું જ રાજકારણ જાગે એમ હતુ તેથી કરીને કંપનીના નામની ઢાલ ચાલવી રખાઈ હતી. હિંદનું કંપનીનું રાજ કાયદેસર હયાતી ભોગવે છે, એમ યુરોપની બીજી સત્તાઓ આથી જ માનતી નહોતી. તેમને માટે કંપની વેપારી જ હતી અને વેપાર કરતા વચ્ચે રજવાડાંઓમાં પોતાના કામ પૂરતી નજર રાખતી હતી, એમ કાયદેસર સમજ હતી

સિંદે-સરકારને બેઉને કબજે કરે છે. અરે, હેસ્ટિંગ્ઝ પાસેથી બાદશાહનો હવાલો મંજૂર કરાવ્યો, પણ તેની સાથે તેણે બાદશાહને ભરવાની ખંડણી અને તેને મળેલા અલ્હાબાદ કોરા જિલ્લો તેનાં ચાલુ રહે એ નક્કી ન કરી લીધું! એ આવો મુત્સદ્દી હતો!

આ પરથી લાગશે કે, બાદશાહ તો શેતરંજના પ્યાદા જેવો જ બની ગયો છે. વાત ખરી છે. તે હિંદની બાદશાહીનું પ્રતીકમાત્ર હતો, અને એ પ્રતીક હિંદની કોઈ સત્તાના હાથમાં જાય તો જ બાદશાહ દામ બેસે એમ હતું. પ્રત્યક્ષ રીતે તે અંગ્રેજ મરાઠા કર્યાં કરતો હતો તે પણ સૂચક છે, કેમ કે હિંદની ખરી બાદશાહી આ કાળે એ બે વચ્ચે ઝોલાં ખાતી હતી. તેમાં મહાદજી માત્ર બાદશાહના શરીરના રમકડાથી રીઝયો; અંગ્રેજો એના આત્માને તાકી રહ્યા હતા. ચતુરાઈભેર તેમણે રમકડાને તરછોડયું ને આત્માનો કબજો તાકયો.

કોર્નવૉલીસે આ સમજથી જ છેવટે બાદશાહની ખંડણી કાયમી બંધ કરી ત્યારે પણ બાદશાહનો રક્ષક મહાદજી ચેત્યો નહિ. પણ તેમાં તે બીચારાનો વાંક નહોતો, કેમ કે બાદશાહનો કબજો લેતાં તો લીધો, પરંતુ એમાંથી એવી તો મારામારી ઊભી થઈ કે તેમાં તે બાપડો ખલાસ થઈ ગયો. બાદશાહીને વિષે અંગ્રેજોની અગમચેતી સાચી હતી, એ મહાદજી જાતે ખુવાર થઈને સિદ્ધ કરી બતાવે છે. આ કાળ એટલે ૧૭૮૪થી માંડીને ૧૭૯૪ કે જ્યારે મહાદજી દુ:ખી થઈ થઈને પૂના પાસે વાનવડી મુકામે મૂઓ. એ પ્રકરણ આગળ જોઈશું.

## ૫

# મરાઠાશાહીનું સ્વરૂપ

'સાલબાઈની સંધિ થયા પછી, મરાઠાશાહીનું ક્રમપ્રાપ્ત કામ આખા દેશમાં પોતાની સત્તા સ્થાપવી એ હતું તે હાથ પર લેવાની પ્રેરણા નાના ફડનવીસે સર્વ પોતાના વજીરોને આપી '

સરદેસાઈ—રિયાસત ઉ. ૨/૧૧૮

મરાઠાશાહી એક નામ છે, પરંતુ તે અનેક મણકાની માળા હતી, અને તેનું સંચાલન પૂનાકચેરીથી થતું હતું. આ મણકાની માળા એટલે મુખ્યત્વે ગાયકવાડ, ભોંસલે, શિંદે, હોલ્કર, અને મધ્યસ્થ પૂના-કચેરી. આ મંડળનો નામનો અધ્યક્ષ તે છત્રપતિ શિવાજીનો વંશજ, જે સતારામાં રહેતો. વસ્તુતાએ તેનો આખો અધિકાર તેના મુખ્ય પ્રધાન–પેશવાના હાથમાં હતો, તે પૂનામાં રહેતો. આ પેશવાપદ પણ વંશપરંપરાગત બની ગયું હતું. નવો પેશવા ગાદી ઉપર આવે, એટલે તેણે તે પદનાં પોશાક પદવી વગેરે, સતારાના છત્રપતિ પાસે જઈ, મુજરો કરીને લેવાં, એ શિરસ્તો હતો. આટલો આદિ વિધિ કર્યા પછી પેશવા પોતાની મેળે સ્વતંત્ર હતો.

પેશવાઈ પરંપરાગત બની અને નબળી થતી ગઈ, એટલે તેનો કારભારી જબરો થતો ગયો. ચોથા પેશવા પછી આ શિરસ્તો ચાલુ થાય છે. એટલે પછી એવું બનતું ગયું કે, પેશવાની જેમ તેનો કારભારી પેશવા પાસેથી પોશાક પદવી–હક લેતો. આમ અધિકારની નિસરણીનાં પગથિયાં વધતાં ચાલ્યાં — છત્રપતિ, પેશવા, પેશવાનો ફડણીસ કે કારભારી.

હજી એક પગથિયું રહ્યું તે સરદારોનું. જેમ જેમ મરાઠા રાજ્ય વધતું ગયું, તેમ તેમ જુદા જુદા સરદારોને તેના સૂબેદાર નીમી મોકલવામાં આવ્યા. તે જ ઉપરના ચાર જણ–ગાયકવાડ, ભોંસલે, સિંદે, હોલ્કર. કાયદાની રીતે તેઓ પૂનાકચેરીના સરદારો હતા. પરંતુ ૧૭૬૧ના પાણીપતના પરાજય બાદ આ બધા સરદારો પૂના–સરકારની

મધ્યવર્તી સત્તા પોતા ઉપર સ્વીકારતા છતા, અનગ રાજસત્તા બન્યા. એમ અનેક રાજ્યો મનવાથી ' मराठा राजमंडळ 'નો પ્રારભ થયો અને એ સમસ્ત મડળ એટલે મરાઠાશાહી તેનો રાજ્યવિસ્તાર નકશામા જુઓ તો હિદનો ઘણોખરો ભાગ એમા હતો (અને ચોથ ઉઘરાવવાનો હક તો તેની પાર પણ ચાલતો હતો)

આ પરથી એટલુ તો તરત દેખાય છે કે પૂનાની મધ્યસ્થ સત્તાના સબળ નિયત્રણ ઉપર જ આ રાજમડળની એકતા અને જોર ટકી શકે અને બીજુ, આટલા આકડાની સાકળ પર નિયત્રણ રાખવાનુ કામ કપરુ જ હોય, અને એક પણ આકડાની નબળાઈ આખી સાકળને નબળી પાડે

આ રીતે, મરાઠાશાહી પણ મોગલ બાદશાહીની ઢબે જ અનેક અલગ સૂબાઓમા ગોઠવાઈ હતી તેની સધ્ધરતાનો આધાર વ્યક્તિગત હતો, કેમ કે બધુ વશવારસાગત બનતું ચાલ્યુ હતુ[1] સૂબાગીરી અને જાગીરદારી સ્વતત્ર રાજસત્તા બનવા તાકે એ જે રાજદ્વારી લક્ષણ આપણા રાજકારણમા જોવામા આવે છે તે પણ ખૂબ છૂટીદોર ચાલતી હતી આથી કરીને સર્વનું નિયત્રણ વળી મુશ્કેલ બનતું હતું

સત્તાની સીડીને અનેક પગથિયા હોવાથી, રાજદ્વારી ખટપટોને ખૂબ જ અવકાશ મળતો શરૂમા છત્રપતિથી માડીને છેલ્લા જાગીરદાર સુધી સૌ કોઈ પોતપોતાની મહાકાક્ષા, લોભ લાલચ, કે વાસના યા મુગ્ધતા પ્રમાણે વર્તી શકે, અને હજાર જાતના તુક્કા ઉપાડી શકે[2]

1 સખારામ બાપુ અને નાના ફડણીસ જેવા પેશવાના કારભારીઓ પણ કારભારુ વશપરપરાગત કરવા તાકે એવા પ્રકારની ભીતિ હતી।

2 આ તુક્કા એટલે છત્રપતિને વળમા લઈ પેશવાપદ ઉઠાવી રાજ્ય કારભારામા પગપેસારો કરી પબાપગી રમી શકાય ને લાગ જોઈ તે હાથ પણ કરી શકાય અને આ બધા પદોમા જગા ખાલી પડે ત્યારે વારસા કજિયો તો ઊભો હોય જ આ કાવાદાવા અને ખટપટમા બે રીતે પડી શકાય–બુદ્ધિબળથી કે બહુબળથી બુદ્ધિબળવાળો મુત્સદ્દી બાહુબળી સરદાર શોધે તેને આપે કે તે પોતા । ચાલબાજી રમી શકે આ બધા તુક્કાઓ મરાઠા રાજકારભારમા

આ બધી જાતની મુશ્કેલીઓ વેઠીને નાના ફડનવીસ પૂના-કચેરીનું મધ્યવર્તી કામ કરતો આવ્યો હતો, અને મરણ પર્યંત કરે છે. એમાં એને પાર વિનાનો યશ પણ મળે છે, અને તેથી એક રાજપુરુષ તરીકેની તેની મહત્તાને માટે માન ફુરે છે. પરંતુ ઉપર સરદેસાઈ કહે છે એમ, હિંદના ઇતિહાસમાં મરાઠાસત્તાનું મિશન હિંદમાં એકસત્તા વ્યાપી હિંદને આઝાદ રાખવાનું હતું. તે દૃષ્ટિએ જોઈએ તો નાનાને વિફળતા મળી. અને ઉપર વર્ણવી તે બધી મરાઠાશાહીની તંત્રગત મુશ્કેલી જોતાં, એને બહુ દપકો ભલે ન આપીએ, છતાં તે અમુક પૂરતો ઓછો ઊતર્યો એમાં શંકા નથી. તે મરાઠા રાજમંડળને પૂરું કાબૂમાં ન રાખી શક્યો.* અને ખાસ તો એ કે, સાલબાઈ પછીનો મરાઠાશાહીનો જે કાર્યક્રમ તેણે ઘડ્યો તે ભૂલભરેલો હતો. તેમાં તેણેય મહાદજી જેવું જ ગોથું ખાધું — અંગ્રેજોનું મુખ્ય શલ્ય વિસારે પાડી આડોશપાડોશની નાની પંચાતોમાં એવો તો તે ફસાયો કે, સરવાળે તેનો લાભ અંગ્રેજોને મળ્યો અને પોતે એનો ગેરલાભ જ હાંસલ કર્યો.

---

એટલા બધા છે કે, તે બધાને સમજતાં બુદ્ધિ બહેર મારી જાય. કેમ્બ્રિજ ઇતિહાસકાર કહે છે (પા. ૩૬૭):—

"આ કાળે મરાઠા રાજમંડળની બંધારણીય સ્થિતિ કેવી હતી તે આ શબ્દોમાં વર્ણવવામાં આવી છે: 'એક વિચિત્ર અને ભલભલાને ચકવે એવો રાજકીય કોયડો'"

અહીં એટલું કહેવું જોઈએ કે, નાના અને મહાદજી બધાને આની ઠીક સંભાળ રાખતા, એ એમની શક્તિ બતાવવા બસ છે.

*સરદેસાઈ એક બીજું કારણ લખે છે:

"સન ૧૭૮૮ પછી પાંચ-સાત વર્ષોમાં અનેક જાતના અનુભવો થતાં છતાં, નાનાએ સર્વ સત્તા પોતાના જ હાથમાં રાખી; વિરોધીઓને સંતુષ્ટ રાખી, રાજની અંદરના શત્રુઓ કમી કરવાનો તેણે પ્રયત્ન ન કર્યો; તેનાં કડવાં ફળ પોતાની હયાતીમાં જ તેને ચાખવાં પડયાં."

(ઉ. વિભાગ ૨-૫૧૫)

"અંગ્રેજો વિરુદ્ધ આઠ વર્ષ નાનીમોટી ચાતુરીથી યુદ્ધ કરી છેવટે જીત્યો; પણ જન્મભર અંગ્રેજો જોડે વ્યવહાર કરવા છતાં તેમના શાસનશાસ્ત્ર કે રાજપાલનની ચાતુરીમાંથી એકનો ઉપયોગ નાનાએ ન કર્યો."

(એજન પા. ૫૧૪)

## ૬

# ટીપુનો પરાજય

(બીજો ગવર્નર જનરલ ૧૭૯૦-૨)

મરાઠાઓથી બીજે નંબરે જો અંગ્રેજો કોઈથી ડરતા હોય તો તે હૈદર અને એના પ્રતાપી પુત્ર ટીપુથી બેઉ જબરા યોદ્ધા અને અંગ્રેજોની પરદેશી રાજસત્તાના કટ્ટર વિરોધી હતા, અને એમને દક્ષિણમા ઉપરાઉપરી બે વાર તેમણે સખત હાર ખવડાવી હતી ટીપુને તો અંગ્રેજ સ્ત્રીઓ, છોકરાને છાના રાખવા, હાઉ તરીકે વાપરતી ' એટલે, તેને ઠેકાણે પાડવાનું તો અંગ્રેજોનુ એક ઊંડુ કામ જ હતુ વળી મેંગલોરમા જે સંધિ હેસ્ટિંગ્ઝને કરવી પડેલી (ઈ સ ૧૭૮૪) તે તેને હડહડતુ અપમાન લાગેલી એનો ધૂંધવાટ પણ અંગ્રેજોને હતો જ

અને હૈદર પેઠે ટીપુ પણ ફ્રેંચો જોડે સારાસારી રાખતો હતો તે તો અંગ્રેજોથી જોયુ જતુ નહોતું ૧૭૮૭-૮ના અરસામા એણે ફ્રાન્સમા પોતાનો એલચી મોકલી અંગ્રેજો સામે તેમની જોડે સમજૂતી અને મદદ કરવાનો વિચાર* કર્યો આથી તો આખર થઈ એમ કોર્નવૉલીસને લાગ્યુ, અને તે તેના પર હલ્લો કરવા લાગલો તત્પર થયો આમ તેણે ટીપુ પર પહેલો હલ્લો કરવાનું ઠરાવ્યુ તે વિષે રિયાસતકાર

* ફ્રાન્સમા મદદ માટે એલચી તો ગયો તેને ફ્રાન્સ ઠીક સત્કાર પણ મળ્યો હશે પરંતુ ફ્રેન્ચ પ્રજા તે વખતે ક્રાંતિકાળમા હતી, ને યુરોપના રાષ્ટ્રો જોડે પોતે જ ફસાઈ હતી. તેથી ધારે તોય મદદ ન કરી શકાય એવી તેની દશા હતી કેમ્બ્રિજ ઇતિહાસકાર કહે છે (પ ૩૨૬)

હમેશ પેઠે આ વેળાય અંગ્રેજનુ નસીબ સારું હતુ ટીપુએ એવો સમય પસંદ કર્યો કે જે વખતે ફ્રેન્ચો એમના ઘરના ઝઘડામા એવા તો રોકાયા હતા કે બહાર બાજુ વિચાર કરવા નવરા જ ન હોય આથી ટીપુને કોર્નવૉલીસનો હુમલો એકલે હાથે ઝીલવો પડ્યો "

કહે છે કે, 'તેમાં તેની મોટી ચાતુરી દેખાય છે.' અને તે એ કે, જો મરાઠાઓ પર હલ્લો કરવા જાય તો કદાચ તેઓ અને ટીપુ બધા (પહેલી મરાઠા લડાઈમાં થયું હતું તેમ) એકઠા મળીને અંગ્રેજ સામે થઈ જાય. વળી અંગ્રેજ એલચી ને મુત્સદ્દીઓ મરાઠા દરબારોમાં, પોતાની તટસ્થતાની નીતિને નામે, ભેદ તો ખેલતા જ હતા. એટલે, મરાઠાઓ પર હાથ નાખવાને બદલે ટીપુને જ પકડવો ઠીક. અને તેમાં તેણે મરાઠાઓને પણ મદદમાં લેવાની શક્યતા જોઈ, પછી તો પૂછવાનું જ શું રહ્યું? એટલે તેણે ટીપુને ખતમ કરવાનું કામ તુરત ઉપાડ્યું.

પરંતુ એ બરાબર જાણતો હતો કે, એકલે હાથે ટીપુને હંફાવવો એ તો બની જ નહિ શકે; કોઈપણ રીતે જો મરાઠાઓ પોતાની સાથે થાય, તો જ એ કામ ઊકલે. એટલે એણે પૂના વગેરે મરાઠા દરબારોના પોતાના એલચીઓને આ ઘાટ ઉતારવા લખ્યું. પૂનામાં મૅલેટ કરીને મોસ્ટીનનો અનુગામી હતો, તેણે એ ઘાટ ઉતાર્યો. નાના, તુકોજી, નિઝામ અને ભોંસલેએ મળીને ટીપુ પર ઈ. સ. ૧૭૮૬ માં ચડાઈ કરી હતી, અને તેમાં તેમણે થોડોક મુલક તથા પૈસા મેળવ્યા હતા, પરંતુ ધરાઈને નહિ. આવા અતૃપ્ત લોકને ફસાવવામાં તકલીફ ન પડે, લોભથી તે બળશે, એ કૉર્નવૉલીસની ગણતરી હતી. ઇતિહાસકાર ડફ ટીપુ પરની કૉર્નવૉલીસે કરેલી આ અન્યાયી ને અકારણ ચડાઈનો દોષ નાના ફડનવીસ પર ઢોળે છે; પરંતુ 'આ ચડાઈમાં અંગ્રેજો જ નાયક હતા અને નિઝામ મરાઠાને સાથે લેવામાં તેઓ જ વધારે ઉત્સુક હતા,' એમ નાનાચરિતકાર ખરે લખે છે. મૅલેટે કૉર્નવૉલીસ વતી પૂનામાં આ અન્યાયની સંતલસ કરી કે, નિઝામ, મરાઠા ને અંગ્રેજ એ ત્રણે ભાગિયા બની ટીપુ જોડેની લડાઈનું મળતર વહેંચી ખાવું, અને આગળ ઉપર જો કોઈને ટીપુ પજવે તો ત્રણેએ પાછા એકઠા થઈ એને સીધો કરવો. આ કરાર ટીપુ જોડે અંગ્રેજોએ કરેલી મૅંગલોરની સંધિથી વિરુદ્ધ હતો. પણ દક્ષિણમાં લડાઈ કરવામાં અત્યાર સુધીમાં અંગ્રેજ સત્તાએ કરારની આડ ક્યારે આવી છે? લડાઈ કરવી જ હોય તો નવું કર્યું

બહાનું* કાઢવું જોઈએ એટલું જ. અને આ કદી અઘરું નથી હોતું. કૉર્નવૉલીસે મદ્રાસના ગવર્નરને લખ્યું કે, ત્રાવણકોરનો રાજા આપણો દોસ્ત છે; તેને જો ટીપુ પજવે તો આપણે દોસ્તને મદદ કરવી. પણ તે રાજાને ટીપુની ખાસ કશી લડાઈની પજવણી તો જોવા મળતી નથી; ઊલટું તેણે મદ્રાસના ગવર્નરને સાફ જણાવ્યું કે, અમારે કશો વાંધો હોય તે મળીને પંચાત કરી ઉકેલી લઈશું, અને હું એમ કરવા તૈયાર છું. અને એ પણ જોવા જેવું છે કે, પછી જે લડાઈ થઈ તેમાં ત્રાવણકોરનો રાજા લડવામાં દેખાતો નથી! લડાઈનાં બહાનાં ઘણી વાર આવાં જ હોય છે.

કૉર્નવૉલીસને તો ટીપુને પરાજ્ય કરવાનો ખરો લાગ આવ્યો હતો, કેમ કે મરાઠા નિઝામની મદદ વારે વારે મળે એમ નહોતું. એટલે કૉર્નવૉલીસનું કહેણ આવતાં મદ્રાસ સરકારે તરત (ઈ. સ. ૧૭૯૦માં) મૈસૂર તરફ લશ્કર રવાના કર્યું. ટીપુએ તેને સખત હાર આપી મારી કાઢ્યું ને મદ્રાસની લગોલગ સુધી જઈ ને પહોંચાડ્યું. આ હાર જાણી કૉર્નવૉલીસ જાતે લડવા ઊતરી આવ્યો અને બેંગલોર તરફ હલ્લો લઈ ને ચાલ્યો. આપણે આગળ જોયું કે, તે લશ્કરી માણસ હતો, અને પિટના કાયદામાં ગ.-જ. સેનાપતિ બની શકે એવી જોગવાઈ હતી. ટીપુ જોડે લડવું સહેલું નહોતું. પણ નિઝામ મરાઠાની મદદ હવે આવી પહોંચી હતી. અને ટીપુની સેનાના ગોરા નોકરોએ તેને

*ઇતિહાસકાર સરદેસાઈ (રિયાસત ઉ૦ વિભાગ ૨, પા ૨૯૨) કહે છે કે — પ્રેમ અથવા વેર એ તો, રાજકારણમાં જ્યારે જોઈએ ત્યારે, ગમે તેવા સત્તાધીશો દ્વારા બનાવી લેવાય છે તે બનાવવાને માટે ઘટતા સબબની ઊણપ તેમા કદી પડતી નથી આવો જે આજનો અનુભવ છે તે એ વેળાએ પણ જોવા મળે છે એટલે તે દૃષ્ટિએ ટીપુ જોડે વેર વરવાને માટે, ત્રાવણકોર કે કોચીનનાં પ્રકરણ યુદ્ધ પહેલાંની વાટાઘાટમા ખાસ આગળ આવ્યાં; અને તે વસ્તુ તેવી જ ઇતિહાસમાં દાખલ થઈ. કૉર્નવૉલીસે જો મરાઠાઓ જોડે યુદ્ધ કરવાનું ઠરાવ્યુ હોત, તો તેના પણ બરોબર બેસતાં સબબો કાઢ્યાં હોત, અને તે બનાવમાં કદાચ તેણે ટીપુને જ પોતાની બાજુમાં વાળ્યો હોત પહેલી ટીપુની ખબર લેવી, પછી મરાઠાઓનો વિચાર કરશે, એવી ભાવના તરત પૂરતી કૉર્નવૉલીસની હતી '

દગો દીધો; તેઓ ફરી ગેયા. તથા અંગ્રેજોએ ટીપુના કેટલાક અમીર ઉમરાવોનેય ફોડી લીધા હતા. પરિણામે બેંગલોર પડ્યું અને ટીપુ પર વેર વાળવા કોર્નવૉલીસની સેનાએ તે શહેરને પીંઢારાની જેમ લૂંટ્યું, અને પ્રજાનો સંહાર કર્યો. કોર્નવૉલીસે તેમ કરવા દીધું.

ત્યાંથી ટીપુની રાજધાની શ્રીરંગપટ્ટમ પર હવે ત્રણે સેના ચાલી. ટીપુએ ત્યાં લડવામાં રંગ રાખ્યો. ચારે બાજુથી તેને ઘેરવામાં આવ્યો. ત્રણે શત્રુ તેના પર સામટા તૂટી પડ્યા. કોર્નવૉલીસ તો તેને ખતમ જ કરવા ચાહતો હતો. પણ નાનો તેને જેર કરીને તેમાંથી મળતો લાભ જ ચાહતો હતો. પોતાની ગરજે દબાઈને કોર્નવૉલીસને નાનાનું કહ્યું માનીને ટીપુ જોડે સંધિ કરવાનું કબૂલવું પડ્યું, અને તેથી ટીપુને પૂરો કરવાનું અધૂરું રહેલું કામ પછી વેલેસ્લી ઉપર છોડવું પડ્યુ. શ્રીરંગપટ્ટમની આ સંધિ (૧૭૯૨) માં ટીપુનું અર્ધું રાજ અને ત્રણ કરોડ ઉપર રૂપિયા આ ત્રણ ગીધોએ વહેંચી ખાધાં. નાનાએ પોતાનો ને પોતાના દેશનો આથી જે હ્રાસ કર્યો, તે આજે તો સ્પષ્ટ છે. કોર્નવૉલીસે રૂપિયાની બાંયધારી તરીકે ટીપુના બે શાહજાદાઓ તાબે લીધા. આ અપમાન ટીપુએ બરોબર યાદ રાખ્યું, તેમાં કશી નવાઈ નથી. એટલે હવે પછી અંગ્રેજો સામે બરોબર તૈયાર થવા માટે તેણે ગાંઠ વાળી, પરંતુ તે કામમાં તે એકલો હતો; અને કહેવું જોઈએ કે, તેમાં રાજનીતિનો અભાવ હશે, પણ વીરતા અને ટેક તો ભરપૂર હતાં.

७

# મરાઠાશાહીનો અંતિમ વિજય

(ખરડાની ૭૪–૧૭૯૫)

ટીપુ પર એકસામટી તૂટી પડનારી ત્રિપુટીમાં પરસ્પર કશો મિત્રભાવ તો હતો જ નહિ, એ આપણે જોયું. એટલે ટીપુને હરાવવા પૂરતી ત્રણેની દાઝ અને લાલસા પૂરી થતાં, ત્રણે પાછા પોતપોતાને અલગ ન્યાયે ચાલવા લાગ્યા.

પહેલો નિઝામ મોગલ બાદશાહને છોડી ૧૭૨૦માં દક્ષિણમાં આવ્યો અને એમ કરીને મોગલ બાદશાહીની જે ડામાડોળ સ્થિતિ તેણે કરી, તેવી જ સ્થિતિ તેના પોતાના ઘરની, ઈ. સ. ૧૭૪૦માં તેના મરણ પછીથી થઈ, એ ઇતિહાસ આપણે જોઈ ગયા છીએ. કેટલાંય વર્ષ ફ્રેન્ચ આશરે ગાળ્યા પછી, તે સત્તા હિંદમાં તૂટતાં, પોતાની નોકરીમાં ફ્રેન્ચ સૈનિકો ગખી તે પોતાનું લશ્કર તૈયાર રાખતો હતો. પરંતુ હિંદના કબજા માટે લડતી બે સમર્થ તાકાતો — મરાઠા અને અંગ્રેજોમાં કોની હદે રહેવું તે, ત્યારના મોગલ બાદશાહની પેઠે, નિઝામ પણ નક્કી કરી શકતો નહિ. અને પોતાનો સ્વાર્થ મરાઠાઓ જોડે સંડોવાયેલો હોવાથી, તેને મરાઠાઓ સાથે ચોથ તથા મુલકના અનેક ઝઘડા ઊભા હતા. પૂના-કચેરી જ્યારે અંગ્રેજો જોડે લડવાના અને પોતાના અંદરના કજિયામાં પડી હતી, ત્યારની અવ્યવસ્થિત દશાનો લાભ લઈ નિઝામે મરાઠાનાં કેટલાય ચોથ અને મુલક દાબી પાડયાં હતાં. આની ઉઘરાણી ગમે ત્યારે આવશે એ એની સતત બીક હતી. ૧૭૮૮માં કૉર્નવૉલીસને ટીપુ જોડે લડવું હતું; મદ્રાસ લશ્કર મોકલવા સારુ બંગાળથી સીધો જમીનમાર્ગ જોઈએ, એટલે તેણે વચ્ચે આવેલો ગંટૂર જિલ્લો નિઝામ પાસે માગ્યો. અને તે આપે એ પહેલાં લાગવો તે કબજે પણ કર્યો! નિઝામ અપમાનનો એ ઘૂંટડો ગળી ગયો એટલું જ નહિ, ઈ. સ. ૧૭૯૦માં ટીપુ સામે લડવામાંય અંગ્રેજોને તેણે મદદ કરી, અને માન્યું કે,

અંગ્રેજો એનો બદલો મરાઠાઓ જોડે લડવા વારો આવશે ત્યારે અને મદદ કરીને આપશે.

પણ, અંગ્રેજોની ચાણક્યનીતિ તે સમજ્યો નહિ. તેમને ખબર હતી કે, હેસ્ટિંગ્ઝે મરાઠાઓ જોડે લડી જે અકાળે વિરોધ જગવ્યો હતો તે ખતરનાક હતો, ને શિંદે તથા ભોંસલે જો ત્યારે સબળા વર્ત્યાં હોત તો ધૂળધાણી થાત. એટલે એવી ભૂલ ફરી કરવી નહિ, બલ્કે કોઈ રીતે મરાઠાઓ પર એવી છાપ પાડવી જોઈએ કે, અંગ્રેજોએ વિલાયતના ડિરેક્ટરોના હુકમ પ્રમાણે ખરેખર હિંદી રાજ્યપ્રકરણમાં દખલગીરી છોડી છે. મરાઠાઓને હરાવવાનો એક જ માર્ગ હતો અને તે તેમના રાજ્યમંડળની સાંકળને ઢીલી કરવાનો. નાના હતો ત્યાં સુધી એમાં ફાવવાની આશા નહોતી. એટલે એમાં પડી તેમને નાહક ઉશ્કેરવામાં લાભ નથી, એમ સ્પષ્ટ સમજાય એવું હતું.

૧૭૯૩માં કોર્નવોલીસ પાછો ગયો. તેની જગાએ સર જોન શોર ગવર્નર-જનરલ આવ્યો હતો. ઉપર મુજબ વિચારીને ગવર્નર-જનરલ શોરે નિઝામને મરાઠા જોડેનો પોતાનો ઝઘડો પતાવવાની જ સલાહ આપી; અને તે જો લડાઈ કરે તો અંગ્રેજો તેને મદદ નહિ કરી શકે એવી ચોખવટ કરી. નાના પણ વિધિથી ઝઘડો પતાવવા બે વર્ષ મથ્યો. પરંતુ બેઉ એકમત થઈ સ્વીકારે એવી સલાહની શરતો ન થઈ શકી. પછી યુદ્ધ જ બાકી રહ્યું, અને તે હિંદના આ જ કાળમાં ખેલાયું. જ્યારે સૌએ એક થવાનું હતું ત્યારે તે સૌ એકે એક લડયા !

બેઉ પક્ષે પોતપોતાની પૂરી તૈયારી કરી. પાણીપતમાં જેમ આખું મરાઠામંડળ ઊમટયું હતું, તેમ જ આ પ્રસંગે, અને તેમના ઇતિહાસમાં છેલ્લી વાર, ઊમટયું. પેશવા અને નાના જાતે સવારીમાં નીકળ્યા. એટલે નાના મોટા સૌ મરાઠા સરદારો તેમાં હોય જ એમાં નવાઈ નથી. લગભગ લાખ ઉપરની એ ફોજ બાબા ફડકેની સરદારી નીચે નિઝામ ઉપર ચડી. સામે નિઝામની ફોજ પણ એવડી જંગી હતી. ૧૭૯૫માં ખરડા મુકામે આ ફોજો વચ્ચે છેવટનું યુદ્ધ થયું, તેમાં નિઝામ હાર્યો, અને મરાઠાઓની માગણીઓ કબૂલ કરી તેણે સલાહ કરી. નાનાચરિતકાર કહે છે, ' એકંદરે ખરડાની સવારી નાનાના

ઉત્કર્ષનો કળશ છે એમ કહેવામાં કાંઈ હરકત નથી.' પૂના જઈ આ વિજય ભારે ધામધૂમથી ઉજવવામાં આવ્યો. પરંતુ નાનાની કારકિર્દીનો એ વિજય મરાઠાશાહીની 'છેલ્લી ચિરાગ' જેવો જ હતો.

અને, ખરડાની હારે, આ બાજુ જવું કે પેલી બાજુ, એમ ગચુપચુ રહેતા નિઝામને, આપોઆપ અંગ્રેજ કંપનીના આશ્રય તરફ જ જોતો કર્યો, એ પણ અહીં નોંધવું જોઈએ. દક્ષિણની બે સત્તાઓ —ટીપુ અને નિઝામ— આમ અલગ અલગ હારી અને બેઉ કિસ્સામાં મરાઠાશાહીએ તેમની સાગસારી ખોઈ. પછી એમને સાથમાં લઈ અંગ્રેજો સામે ક્યારે પણ એકત્રિત સામનાનો વિચાર કરવાનું લગભગ અશક્ય સમાન થાય, એ તો ઉઘાડું છે.

## ૮

# નાના ફડનવીસની ભૂલ

"મરાઠાઓ બળવાન ઈસ્ટ ઇંડિયા કંપનીના તરફના હુમલા કરતા તેમના ઉત્તર તથા દક્ષિણના નબળા પડોશીઓને જીતવા તરફ વધારે નજર રાખતા હતા તેથી યુરોપમાં ફ્રેન્ચ ક્રાંતિને અંગે યુદ્ધ થયું તેને લઈને હિંદમાં કશી તાત્કાલિક તકલીફ ન આવી"

કેમ્બ્રિજ ઇતિ૰ ૫–૩૨૬

'સાલબાઈની સંધિ થયા પછી મરાઠાશાહીનું ક્રમપ્રાપ્ત કામ આખા દેશમાં પોતાની સત્તા સ્થાપવી એ હતું'— એમ રિયાસતકાર સરદેસાઈ કહે છે, અને નાનાએ તે તરત હાથ પર લીધું, ને તે મુજબ એણે બધા રજવાડાના પોતાના વકીલોને સૂચવ્યું પણ. પરંતુ એ કરવાનો રસ્તો એણે ખોટો લીધો.

મરાઠાશાહીનો વિકાસ ઉત્તર અને દક્ષિણમાં બેઉ તરફ થયો હતો. તેમાંની કઈ દિશા મુખ્ય અને કઈ ગૌણ હતી, એવો જો ભેદ પાડવો જ જોઈએ તો, દક્ષિણ મુખ્ય હતી. પરંતુ મહાદજી શિંદેને લઈને ઉત્તર દિશા પણ મહત્ત્વ પર આવી હતી છતાં, નાના

ફડનવીસનો (ઉત્તરના) ત્યાંના રાજકારણ પર એટલો કાબૂ નહોતો, જેથી મરાઠાશાહી સુસંગઠિત રહી બેઉ સંભાળી શકે. તે ત્યાંની સ્થિતિથીય પૂરો માહિતગાર નહોતો; ન તે ત્યાં ફરવા જતો. ૧૭૬૧માં પાણીપતમાં નવજુવાન મહાદજી ને નાના બેઉ લડવામાં હતા. ત્યાંથી મરાઠાશાહીની જીવલેણ હાર જોઈને તે છૂટા પડ્યા: નાનાએ પૂના સરકાર તરફ નજર રાખી ઉત્તર બાજુ બહુ ધ્યાન ન દીધું; મહાદજીએ ઉત્તરમાં વિશેષ જીવ રાખ્યો, દક્ષિણમાં બહુ ન પડ્યો.

એટલે સાલબાઈ પછી નાનાએ જે કાર્યક્રમ ઘડ્યો, તેમાં દક્ષિણના નિઝામ ટીપુને વશ કરવાનુ તો તેણે પોતાને માથે ગણ્યુ. ઉપરાંત, શિંદેને ઉત્તરમાં મરાઠા વર્ચસ્વ સ્થાપવા બાદશાહ શાહઆલમને કબજે કરવામાં પણ સંમતિ આપી. આમાં એણે કદાચ ઢીલાશ બતાવી; કદાચ શિંદે પર અતિવિશ્વાસ મૂકી માન્યુ કે, તેમાં તે ફાવશે; કદાચ શિંદેની મહત્ત્વાકાંક્ષાને તે ન રોકી શક્યો. ગમે તેમ, પણ બેઉ પ્રકારના કાર્યક્રમમાં તેણે સરખી જ ભૂલ કરી, અને તે એ કે, તે સ્વરાજના ખરા શત્રુને ભૂલીને નબળા સ્વદેશીઓને જેર કરવામા પડ્યો, અને તેમાં અંગ્રેજોને જોઈતું તેણે અનાયાસે કરી આપ્યુ!

અંગ્રેજ જોડેના પહેલા વિગ્રહમા તેણે હિંદની બની તેટલી ગજસત્તાઓને અગ્રેજો સામે સંગઠિત કરીને ઠેકવી, એ એનો ભારે દાવ હતો. પણ, ત્યારે હૈદરનું અકાળ મૃત્યુ થયુ; ને શિંદે સધિની વાત લઈ આવ્યો; તેથી સલબાઈની સંધિ થઈ, અને હેસ્ટિંગ્ઝ સહેલામાં છટકી જઈ શક્યો. એટલે મૂળ કામ તો, મરાઠાશાહીના નાયબ દીવાન તરીકે, તેને માટે ઊભું જ હતું. તેણે હૈદરના પુત્ર ટીપુ જોડે સંધિ કરી તે કામ આગળ ચાલુ રાખવુ જોઈતુ હતુ. તો ટીપુ નાનાને અંગ્રેજો સામે ખુશીથી સાથ દેત. પણ તેણે તો ઊલટુ તેની સામે યુદ્ધ આદર્યું! નિઝામ પણ હજી સુધી અગ્રેજોને વશ થઈ ચૂક્યા નહોતો. ઉત્તરમાં બાદશાહને કબજે કરવામાં કશું હાંસલ નહોતું તે આપણે જોઈ ગયા. એટલે, ૧૭૮૨થી પોતાની અધૂરી રહેલી નીતિએ ચાલીને તે મુજબ કામ પૂરું કરવાને બદલે નાના સ્થાનિક વેરઝેર ને જૂની વસૂલાતોમાં ખેંચાઈ ગયો, એ તેની મોટી ભૂલ થઈ.

અને એ ભૂલને લઈને જ અંગ્રેજો આ સમયે શાણપણ ધારણ કરીને હિંદી ગજકારણથી તટસ્થ રહેવાની કહેવાતી અલગતાની નીતિ ધારી શકયા. છતાં એક લાગ તે ન ચૂકયા, અને તે ટીપુને પરાસ્ત કરવાનો. આપણે જોયુ કે, તેમા કોર્નવૉલીસ નાના અને નિઝામને અદદમાં લે છે! નાના તે આપે છે! એટલે, જોકે પોતાના ઘડેલા કાર્યક્રમમા નાના ઉત્તમ સફળતા મેળવે છે—ટીપુ અને નિઝામને બરોબર હાર ખવડાવી મરાઠા સત્તાનો દક્ષિણમા ડંકો વગાડે છે; છતાં છેવટે તો અનેક લીલીસૂકીમા જિંદગીભર પોતે સેવેલી મરાઠાશાહી તો અગવાજે પડે જ છે

અને મહાદજી તો ઉત્તરમાં ભરાઈ જ પડે છે પોતે લીધેલા કામમાય તેને પૂરો યશ નથી મળતો. અને એથી કાયર થઈ તેનો મારો તે નાના ઉપર વહેમાય છે કે, તે તેજોદ્વેષી થઈ મારું કામ બગાડે છે! આમાથી મહાદજી નાનાને સારુ અને પોતાને માટે એવો ખાડ ખૂદવાનો ઊભો કરે છે કે તેમાં બેઉ ગરક થાય છે. અંદરઅંદરના આ કલહને લીધે મરાઠ સરદારો અને મુત્સદ્દીઓમા જે હૂસાતૂસી, કાવાદાવા અને દગાબાજીની કજિયાખોરી ચાલે છે, તેમાથી તો નાના જેવો જ પાર પડી શકે પરંતુ ત્યા તો પેશવા જ મરણ પામે છે (૧૭૯૫) અને તેની ગાદીને માટે રાજરમત ઊભી થાય છે. એટલે તો મરાઠાશાહીના મૂળમા જ કુહાડીનો ઘા વાગે છે. મરાઠાશાહીનું જેવું સ્વરૂપ હતું તે જોતાં, આમા નવાઈ ન લાગવી જોઈએ. છતાં, નાના જેવા હિંદના સમર્થ રાજપુરુષને દેશને સ્વતંત્ર કરવાના આવા સુયોગ વખતે આવી ઘરની તડાતડીમા જ સડોવાવુ પડયું, એ એક કમનસીબ જ ગણાય.

નાનાએ કેટલોક વખત તો તુકોજીને પૂનામાં પોતાની પાસે જ રાખ્યો અને શિંદેને છૂટો હાથ આપ્યો. પ્રથમ મરાઠા–અંગ્રેજ વિગ્રહ વેળા બેઉને ગુજરાતમાં ભેગા કર્યા, પરંતુ તેમાં બહુ ફાવ્યો નહિ. સાલબાઈના કરાર પછી (૧૭૮૨) મહાદજીએ પરાક્રમી પગલાં ભરવા માંડયાં. તે સાલમાં શાહઆલમ બાદશાહનો મુખ્ય ને પરાક્રમી વજીર નજફખાન મૂઓ. એટલે મહાદજીએ બાદશાહની કચેરી પોતાને હસ્તક કરવાનો મનસૂબો રચ્યો.

નજફખાન પરાક્રમી માણસ હતો. તેણે દિલ્હી આસપાસનો કેટલોય મુલક બાદશાહ હસ્તક કર્યો હતો, અને તેથી જ મહાદજીને પણ પોતાનો હાથ લખાવવામાં રોકાવું પડ્યું હતું. બાકી ઉત્તરમાં દિલ્હીના પ્રાચીન તખ્ત સુધી આપણી સત્તા પહોંચે ત્યારે ખરું, એ ભાવના તો મરાઠાઓએ ત્રીજી પેશવાઈથી સેવી હતી. પાણીપતનું ૧૭૬૧નું યુદ્ધ એ જ ભાવનાની પૂર્તિમાંથી જન્મ્યું હતું. મહાદજી એ અધૂરું કામ પૂરું કરવા તાકતો હતો. નજફખાન મરતાં, તેણે હવે તે બાજુ નજર કરી. અંગ્રેજોનું વિઘ્ન વચ્ચે પડત, તે તેણે હેસ્ટિંગ્ઝ જોડે મળીને દૂર કર્યું હતું. અને બાદશાહનું મન પણ, ૧૭૮૨નો મરાઠા–જય જોયા પછી, શિંદેને શરણે જવાનું હતું. ૧૭૮૪માં બે જણ આગ્રા ભેગા થયા, અને એ બાબતનો ઠરાવ થયો. બીજે વર્ષે મોટા ઠાઠથી બાદશાહે પેશવાને 'વકીલ મુતલખી'નું પદ અને શિંદેને તેનું નાયબ પદ બક્ષ્યું, અને શિંદેએ માન્યું કે, પોતે એક મોટી પ્રાપ્તિ કરી. પરંતુ આ તેનું કામ તો મધપૂડા પર હાથ નાખવા જેવું નીવડયું. બાદશાહના પઠાણ સરદારો તથા જોધપુર જયપુરના રજપૂતો તથા બીજા જાગીરદારોને શિંદેની આ ચડતી ન ગમી. તેમણે એકત્ર થઈ તેનો વિરોધ કરવાનું ઠરાવ્યું. અને ૧૭૮૭માં, કે જે અરસામાં નાના હોલ્કર ભોસલે વગેરે દક્ષિણમાં ટીપુ સુલતાન જોડે ઝઘડતા હતા ત્યારે, જયપુર પાસે લાલસોટ મુકામે આ બે પક્ષો વચ્ચે મોટી લડાઈ થઈ. શિંદે શરૂમાં તો જીત્યો, પણ તેની સેનામાં ભાગલા પડયા ને એક ભાગ શત્રુને જઈ મળ્યો, એટલે તેને જીવ લઈને ગ્વાલિયર નાસવું પડયું. આથી શિંદેની દશા સાપે છછુંદર ગળ્યા જેવી થઈ, છતાં બહાદુરીભેર તે મંડયો રહ્યો

લાલસોટના ખબર પૂના નાનાને મળતાં તેણે ટીપુને હરાવી તરત પાછા આવેલા તુકોજી અને અલી બહાદુર (પેશવા કુટુંબનો મુસલમાન રખાતનો એક છોકરો)ને શિંદેની મદદે રવાના કર્યા. બેઉનું દિલ તેમ કરવા ચાહતું નહોતું. તુકોજી મહાદજીને તો પહેલેથી જ અણબનાવ હતો. અલી બહાદુર પોતાના લોભમાં હતો. નાનાએ ભાર દઈને લખ્યા કર્યું, તેથી બેઉ જણ શિંદે પાસે તો ગયા, પરંતુ મદદ કરવાને બદલે દગો જ રમતા રહ્યા; શિંદેના શત્રુઓને પણ આશરો આપવામાં પાછું ન જોયું. નાનાએ વારંવાર પત્રો લખીને આ ગોટાળો સુધારવા માથાકૂટ કરી, પણ ફોગટ. અને પૂના બહાર જઈ સ્થાન ઉપર પહોંચી કામ ઉકેલી આવવાની તો જાણે નાનાએ બાધા જ લીધી હતી. પરિણામે, શિંદે, હોલ્કર ને અલી વચ્ચે એવું તો તેખડું જામ્યું કે, શિંદે નાના ઉપર જ વહેમાયો કે, નાના જ કશું ગતવતો નથી ને મારો દ્વેષ રાખે છે. કંટાળીને ૧૭૯૨માં શિંદે જાતે પૂના પહોંચ્યો; ત્યાં પેશવાને મળેલી 'વકીલ મુતલખી' એનાયત કરવાનો મોટો સમારંભ કર્યો; અને બીજી બાજુ નાનાને કાઢવા માટે ગુપ્ત રાજરમત આરંભી. મરાઠા રાજમંડળના બે નાભિ સમાન આ બે પુરુષો આમ ઝઘડે* તેની બૂરી અસર થયા વગર ન રહે. ઉત્તરમાં શિંદે હોલ્કરનાં લશ્કરો ૧૭૯૩માં ભીડી પડ્યાં. શિંદે-સેનાએ તુકોજીની સેનાને સખત હરાવી. ધૂંધવાયેલ તુકોજીએ ઉજ્જન પર સવારી કરી તે લૂંટ્યું; આમાં અહલ્યાબાઈએ પણ સાથ આપ્યો. આમ ઉત્તરનું બગડેલું ખાતું છેવટે નાનાએ વચ્ચે પડીને રોક્યું અને પોતાનો માણસ મોકલી તે શાંત પાડ્યું. આમાં શિંદેએ નાનાની વાત આનંદથી સ્વીકારી.

આ અણબનાવનો લાભ લઈ નિઝામ પૂના પહોંચવા તાકી રહ્યો હતો. નાના સામે વહેમાયેલા શિંદે જોડે મળી પૂનામાં પોતાનું કાંઈક ચલણ સ્થપાય તો ઠીક, એવા એના મનોરથ હતા. પરંતુ એમાં તો

* આ ઝઘડો ચલાવવામાં કૉર્નવૉલીસનો વકીલ મૅલેટ ઠીક ભાગ ભજવતો હતો એમ પુરાવો મળે છે. કૉર્નવૉલીસ ઓછો જ અલગ બેઠો હતો? તે કાળે લડવામાં માલ નહોતો; હેસ્ટિંગ્ઝ પેઠે આખું દેશી વાજું સામે ન થઈ બેસે એ જ એની રમત હતી તેથી તેની નાડ પર તો તે બરાબર હાથ રાખતો હતો.

નાના મહાદજીની બાઈબંધી મજબૂત નીવડી; પ્રત્યક્ષ મળવાથી બેઉ સમજ્યા કે કોઈ કોઈના દિલમાં પરસ્પર જુદાઈ નથી. આથી, ઊલટી નાના શિંદેએ નિઝામ પરની ચઢાઈની યોજના વિચારી. આમ વાત થઈ પૂનાથી નીકળતાં જ, ૧૭૯૪માં પૂના પાસે વાનવડીમાં, કાળજ્વરથી મહાદજી શિંદે મરણ પામ્યો. એમ મરાઠાશાહીનો એક સ્તંભ તૂટ્યો તે તૂટ્યો.

મહાદજી પછી દોલતરાવ શિંદે ગાદી ઉપર આવ્યો.

આ જ અરસામાં અહલ્યાબાઈ દેવલોક પામી, એટલે તુકોજી પદ પર આવ્યો. તે પણ બુઢ્ઢો હતો; બે વર્ષ બાદ (૧૭૯૭માં) તેનેય દેવધા મળી. તેના પછી જસવંતરાવ હોલ્કર આવ્યો. એમ હવે દોલતરાવ અને જસવંતરાવ ઉત્તરના મરાઠા રાજના વારસો બને છે. તેમની કથા તેમના પૂર્વજોથી ઊતરતી કોટીની છે. તેનો કાળ હવે પછીનું— ૧૯મું સૈકું છે.

વળી ૧૭૯૫માં માધવરાવ પેશવા અગાશી પરથી પડવાથી મરી ગયો. એટલે મરાઠાશાહીને માટે ચારે કોરથી આફતકાળ ઊભો થયો. એ બધાને સંભાળવામાં હવે નાના એકલો જ હતો, અંગ્રેજ વકીલ મૅલેટ પણ એની બાજી રમવા ત્યાં તૈયાર જ હતો. પરંતુ તે લખે છે એમ, 'નાના પૂનામાં છે ત્યાં સુધી અંગ્રેજોનો પગ પેસી શકે એમ નથી', એ નાનાની તારીફ નાનીસૂની નથી. ૧૮૦૦માં તેય ગયો અને મહાન મરાઠાશાહીનું પણ પછી મૃત્યુ આવી લાગ્યું. આ વાત હવે પછીના સૈકાની હોઈ અહીં છોડવી જોઈએ.

# કંપનીનું રાજકારણ

આ વર્ષોમાં કંપની કે અંગ્રેજો દેશી રાજાઓ પ્રત્યે કઈ રીતે ને શી નીતિ સમજથી વર્ત્યા, તે આપણે જોઈ ગયા. પરંતુ તેટલાથી તેમનું આ દરમિયાનનું રાજકારણ પૂરું થતું નથી. એક બે મહત્ત્વની વસ્તુઓ આ વર્ષોમાં (૧૭૮૫–૧૭૯૮) શરૂ થાય છે, તે તરફ અંતે નજર કરવી જોઈએ.

આ કાળનું અંગ્રેજ રાજકારણ એટલે પોતાની સત્તાને કાયમી કરવાની ચધી તરફની પેરવી. મરાઠાઓ સાથે ન ભેરવાવું એ એક વસ્તુ તે અંગે જ હતી. તે આપણે જોઈ. પોતાની આંતર રાજ્યવ્યવસ્થા વિચારી કાઢી અમલમાં આણવી એ બીજી વસ્તુ; તેય આપણે જોઈ. પોતાની સુરક્ષિતતાની પેરવીમાં ત્રીજી બાજુ હતી તે બહારના દુશ્મનોથી સાવધ રહેવાની. આ ત્રીજી વસ્તુ ટૂંકમાં હવે જોઈએ.

૧૭૯૨માં ટીપુ પરાસ્ત થયો, પછી તે ચતુર વીરપુરુષે પરદેશની મદદ મેળવવા સુધી જઈને અંગ્રેજોને કાઢવા મનોરથ દોડાવ્યા. તેમાં તેણે કાબુલના અમીર ઝમાનશાહને હિંદ પર ચઢી આવવા કહાવ્યું હતું. ઝમાનશાહ ૧૭૯૭માં લાહોર સુધી આવ્યો પણ હતો. તે જો આગળ વધ્યો હોત તો કંઈ કંઈ જાતના કગરો થઈને જબરો બખેડો જાગત. પરંતુ ૧૭૯૮માં તેના જ દેશ પર ઈરાનનો ભય આવ્યો, તેથી તે ઝટ સ્વદેશ પાછો ફરી ગયો.

પરંતુ આ પરથી બંગાળની રક્ષા વિષે અંગ્રેજો ઠીક જાગ્રત થયા. આને અંગે જ સર જોન શોરે અવધની મુલાકાત (ઈ. સ. ૧૭૯૭) લીધી, અને પોતાની તે સરહદની રક્ષાને માટે કોર્નવોલીસે જે લશ્કરી બંદોબસ્ત કર્યો હતો તેમાં વધારો કર્યો. વજીર અસફુદ્દૌલાને તેણે કહ્યું કે, વાર્ષિક પા લાખ રૂપિયાને ખર્ચે બે પલટણો તારે વધારે રાખવી જોઈશે. કોર્નવોલીસે સ્પષ્ટ કલમ કરી હતી કે, ૫૦ લાખથી વધારે રકમ વજીર પાસેથી નહિ માગવામાં આવે. પરંતુ શોરે જાતે ધાક-

ધમકીથી પા લાખનું વધુ ખર્ચ તેને માથે માર્યું. વજીર બિચારો અપમાનનો માર્યો મહિનામાસમાં મરી ગયો. આથી ગાદી-વારસ ગોઠવવાનો લાગ સાધી શોરે વળી બીજો લાભ છડી લીધો: તેની જ સંમતિથી વજીરઅલી નવાબ બન્યો; પણ થોડા જ વખત પછી તેને ઉઠાડીને અસફુદ્દૌલાના ભાઈ સાદતઅલીને બેસાડ્યા, ને તે ગાદી-લોભીએ નવી સંધિ કરી તેમાં લશ્કરી ખર્ચ દોઢું કબૂલ્યું, અને અલ્લાહાબાદ તથા ફતેહગઢના કિલ્લા કંપનીએ સ્વહસ્તક કર્યા. ઉપરાંત ફુટકળ ખર્ચ વગેરેના કરીને લગભગ ૩૦ લાખ રોકડા પડાવ્યા, તેય નવા નવાબે આપ્યા. એમ ઝમાનશાહ સામે, પારકે પૈસે, બંગાળાનું રક્ષણ સાબૂતું કરી લેવામાં આવ્યું.

પરંતુ અંગ્રેજી રાજની સ્થાપી બીક તો હજી ફ્રેન્ચ ને ડચ લોક હતા. યુરોપમાં તેમનું જોર હતું, અને તેઓનો પૂર્વમાં પડાવ તો હતો જ. ઘરમૂળથી જોગવાઈ વિચારી લેવાની ટેવવાળા અંગ્રેજોએ આ વર્ષોમાં આ દિશામાં પણ પ્રગતિ દેખાડી. ૧૭૯૩માં ફ્રાન્સ ઇંગ્લંડની વચ્ચે યુદ્ધ શરૂ થયું. તે જ સાલમાં કૉર્નવૉલીસ પાછો વિલાયત ગયો; પણ જતાં જતાં તરત કરતો ગયો એ કે, હિંદનાં ફ્રેન્ચ થાણાં એણે કબજે કરાવી લીધાં. પણ એટલું બસ નહોતું. યુરોપથી હિંદનો પોતાનો દરિયાઈ માર્ગ પણ સાફ હોવો જોઈએ. વચ્ચે આફ્રિકાની દક્ષિણે માડાગારકર મોરિશિયસમાં ફ્રેન્ચ પડાવ હતો; ત્યાં તેની સામે અંગ્રેજ થાક કે રોધ હોવી જોઈએ; અથવા તો સારું તો એ કે, એ ફ્રેન્ચ ટાપુઓ જ કબજે કરી લેવામાં આવે તો કાયમી નિરાંત. ત્યાંથી આગળ આવતાં લંકા દ્વીપમાં ડચ લોક ૧૫ વર્ષથી હતા, અને તેમના ટાપુઓમાં તો તેઓ હતા જ. આમાંની પહેલી વસ્તુ — ફ્રેન્ચ ટાપુઓ લેવાની — ન થઈ; પરંતુ એક પછી એક ડચ ટાપુ શોરે લઈ લીધા, અને તેનો ખર્ચ, અલબત્ત, હિંદના કાયમી અંગ્રેજ કબજા માટે એ કામ હોઈને, હિંદની આવક ખાતે લખ્યો. ૧૭૯૫માં મદ્રાસથી લશ્કર લંકા ગયું ને થોડા જ વખતમાં ટાપુનો કબજો કર્યો (૧૭૯૬). ત્યારથી તે ટાપુ અંગ્રેજ-હાથમાં છે. મલાક્કા, આંબોયના, બાંદા ટાપુઓ લેવા સારુ, બીજું લશ્કર એ જ સાલમાં મદ્રાસથી ગયું ને

તે કબજે કર્યો. અને મોરિશિયસનો ફ્રેન્ચ ટાપુ તો લેવો અધરો હતો; છતાં હિંદથી લશ્કર મોકલીને ગુડ હોપ ભૂશિર કબજે કરી, ફ્રેન્ચ ઉપર એક ગોઠવી. કેમ્બ્રિજ ઇતિહાસકાર લખે છે,

> "ફ્રેંચ ટાપુઓ પર હલ્લો તો કરાય, પણ એવા સાહસ માટે હિંદ અંદરની (અલબત્ત અંગ્રેજની) સ્થિતિ બહુ અચોક્કસ હતી. કેમ કે, એ સાહસ ઉપાડયું હોત તો ફ્રેન્ચ સામનો જબરો થાત; એટલે એને દબાવવા માટે હિંદના અંગ્રેજ લશ્કરની ત્યાં વધારે પ્રમાણમાં જરૂર પડત."

આ ઉપરાંત એક બીતિ એ હતી કે, ફ્રેન્ચ લોકો દેશી રાજ્યોમાં લશ્કરના શિક્ષકો ને નાયકો થઈને જગા જગાએ પડ્યા હતા. તેમનો ખ્યાલ પણ અંગ્રેજ ઝીણવટ ચૂકતી નથી, તે અગાઉ આપણે જોઈ ગયા. એ જ બહાને હવે પછી અંગ્રેજો દેશી રાજાઓ પર ધસારો કરે છે. પરંતુ તે આ કાળ પછીની વાત છે.

છેવટમાં કંપનીની હયાતી વિષે જે નવો કાયદો થયો તે જોઈએ. ૧૭૭૩ના કાયદાથી કંપનીના હિંદી વેપારના ઇજારાની મુદત ૨૦ વર્ષની ઠરેલી, તે હવે ૧૭૯૩માં પૂરી થઈ. એટલે કંપનીએ તે વધારવા પાર્લમેંટને અરજી કરી. લિવરપૂલ, ગ્લાસગો, બ્રિસ્ટલ, માન્ચેસ્ટર જેવાં વેપારી શહેરોએ ઇજારા સામે વિરોધની અરજીઓ કરી ને માગ્યું કે, હિંદી વેપાર સૌ માટે સરખો છૂટો હોય. પિટ વડો પ્રધાન હતો; તેણે ૧૭૮૫માં કરેલા કંપની બાબતના કાયદાથી આખું તંત્ર તેના જ હાથમાં હતું. આ ફેરફાર તેને કબૂલ ન પડયો, ને કંપની પાછી ૨૦ વર્ષનો ઇજારો લાવી.

એક બીજો પ્રયત્ન આ વેળા વિલ્બરફોર્સ નામના પાર્લમેન્ટના એક સભ્યે એ કર્યો કે, મિશનરીઓ અને શિક્ષકોને હિંદ જવાની પરવાનગી આપવામાં આવે. પણ તેય નામંજૂર થયો. આ બે નામંજૂર થયેલી વાતો ત્યારના ગોરા મુત્સદ્દીઓના માનસની સૂચક વસ્તુ છે. એમાં તેમને એ ભય લાગતો કે, કદાચ આમ છૂટો વેપાર અને ગોરાઓનો છૂટથી જો હિંદમાં વસવાટ શરૂ થાય, તો તે હાથમાં આવેલું રાજ ગુમાવડાવી તો ન દે?

આપણે જોઈ ગયા કે, અત્યાર સુધી થયેલા કામમાં પોતાના વેપારની આબાદીને હિસાબે અને માત્ર લશ્કરી અને રાજદ્વારી ખ્યાલથી કંપનીના સંચાલકો ચાલતા હતા, અને તે અનુસાર તેમણે હિંદની પોતાની હકૂમતનો પાકો બંદોબસ્ત કર્યો હતો. વિલ્બરફોર્સની સૂચના નવી દિશામાં લઈ જનારી હતી. તે પ્રમાણે વર્તી જો ધર્મપ્રચાર અને શિક્ષણપ્રસાર ઉમેરાય તો કોણ જાણે કેવુંક પરિણામ આવે. અને એ જોખમ ખેડવા કશી જરૂર નહોતી. એ વિનાય વેપારનું કામ બરોબર ચાલતું હતું અને સારું ગોઠવાયુ હતું. તેથી સંચાલકો વિલાયતમાં આ કાળે જાગેલા નવા પેલા સુધારાના ઉદારતાવાદી બળને હિંદમા માગ આપવા તૈયાર નહોતા. આ બળનો નેતા ચેલો વિલ્બરફોર્સ હતો. ઉપરની દૃષ્ટિએ કંપનીએ વિરોધ કર્યો, તેથી તેની સૂચના સ્વીકારાઈ નહિ. પરંતુ પછીના સૈકામાં આગળ એ માન્ય થાય છે, અને તેથી હિંદમાં એક મોટી સાંસ્કૃતિક અને ગજદારણી ક્રાંતિનો પ્રારંભ થાય છે. આ વસ્તુ પણ આગળના ઇતિહાસની હોઈ, અહીં છોડવી જોઈએ.

આમ અઢારમા સૈકાના અંત સુધીમાં, વેપાર અર્થે આવેલા અનેક ગોરા વેપારીઓમાં અંગ્રેજો ફાવ્યા અને એક જબરી રાજસત્તા પણ સ્થાપી, અને તેનો આવો પાકો બંદોબસ્ત કર્યો. એ આખો વિચાર કરતાં દુઃખ થાય છે તે એટલું જ કે, કયાં આ વેપારીઓની જાગૃતિભરી કુનેહ અને અગમચેતી, અને કયાં આપણી દેશી રાજસત્તાઓનાં ઘાતક પ્રમાદ અને આડોમાંહે મારામારી? આથી અંગ્રેજોનો સામનો કરવાની તેમની કેડ જ જાણે ભાંગી ગઈ, અને હવે પછી ઊઘડતા ૧૯મા સૈકામાં, એકેએક થઈને, તે બધી દેશી સત્તાઓ અંગ્રેજોને શરણે જવા લાગી.

# ઉપસંહાર

આમ ઈ. સ. ૧૭૯૮ અથવા કહો કે ૧૮મા સૈકાના અંત સુધી આવતાં, અંગ્રેજ વેપારશાહીની હાવટનો એક તબક્કો પૂરો થાય છે. કંપની હિંદની એક પ્રબળ રાજસત્તા બની છે દેશના રાજા નવાબોની સાથે સમાન દરજ્જે ને સ્વતંત્ર રાજહકથી તે સનાહ મસનત અને યુદ્ધ કરતી થઈ છે. છતા, તે એક વેપારી પેઢી જ છે; તેનું મુખ્ય ધ્યાન હિસાબી પાસાંમા પોતાનું પાસું બરોબર ચાલે છે કે કેમ એ જ જોયા કરવા તરફ છે. આ કાળનો સમર્થ ઇતિહાસકાર મિલ કંપનીના કામ અને તેની કિંમતની કસોટી આ જ અર્થમાં રહેલી છે, એમ સ્પષ્ટ કહે છે. હિંદમાથી નફાનો વેપાર-લાભ મળે છે માટે જ કંપનીએ હિંદમા પોતાનું કામ જમાવ્યુ. અને આજ સુધી તે દેશની પ્રજા હિંદમાંથી એ મળતરને લઈને જ રાજ કરવા રહી છે. તે જ ઉદ્દેશમા આગળ વધતા, ૧૮મા સૈકા સુધીમા હિંદની एक રાજસત્તા બનેલી કંપની ૧૯મા સૈકામાં દેશની एकमात्र રાજસત્તા બની બેસે છે, તેનુ સામ્રાજ્ય સ્થપાય છે. આ નવી મજલ ૧૭૯૮ બાદ શરૂ થાય છે. તેનો ઇતિહાસ, ૧૭મા ૧૮મા સૈકાના તેના ઇતિહાસનો આગળનો જ પ્રવાહ છે. તેનું નામ પાડવુ હોય તો તે 'रजवाडी हिंदना पराजय'ની કથા છે. તે કાળમા છૂટીછવાયી દેશભરમાં પથરાયેલી બધી હિંદી રાજસત્તાઓ એક પછી એક અંગ્રેજોને શરણે જાય છે અને પછી તેઓ તરફથી, ૧૮૫૭ બાદ, ભાગ્યે જ કોઈ નોંધપાત્ર નવી રાષ્ટ્રીય પ્રગતિકારક દિશામા પ્રયાણ થતુ જોવા મળે છે. ત્યારથી તેઓ વાઇસરૉયના હાથમા પૂરા પૂરા આવી ગયા છે.

પરંતુ, આ પરાજય હિંદી રાજાઓનો છે, હિંદી પ્રજાનો નથી. હિંદની પ્રજા તો અંગ્રેજ રાજ્યપદ્ધતિમાં હવે પોતાના દેશનું ભાવી સંભાળવા જાગ્રત બને છે. અને એ જાગૃતિ ઉત્તરોત્તર આજ સુધી વધ્યા જ કરી છે. એથી દેશની અંદર એક નવો પલટો જ થઈ ગયો તે એ કે, રજવાડી પરાજયની સાથે મધ્યયુગીન ઠકરાતી રાજકારણ પણ ગયું, અને અર્વાચીન પ્રજાકીય રાજકારણનો ઉદય થયો.

એમાં પણ અંગ્રેજ પ્રજા તો એ જ નીતિથી ચાલી છે કે જેનો પાયો ૧૬૦૦થી ૧૮૦૦ દરમિયાન તેમણે હિંદમાં સ્થાપેલી પોતાની વેપારશાહી છે. આજેય તેના રાજ્યનો આત્મા તો એ જ છે.

પુરવણી

# બે સદીઓનો વેપારઉદ્યોગ*

મોગલોના સમયમા (ઈ સ ૧૫૨૬થી ૧૭૬૪) હિંદમાં હુન્નરકળા સારી પેઠે ખીલેલી હતી તથા આર્થિક અને નાણાંકીય વ્યવસ્થા ઘણી આગળ વધેલી હતી તે વખતે યુરોપના બજારોને હિંદ માલ પૂરો પાડતુ હતુ કેટલાક ધધાઓની કારીગરી એવી વિશિષ્ટ પ્રકારે ખીલેલી હતી કે તેનો જોટો યુરોપમા મળતો ન હતો કેટલાક ગામડા અને શહેરોના મહોલ્લાઓમા રૂ, રેશમ, સોનું, રૂપુ, તાબુ, પીતળ અને હાથીદાતની કારીગરીનુ ખાસ કામ થતું હતુ ખેતીનો માલ અને પાકો માલ બદરો તરફ પહોચતો હતો યુરોપમાથી વેપારીઓ અને પ્રવાસીઓ હિંદમા આવ્યા ત્યારે દેશમા આવો ધીકતો વેપારધધો તેમણે જોયો અને તેના મોહક વર્ણનો તેમણે પોતાની પ્રજા આગળ કર્યા તેનું બે સદીના ગાળામાં ધીમે ધીમે કેવુ પરિણામ આવ્યુ તે આપણે ટૂકમા જોઈશુ

### પરદેશીઓ વચ્ચે હરીફાઈ

સોળમી સદીમા આતરરાષ્ટ્રીય વેપાર ઉપર પોર્ટુગીઝ લોકોનો કાબૂ હતો તેઓ આરબ વેપારીઓ સામે ઝૂઝયા અને તેમનો વેપાર ખોરવી નાખી પોતાનો વેપાર ફેલાવ્યો અને સાથે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર પણ કર્યો ધર્મપ્રચારમાં તેઓ ઘણી વખત બળજબરી કરતા, એટલે લોકો તેમનાથી નાખુશ હતા તેનો લાભ ડચ લોકોએ ઉઠાવ્યો સત્તરમી સદીની શરૂઆતમા ડચ અને અગ્રેજોએ ભેગા થઈને પોર્ટુગીઝોને દીના કર્યા અને પછી એ વિજેતાઓ વચ્ચે હરીફાઈ ચાલી

* ૧૬૦૦થી ૧૮૦૦ની બે સદીઓ દરમિયાન હિંદના વેપારઉદ્યોગની સ્થિતિ દર્શાવતી આ નોધ શ્રી. વિઠ્ઠલદાસ કોઠારીએ આ ગ્રથને માટે તૈયાર કરી આપી છે, તે પુરવણીરૂપે ઉમેરી મૂકી છે

તેમાં અંગ્રેજો ફાવ્યા. વચ્ચે ફ્રેન્ચો આવ્યા, તેમને પણ માત કરીને અંગ્રેજોએ પોતાનો પગદંડો જમાવ્યો અને તેમાથી સામ્રાજ્ય ઊભું કર્યું. જે વેપારઉદ્યોગથી લોભાઈને તેઓ આવ્યા હતા, તે વેપારઉદ્યોગનું વહેણુ બદલી નાખ્યુ અને પોતાના દેશને સમૃદ્ધ કર્યો. ઇંગ્લંડને સમૃદ્ધ કર્યું અને હિંદને પાયમાલ કર્યું.

## મોગલોના સમયમાં આર્થિક સ્થિતિ

અકબરના સમયમાં (૧૫૫૬–૧૬૦૫) મજૂરીનો દર સામાન્ય રીતે ૩થી ૪ પૈસા હતો. માસિક રૂ. ૨ સામાન્ય ગણાતા. ગોરખપુરમાં સુથાર, કંસારા જેવા કારીગરોને માસિક રૂ. ૪થી ૬ મળતા ગુજરાતમાં ડચ લોકો પોતાના કારખાનામાં સુથારને રોજના ૩ આના આપતા હતા.

આટલી ઓછી મજૂરીમાં લોકો સહેલાઈથી નિભાવ કરી શકતા હતા, કારણ કે તે વખતે અનાજપાણી ખૂબ સસ્તાં હતાં અને નાણું મોઘું હતું. ત્યારના ભાવો તાજેતરના ભાવોની સરખામણીમા નીચે મુજબ હતા :—

| ઈ. સ. | બાજરી | ઘઉં | ઘી | ગોળખાંડ | રૂપિયાની ખરીદ શક્તિનો આંક |
|---|---|---|---|---|---|
| | (૧ રૂ ના કેટલા પાકા શેર મળે) | | | | (ટકામા) |
| ૧૬૦૦ | ૧૮૧ | ૯૦ | ૧૦·૩ | ૧૯·૩ | ૧૦૦ |
| ૧૬૫૦ | ૨૧૪ | ૧૦૭ | — | — | ૧૦૦ |
| ૧૭૨૯ | — | ૧૩૧ | ૯·૬ | — | ૧૫૯ |
| ૧૮૦૭ | — | ૭૦ | ૩ | — | ૬૪·૫ |
| ૧૯૦૧ | ૨૦ | ૧૪ | ૧ | ૯·૩ | ૧૫·૪ |
| ૧૯૧૧ | ૧૭ | ૧૩ | ·૯૧ | ૭·૫ | ૧૪·૧૪ |
| ૧૯૨૮ | ૧૦ | ૭ | ·૬ | — | ૭·૩૪ |
| ૧૯૩૮ | ૧૬ | ૧૩·૮ | ·૮૭ | ૮ | ૧૩·૧ |

## તોલમાપનું ધોરણ

ઉપરના આંકડા ચાલુ પાકા શેરના માપમાં લેવામાં આવ્યા છે. અકબરના વખતમા ૫૫।। રતલનો મણ હતો ત્યારે જહાંગીરના વખતમાં ૬૬ રતલનો મણ હતો હાલ પાકા મણના ૮૨·૩ રતલ ગણાય છે.

૧૬૬૧માં બંગાળામાં ૭૦ સિક્કા રૂપિયા=૧ શેર ગણાતો. હાલ ૮૦ સિક્કા રૂ.=૧ શેર ગણાય છે.

રૂપિયા જુદી જુદી જાતના હતા. (૧) ઇલ્લાહી (૨) શાહજહાની (૩) ચરીરી (૪) સિક્કા.

૧૦૦ સિક્કા રૂ.=૧૦૪ ચરીરી રૂ.=૧૦૫ શાહજહાની રૂ.=૧૦૬ ઇલ્લાહી રૂ. થતા.

૪૦ દામ (હબુ પૈસો)=૧ રૂ.=૨ શિ. ૩ પેન્સ થતા. આ માપ બધા સમયે એકસરખું નહોતું. ઔરંગઝેબના સમયમાં દામ ૧૯૦થી ૨૧૫ ગ્રેનનો હતો અને અકબરના સમયમાં ૩૨૦ ગ્રેનનો હતો.

૯·૪ રૂ.=૧ સોનામહોર થતી હતી. સોનું રૂપુ બંનેના સિક્કા ચલણમાં વપરાતા હતા. પરચૂરણ વ્યવહાર તાંબાનાણાંનો અને કોડી તથા બદામનો હતો.

સુરતમાં મહમુદી સિક્કાનું ચલણ હતું. તેની કિંમત ૧ શિલિંગ જેટલી હતી.

## વસ્તી

આ સમયમાં વસ્તી ઘણી ઓછી હતી. ત્યાર પછી વસ્તી નીચે મુજબ વધી છે:—

| | | | |
|---|---|---|---|
| ૧૬૦૫ | ૧૦ કરોડ | ૧૯૩૧ | ૩૫ કરોડ |
| ૧૭૫૦ | ૧૩ ,, | ૧૯૪૧ | ૩૯ ,, |
| ૧૮૭૩ | ૨૦ ,, | | |

(પહેલા ખાનાના આંકડામાં ભૂલ હોય અને તે વખતની વસ્તી-ગણતરી ચોક્કસ ન હોય એવો સંભવ છે.)

## ધંધોરોજગાર

આ સમયમાં હુન્નરકળા સારી પેઠે ખીલેલી હતી. રૂ, રેશમ, સોનું, રૂપું, તાંબુ, પિત્તળ, હાથીદાંત અને બેદરી કામમાં લાખો માણસો રોકાયેલા હતા. સૌથી મોટો ધીકતો ધંધો કાંતવા–વણવાનો હતો. ખેતીમાંથી નવરાશ મળે ત્યારે પુરુષો વણતા અને સ્ત્રીઓ કાંતતી હતી. લાખો વણકરો અને બીજા કારીગરો સ્વતંત્ર રીતે પોતાનું કામ કરતા હતા. મોગલાઈના વખતમાં કેટલેક ઠેકાણે રાજ્યે પોતાનાં કારખાનાં

કાઢ્યાં હતાં અને નવાબો અને ઉમરાવો મોટો વેપાર ખેડતા હતા. ખુદ નૂરજહાં પણ આવો વેપાર કરતી હતી. રાજાઓ હોશિયાર કારીગરોને રાજધાનીમાં બોલાવતા અને તેમને ઉત્તેજન આપતા હતા. જહાંગીર પોતાના દરબાર પાસે રોશની કરાવીને આવાં બજાર રાતે ભરાવતો હતો.

પરદેશી કંપનીઓ આ દેશમાં આવી તે અરસામાં, કારીગરોને અગાઉથી પેશગી આપીને કામ કરાવવાનું ધોરણ દાખલ થયું. એ રીતે કારીગરોને અગાઉથી પૈસા મળતા, પણ તેઓ માલ છૂટથી વેચી શકતા નહિ અને પૈસા ધીરનારને માલ વેચવા બંધાઈ જતા. પૈસા ધીરનાર માલની કિંમત પણ ઠરાવતો અને અમુક વખતે અમુક માલ તૈયાર કરી આપવાનો આગ્રહ રાખતો. એ આગ્રહની સાથે રાજકીય સત્તા અને બળજબરી ભળી, તેમાંથી વણાટનો ધંધો કરવા કરતાં હાથના અંગૂઠા કાપી નાખવાના પ્રસંગો ઊભા થયા.

આ રીતે કંપનીઓનો ધંધો થતો હતો અને રાજ્ય પોતે પણ કારખાનાં ચલાવીને માલ તૈયાર કરતું હતું. આવાં કારખાનાં આગ્રા, ફતેપુર, અમદાવાદ, સુરત, બુરાનપુર, કાશ્મીર, પટના, કાશી, લાહોર, લખનૌ, ચિતાગોંગ જેવાં ઠેકાણે ચાલતાં હતાં. તેવા એક કારખાનાનું વર્ણન કરતાં બર્નિયર લખે છે.

'એક મોટા ખંડમાં મુકાદમની દેખરેખ નીચે કિનારીગરો કામમાં મચેલા છે બીજા ખંડમાં સોનાકામ થાય છે. ત્રીજામાં ભાતીગરો કામ કરે છે ચોથામાં લાખનું પાલીસકામ થાય છે, પાંચમામાં દરજી, મોચી, સાંધાવાળા, અને પેચવાળા કામ કરે છે છઠ્ઠામાં રેશમકામ અને જરીકામ થાય છે અને પ્રખ્યાત મલિનમાંથી પાઘડીઓ અને સોનેરી ફૂલનાં સુંદર ભરતકામ કરેલા પટા તૈયાર થાય છે કારીગરો રોજ સવારે કામે ચઢે છે અને સાંજે ઘેર પાછા ફરે છે'

કારખાનાની દેખરેખ રાખનારને માલિક કહેતા સૌથી ઉપર ધ્યાન રાખનાર રાજ્યનો મોટો અમલદાર હોય.

જ્યાં રાજ્યનાં કારખાનાં ન હોય ત્યાં રાજ્યનો ઇજારો રાખીને રાજના અમલદારો મારફત માલ મેળવવામાં આવતો. રાજ્યે જેનો ઇજારો રાખ્યો હોય તે માલ બીજાને વેચી શકાતો નહિ, તેમ બીજા

પાસેથી ખરીદી શકાતો નહિ. આ માલ રાજ્ય પોતાનો નફો ચડાવીને પછી પ્રજાને વેચતું અગર પરદેશ ચડાવતું. શાહજહાનના વખતમાં રાજ્યે અમદાવાદી કિનખાબનો ઇજારો રાખેલો હતો, એટલે તે માલ પ્રજાને સીધી રીતે વેચવાની મનાઈ હતી. રાજ્ય તેની નિકાસ કરતું અને તેમાંથી ધૂમ નફો કરતું.

### વેપારનાં મથકો

અમદાવાદનું જરીકામ અને કિનખાબનું કામ વખણાતું હતુ, અને પાસેનું સરખેજ એ પશ્ચિમ હિંદનું ગળીનું મથક ગણાતુ હતું. મરાઠાઓના આગમન સુધી સુરત મોટું બંદર અને હુન્નરકળાનું મથક હતું. જુદી જુદી કોમોના લોકો ત્યાં વસતા હતા. પશ્ચિમ વાટે સુરત અને લાહરી બંદર ઉપરાંત ભરૂચ, ચોલ, ખંભાત, રાજપુર, ગોવા અને કારવાર મહત્ત્વનાં બંદરો હતાં. કાશીમાં ૭૦૦૦ સાળો ચાલતી હતી અને ત્યાંની પાઘડીઓ ઈરાન તુર્કસ્તાન સુધી પહોંચતી હતી. આખા હિંદમાં આગ્રા મોટું મથક હતું અને દેશના ધોરી રસ્તા બધા આગ્રે પહોંચતા હતા.

### વાહનવ્યવહાર

ઉપર પ્રમાણે જુદાં જુદાં મથકોથી દેશના એક ખૂણેથી બીજે ખૂણે માલ પહોંચાડવાની વ્યવસ્થા હતી. તે વખતે રેલવે કે મોટરો નહોતી, પણ વાહનવ્યવહાર બરાબર ગોઠવાયેલો હતો. ૧૪થી ૨૦ હજાર પોઠિયાઓની વણઝારાની ટુકડીઓ રહેતી અને દરેક ફેરામા ૫૦થી૮૦ હજાર મણ માલ લઈ જતી હતી. સરેરાશ રોજના ૧૫ માઈલ અંતર કપાતું હતું. બુરાનપુરને રસ્તે સુરતથી આગ્રા ૫૫૦ માઇલ થતું. તે અંતર ૩૦ થી ૪૦ દિવસમાં વણઝારા કાપી શકતા. બે બળદના ગાડાનું ભાડું રોજનો રૂા. ૧ થતો અને ઘોડાના રૂા. ૧૦ ભાડું થતું હતું.

વણઝારા, વાણિયા, અને ક્ષત્રિયો દેશમાં સતત ફરતા હતા. મોગલોના સમયમાં મોટી તેમ જ નાની મુસાફરી વણઝારા માટે સલામત હતી. મધ્ય હિંદ અને માળવાના ડુંગરાળ અને જંગલી પ્રદેશમાં — જે આગ્રા અને ગુજરાતનાં મથકોને રસ્તે આવેલો હતો — તે રસ્તે પણ મુસાફરી પ્રમાણમાં સલામત હતી.

કાઢ્યાં હતાં અને નવાબો અને ઉમરાવો મોટો વેપાર ખેડતા હતા. ખુદ નૂરજહાં પણ આવો વેપાર કરતી હતી. ગજાઓ હોશિયાર કારીગરોને ગજધાનીમા બોલાવતા અને તેમને ઉત્તેજન આપતા હતા. જહાંગીર પોતાના દરબાર પાસે રોશની કરાવીને આવાં બજાર રાતે ભરાવતો હતો.

પરદેશી કંપનીઓ આ દેશમાં આવી તે અરસામાં, કારીગરોને અગાઉથી પેશગી આપીને કામ કરાવવાનું ધોરણ દાખલ થયું. એ રીતે કારીગરોને અગાઉથી પૈસા મળતા, પણ તેઓ માલ છૂટથી વેચી શકતા નહિ અને પૈસા ધીરનારને માલ વેચવા બંધાઈ જતા. પૈસા ધીરનાર માલની કિંમત પણ ઠરાવતો અને અમુક વખતે અમુક માલ તૈયાર કરી આપવાનો આગ્રહ રાખતો. એ આગ્રહની સાથે રાજકીય સત્તા અને બળજબરી બળી, તેમાંથી વણાટનો ધંધો કરવા કરતાં હાથના અંગૂઠા કાપી નાખવાના પ્રસંગો ઊભા થયા.

આ રીતે કંપનીઓનો ધંધો થતો હતો અને રાજ્ય પોતે પણ કારખાનાં ચલાવીને માલ તૈયાર કરતુ હતુ આવાં કારખાનાં આગ્રા, ફતેપુર, અમદાવાદ, સુરત, બુરાનપુર, કાશ્મીર, પટના, કાશી, લાહોર, લખનૌ, ચિતાગોગ જેવાં ઠેકાણે ચાલતા હતાં. તેવા એક કારખાનાનું વર્ણન કરતાં બર્નિયર લખે છે.

'એક મોટા ખંડમા મુકાદમની દેખરેખ નીચે ભિનારીગરો કામમાં મચેલા છે બીજા ખડમા સોનાકામ થાય છે ત્રીજામાં ભાતીગરો કામ કરે છે ચોથામા લાખનુ પાલીસકામ થાય છે. પાચમામાં દરજી, મોચી, સાધાવાળા, અને પેચવાળા કામ કરે છે છઠ્ઠામા રેશમકામ અને જરીકામ થાય છે અને પ્રખ્યાત મસ્લિનમાથી પાઘડીઓ અને સોનેરી ફૂલનાં સુંદર ભરતકામ કરેલા પટા તૈયાર થાય છે કારીગરો રોજ સવારે કામે ચડે છે અને સાંજે ઘેર પાછા ફરે છે'

કારખાનાની દેખરેખ રાખનારને માલિક કહેતા સૌથી ઉપર ધ્યાન રાખનાર રાજ્યનો મોટો અમલદાર હોય.

જ્યાં રાજ્યનાં કારખાના ન હોય ત્યા રાજ્યનો ઇજારો રાખીને રાજાના અમલદારો મારફત માલ મેળવવામાં આવતો. રાજ્યે જેનો ઇજારો રાખ્યો હોય તે માલ બીજાને વેચી શકાતો નહિ, તેમ બીજા

પાસેથી ખરીદી શકાતો નહિ. આ માલ રાજ્ય પોતાનો નફો ચડાવીને પછી પ્રજાને વેચતું અગર પરદેશ ચડાવતું. શાહજહાનના વખતમાં રાજ્યે અમદાવાદી કિનખાબનો ઇજારો રાખેલો હતો, એટલે તે માલ પ્રજાને સીધી રીતે વેચવાની મનાઈ હતી. રાજ્ય તેની નિકાસ કરતું અને તેમાંથી ધૂમ નફો કરતું.

### વેપારનાં મથકો

અમદાવાદનું જરીકામ અને કિનખાબનું કામ વખણાતું હતુ, અને પાસેનું સરખેજ એ પશ્ચિમ હિંદનું ગળીનું મથક ગણાતું હતું. મરાઠાઓના આગમન સુધી સુરત મોટું બંદર અને હુન્નરકળાનું મથક હતું. જુદી જુદી કોમોના લોકો ત્યાં વસતા હતા. પશ્ચિમ વાટે સુરત અને લાહરી બંદર ઉપરાંત ભરૂચ, ચોલ, ખંભાત, રાજાપુર, ગોવા અને કારવાર મહત્ત્વનાં બંદરો હતાં. કાશીમાં ૭૦૦૦ સાળો ચાલતી હતી અને ત્યાંની પાઘડીઓ ઈરાન તુર્કસ્તાન સુધી પહોંચતી હતી. આખા હિંદમાં આગ્રા મોટું મથક હતુ અને દેશના ધોરી રસ્તા બધા આગ્રે પહોંચતા હતા.

### વાહનવ્યવહાર

ઉપર પ્રમાણે જુદાં જુદાં મથકોથી દેશના એક ખૂણેથી બીજે ખૂણે માલ પહોંચાડવાની વ્યવસ્થા હતી. તે વખતે રેલવે કે મોટરો નહોતી, પણ વાહનવ્યવહાર બરાબર ગોઠવાયેલો હતો. ૧૪થી ૨૦ હજાર પોઠિયાઓની વણઝારાની ટુકડીઓ રહેતી અને દરેક ફેરામાં ૫૦થી૮૦ હજાર મણ માલ લઈ જતી હતી. સરેરાશ રોજના ૧૫ માઈલ અંતર કપાતુ હતું. બુરાનપુરને રસ્તે સુરતથી આગ્રા ૫૫૦ માઇલ થતું. તે અંતર ૩૦ થી ૪૦ દિવસમાં વણઝારા કાપી શકતા. બે બળદના ગાડાનું ભાડું રોજનો રૂા. ૧ થતો અને ઘોડાના રૂા. ૧૦ ભાડું થતું હતું.

વણઝારા, વાણિયા, અને ક્ષત્રિયો દેશમાં સતત ફરતા હતા. મોગલોના સમયમાં મોટી તેમ જ નાની મુસાફરી વણઝારા માટે સલામત હતી. મધ્ય હિંદ અને માળવાના ડુંગરાળ અને જંગલી પ્રદેશમાં — જે આગ્રા અને ગુજરાતનાં મથકોને રસ્તે આવેલો હતો — તે રસ્તે પણ મુસાફરી પ્રમાણમાં સલામત હતી.

### નાણાંવ્યવહાર

આવા મોટા વ્યવહારને અંગે નાણાંની લેવડદેવડની પણ પૂરતી વ્યવસ્થા હતી. હૂંડીઓનો વ્યવહાર વેપારનાં મથકોમાં સામાન્ય હતો. તે દ્વારા પૈસાની લેવડદેવડ સહેલાઈથી થઈ શકતી હતી. મોટાં મથકોમાં શરાફો અને જથાબંધ વેપારીઓ હતા, જેઓ લાખોનો વહીવટ કરતા હતા અને મોટી મૂડી પર કાબૂ ધરાવતા હતા. તેઓ સૂતર-રેશમના વણકરોને નાણાં ધીરતા, ગળીના વેપારીઓને નાણાં ધીરતા, બીજા માલના ઉત્પાદકોને પણ નાણાં ધીરતા, અને આંતર અને બાહ્ય વેપાર માટે જથાબંધ માલ પેદા કરાવતા. તે માલ દેશના એક ખૂણેથી બીજે ખૂણે અને દેશ બહાર મોકલતા અને તે અંગે નાણાંની લેવડદેવડની વ્યવસ્થા કરતા.

### વેપારમાર્ગો

માલની અવરજવર જમીનમાર્ગે મુખ્યત્વે બળદ કે ઊંટ ઉપર કરવામાં આવતી હતી. ઈરાન અને મધ્ય એશિયા સાથેનો વેપાર લાહોર અને કંદહારને રસ્તે થતો હતો. ત્યારે દરિયાપારના દેશો સાથે રાતો સમુદ્ર અને ઈરાનના અખાતને રસ્તે વેપાર થતો હતો. યુરોપી વેપારીઓ હિંદમાં આવ્યા ત્યારે હિંદનો દરિયાઈ વેપાર સારી પેઠે ખીલેલો હતો. ઈ. સ. ૧૬૨૨માં પણ દરિયાઈ વીમાનો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે. તે વેપાર મુખ્યત્વે આરબ, ગુજરાતી, મલબારી, બંગાળી અને આર્મિનિયન વેપારીઓના હાથમાં હતો.

### વહાણવટું

વેપારીઓ પોતાનાં વહાણો રાખતા અને મોટે ભાગે માલની અવરજવર હિંદનાં વહાણોમાં જ થતી હતી. અહીં સારાં વહાણો તૈયાર થતાં અને તે વખતમાં ઈંગ્લન્ડનાં વહાણો કરતાં તે ઊંચી કોટિનાં હતા.

પિટર મુંડી લખે છે,

'૩૦૦થી ૪૦૦ ટન માલ ભરીને મોટી હોડીઓ આગ્રા અને બંગાળા વચ્ચે ફરતી હતી અને ઢાકા સુધી જતી હતી. વચ્ચે ઈટાવા,

અલ્હાબાદ પટના વગેરે સ્થળોએ થોભતી હતી. આ હોડીઓ ખાસ કરીને ચોમાસામાં જ્યારે નદીઓ ભરપૂર હોય અને વહેણ ઝડપી હોય ત્યારે નીકળતી હતી. એમાં પરવાખરી સામાન અને મુસાફરોને પણ લઈ જવામાં આવતાં હતાં. કેટલીક હોડીઓ એટલી મોટી રહેતી કે તેમાં આખું ગામ સમાઈ જાય. તેમાં ઘણાં ઓરડા ઓરડીઓ રાખવામાં આવતાં અને હોડીની મધ્યે સ્ત્રીઓ માટે ખાસ ખંડ રાખવામાં આવતા.'

નાનાં હિંદી વહાણો ૬૦થી ૮૦ ટનનાં રહેતાં. પણ પૂર્વના દરિયા ઉપર, સામાન્ય રીતે ૯૦૦થી ૧૫૦૦ ટનનાં વહાણો ફરતાં હતાં. ઇંગ્લન્ડમાં તે વખતે ૩૦૦થી ૪૦૦ ટનનું વહાણ સામાન્ય ગણાતું હતું. ૧૬૧૨માં સર એચ. મિડલટને એક સુરતી વહાણ જોયું હતું, તે ૧૫૩ ફૂટ લાંબું, ૪૨ પહોળું અને ૩૧ ફૂટ ઊંડું હતું અને તેમાં ૧૫૦૦ ટન માલ ભરેલો હતો. બીજા એક વહાણમાં ૧૭૦૦ મુસાફરો હતા. ૪૦ હજાર હોડીઓ સિંધુ પર ફરતી હતી. ૧૪૨૦ના અરસામાં નિકોલો કોંટીએ લખ્યું હતું કે,

> 'હિંદીઓ આપણા કરતાં પણ મોટાં વહાણો બાંધે છે. તેમાં ૨૦૦૦ ખાંચા, પાંચ સઢ અને પાંચ ઊલફૂવા હોય છે. તોફાનની સામે રક્ષણ માટે નીચેનો ભાગ તેવડાં પાટિયાંનો બનાવેલો હોય છે. કેટલાંક વહાણોની બનાવટ એવી હોય છે કે, એ ભાગ તૂટે તો બાકીના ભાગથી કામ થઈ શકે અને મુસાફરી અટકી ન પડે.'

ત્યાર પછી લગભગ પોણા ત્રણસો વરસે લૉર્ડ વેલેસ્લીએ લખ્યું હતું કે, 'કલકત્તાના બારામાં હિંદમાં બનેલાં ૧૦ હજાર ટન ભારવાહી વહાણો પડેલાં છે.'

આ વહાણોમાં હિંદનો બધો વેપાર થતો હતો. શ્રી. બાલકૃષ્ણની ગણતરી પ્રમાણે, હિંદનાં જુદાં જુદાં બંદરોથી ૩,૪૫૦૦૦ ટન માલની અવરજવર થતી હતી. તેમાંથી ૮૫૦૦૦ ટન માલ હિંદ બહાર જતો હતો અને બાકીનો દેશના કાંઠે કાંઠે મોકલવામાં આવતો હતો. ૧૭મી સદીમાં એશિયાના સમુદ્રનો દરિયાઈ વેપાર દુનિયાના બીજા કોઈ પણ સમુદ્ર કરતાં વિશેષ હતો. પણ યુરોપી ચાંચિયાઓએ તે વેપારને ઓરતી નાખ્યો અને હિંદી ખલાસી અને વેપારીઓને દેશની સરકારનું

રક્ષણ મળ્યુ નહિ એટલે તેઓ પાછા પડ્યા ઓગણીસમી સદીની શરૂઆતમા તો ઇંગ્લંડે કાયદો કર્યો કે, જે વહાણ પર કુ ખલાસીઓ અંગ્રેજ ન હોય, તેને લડનના બારામા દાખલ થવા ન દેવુ તે જ અરસામા પરદેશી વહાણના માલ ઉપર ઇંગ્લન્ડે વિશેષ જકાત નાખી એ રીતે ચાંચિયાપણુ, સરકારી મદદ અને રક્ષણનીતિના જોરથી ઇંગ્લન્ડે પોતાનું વહાણવટુ જમાવ્યુ, અને હિંદ જે સત્તરમી સદીમા વહાણવટામા મોખરે હતુ અને જે પૂર્વના દરિયાની રાણી ગણાતુ, તે ગણી સદીને દાસી થયુ અને ધીમે ધીમે વીસમી સદીમા આવી પડ્યુ આજે બીજા દેશો વહાણો બાધે છે ત્યારે હિંદને વહાણો બાધવાની સગવડ મળતી નથી અને આજે તો દરિયાઈ વેપાર અબજો રૂપિયાનો છે છતા વહાણવટામા તેનો નબર ઠેઠનો છે પરદેશી કંપનીઓ અને વેપારીઓએ અનેક કાવાદાવાથી હિંદ પાયમાલ થયું, તેમા નુકસાનની દૃષ્ટિએ કાપડના ઉદ્યોગથી બીજે નબરે વહાણવટાનો ઉદ્યોગ આવે છે

## દેશપરદેશનો વેપાર

મોગલાઈ સમયમા પરદેશી મુસાફરો અને વેપારીઓ હિંદમા પહેલવહેલા આવ્યા ત્યારે દેશમા આતરિક અને બાહ્ય વેપાર સારી પેઠે ચાલતો હતો, તે ઉપર જણાવેલુ છે દેશની ચારે દિશામા વેપારઉદ્યોગના મથકો ફેલાયેલા હતા પશ્ચિમ હિંદમા સુરત, દક્ષિણમા મછલીપટ્ટમ પૂર્વમા ચિત્તાગોંગ, સતગાવ અને પીપલી, એ સત્તરમી સદીના પૂર્વાર્ધમા બાહ્ય વેપારના મહત્ત્વના મથકો હતા ચેનિકો, ફેન્સી માલ, મલ્મિન અને સૂતર, તથા કપાસ, રેશમ, ચોખા, ખાડ, ગળી, સુરોખાર, પીપર અને મસાલા, એ સમયે નિકાસમા મુખ્ય વસ્તુઓ હતી તે સૌમા અગ્ર સ્થાન કાપડનુ હતું કાપડના પૂર્વના ઘરાકોમા જાપાન, સિયામ, હિંદી-ચીન, ગોનુકસ, સરેમ, બાન્દા, આબોયના, મકાસર, બોર્નિયો, સુમાત્રા અને જાવા હતા હિંદી મહાસાગરને રસ્તે પશ્ચિમમા દક્ષિણ અને પૂર્વ આફ્રિકા અને એબિસિનિયામા થોડો માલ જતો હતો. પશ્ચિમ આફ્રિકા, ઇજિપ્ત અને બાકીના ઉત્તર આફ્રિકાના પ્રદેશો અને પશ્ચિમ અરબસ્તાન એ મહત્ત્વના ઘરાકો હતા

ઈરાન અને મધ્ય એશિયામાં જમીનમાર્ગે માલ પહોંચતો હતો. તુર્કસ્તાન, મસ્કોવી, પોલેન્ડ અને પશ્ચિમ યુરોપ પણ સુતરાઉ અને રેશમી માલનાં ઘરાકો હતાં. કાપડની જુદી જુદી બમો પ્રકારની જાતો નિકાસ થતી હતી. તેને બદલે આયાતમાં નીચેની વસ્તુઓ મુખ્યત્વે આવતી હતી : ચીની રેશમ, કલાઈ, ઝવેરાત, કટલરી, કાચસામાન, દારૂ, હાથીદાંત, પારો, ઘોડા, ચાંદી, શેતરંજીઓ, ખજૂર, દ્રાક્ષ, રેશમ, કસ્તૂરી, મીણુ, અને ટોપી. આ ઉપરાંત ગુલામોની આયાત પણ થતી હતી.

આ વેપાર માટે પરદેશી કંપનીઓનું મોટામાં મોટું સાધન દેશી રાજાઓ પાસેથી મેળવેલી વેપારની રાહતો હતી. તેમણે વેપાર કરવાના પરવાના મેળવ્યા, એટલું જ નહિ, પણ દેશી વેપારીઓ કરતાં પણ વધારે સગવડો મેળવી. દેશી વેપારીઓને જકાત આપવી પડતી ત્યારે પરદેશીઓને ઓછી જકાત ભરવી પડતી. આવી રાહતો આપવામાં શરૂઆતમાં મુસ્લિમ રાજાઓ કરતાં હિંદુ રાજાઓ વધારે ઉદાર હતા. પછી તો મુસ્લિમ બાદશાહોએ પણ પરદેશીઓને ખટાવવામાં બાકી રાખી નહોતી. કાલીકટ, કોચીન અને કનાનૂરમાં શરૂઆતમાં પોર્ટુગીઝોને વેપારની જે સગવડો મળી, તે ગુજરાત, અહમદનગર અને બીજાપુરના મુસ્લિમ રાજ્યોમાં ન મળત. સુરતમાં ડચ વેપારીઓને ૧૬૧૯થી ૧૬૭૮ સુધી દાણમાંથી માફી મળતી હતી ત્યારે હિંદુમુસ્લિમ વેપારીઓને દાણ ભરવું પડતું હતું. ૧૬૫૦ પછી અંગ્રેજ વેપારીઓને પણ દાણમાંથી માફી મળી હતી. આ દાણનું ધોરણ ઔરંગઝેબના સમયમાં (૧૬૫૮–૧૭૦૭) નીચે મુજબ હતુ

હિંદુ વેપારી ૫ ટકા
મુસ્લિમ ,, ૨॥ ,, (૧૬૬૭ પછી માફ)
પરદેશી ,, માફ

ઔરંગઝેબના સમયમાં માલ ઉપર, શ્રી જદુનાથ સરકારની ગણતરી પ્રમાણે, જુદી જુદી ૫૪ પ્રકારની જકાતો પડતી હતી. કેટલીક વખત વસ્તુની મૂળ કિંમત કરતાં જકાતની રકમ બમણી થઈ જતી હતી.

વેપારીઓ અને દુકાનદારો ઘણાખરા હિંદુ હતા. ત્યારે વણકરો, રંગારા, કાચકામવાળા અને બેદરી કારીગરો ઘણાખરા મુસ્લિમો હતા.

ઉપર વર્ણવેલી જકાતી પક્ષપાતની નીતિથી દેશી વેપારીઓને નુકસાન પહોંચ્યું અને પરદેશી કંપનીઓનો વેપાર ખીલ્યો.

શરૂઆતમાં તો હિંદમાંથી માલ લઈ જવાની હરીફાઈ ચાલતી હતી. પણ પછી તો હિંદનો માલ આયાત થતો અટકાવીને તેને બદલે હિંદમાં પાકો માલ ઘુસાડવાની પેરવી થઈ. હિંદી કાપડ ઇંગ્લંડમાં દાખલ થયું અને તેનો બહોળા પ્રમાણમાં પ્રચાર વધ્યો, એટલે ત્યાંના કારીગરોની રોજી અટકી પડી અને કારીગરોનાં બંડો થયાં. એટલે ૧૭૦૦થી ૧૭૩૦ના ગાળામાં ત્યાં હિંદી કાપડની આયાત અટકાવવા કાયદા થયા અને ૧૭૮૭ સુધી જકાતમાં વધારો થતો રહ્યો. હિંદી કેલિકો પહેરનારનો ૫ પૌંડ અને વેચનારનો ૨૦ પૌંડ દંડ લેવાનું ઠરાવવામાં આવ્યું હતું. ૧૭૯૯માં આયાતકર ૬૭થી ૬૮ ટકા જેટલો થયો હતો. હિંદી માલ ઇંગ્લંડમાં ત્યાંના માલ કરતાં ૫૦થી ૬૦ ટકા ઓછી કિંમતે વેચાતો હતો, એટલે હિંદી માલ ઉપર ૭૦થી ૮૦ ટકા સુધી જકાત લેવાતી હતી. આમ જો ન કર્યું હોત તો, ઇતિહાસકાર વિલ્સનના કહેવા પ્રમાણે, 'પેઇસ્લી અને માન્ચેસ્ટરની મિલો શરૂ થતાં જ અટકી પડી હોત અને વરાળયંત્રની મદદથી તે ફરી ચાલુ કરી શકાત નહિ.' આ રીતે હિંદી ઉદ્યોગને ભોગે ઇંગ્લંડની મિલો ઊભી કરવામાં આવી. હિંદની રાજકીય ગુલામીને પરિણામે, તેના યુરોપના વેપારને ગળાફાંસી થઈ અને ઇંગ્લંડનો માલ વગર જકાતે હિંદમાં દાખલ થવા લાગ્યો. તેનું ક્રમશઃ પરિણામ કેવું આવ્યું તે નીચેની હકીકત બતાવે છે:—

**૧૭મી સદીમાં હિંદમાંથી કાપડ નિકાસ**

| | | |
|---|---|---|
| દરિયામાર્ગે | ૫૦૦થી ૬૦૦ લાખ ચો. વાર | |
| જમીન ,, | ૩૦ ,, ,, | |
| પાકું રેશમ નિકાસ | ૧૯૬ ,, ,, | |
| કાચું ,, ,, | ૪ ,, રતલ | |

અઢારમી સદીની શરૂઆતમાં હિંદી માલ પર ઇંગ્લંડમાં જકાતો પડી, છતાં આ નિકાસ અઢારમી સદીની અધવચ સુધી ચાલુ રહી. પણ પછી ઊલટો પ્રવાહ ચાલુ થયો. ૧૭૮૩માં બંગાળામાં પહેલવહેલું

અંગ્રેજી મસ્લિન કાપડ આવ્યું. અને બીજાં ત્રણ વરસમાં તો હિંદમાંથી સૂતરની નિકાસ થતી બંધ થઈ. અઢારમી સદીને અંતે તો લાખોને રોજી આપતો હિંદનો સૂતર રેશમનો ઉદ્યોગ વિનાશમુખમાં આવી પડયો. ૧૮૪૧માં ઇંગ્લંડના વડા ખજાનચીએ કહ્યું હતું કે, 'આપણા માલથી હિંદી માલને આપણે સહેંતર હાંકી કાઢયો છે.' ૧૮૪૬માં તો હિંદની નિકાસ બિલકુલ બંધ થઈ અને આયાત ઊલટી વધતી ચાલી. અઢારમી સદીની અધવચમાં ખુદ ઇંડિયા કંપનીનાં કારખાનાંમાં ૪૦ હજાર સાળો પર લગભગ ૫૦ હજાર વણકરો કામ કરતા હતા. અને દક્ષિણ હિંદમાં વણકરોની સંખ્યા ૫ લાખ જેટલી હતી. તે ઉપરાંત બંગાળામાં ૧૦ લાખ વણકરોને રોજી મળતી હતી. કાશીમાં ૭ હજાર સાળો ચાલતી હતી. તે સિવાય સુરત, અમદાવાદ જેવાં બીજાં સ્થળોએ હજારો વણકરોનું કામ ચાલતું હતું. એ રીતે હિંદમાં તે વખતે ૩૦થી ૪૦ લાખ સાળો પર વણાટકામ થતું હતું એમ ગણાય છે. તે કામ હિંદની નિકાસ બંધ થવાથી અને પરદેશી કાપડની આયાત થવાથી અટકી પડયું અને તે લોકો રોજી વિનાના થઈ પડયા. તેમાંના કેટલાક થોડી ઘણી જમીન ખેડી ખાવા લાગ્યા. ઉદ્યોગધંધા તૂટયા અને ખેતી પર બોજો વધ્યો. વેપારીઓ વેપારી કે કંટ્રાક્ટર મટીને કંપનીઓના ગુમાસ્તા થયા. માલની આયાત નિકાસ ધીમે ધીમે વધી, પણ નિકાસ કાચા માલની થઈ અને આયાત પાકા માલની થઈ. હિંદ દુનિયાનું પાકા માલનું મથક મટીને કાચા માલનું મથક થયું. એકંદરે વેપાર વધ્યો પણ વેપારીઓ ડૂબ્યા. એટલે દેશીઓ ગરીબ થયા અને પરદેશીઓ ધનવાન થયા. એ રીતે ૧૮મી સદીને અંતે, હિંદના વેપારઉદ્યોગમાં વિનાશકારી ફેરફારનું મંડાણ થઈ ચૂકયું હતું. તેને પરિણામે હિંદમાં બેકારી અને ગરીબાઈ આવી, જેનો જોટો પ્રાચીન હિંદમાં તો નહોતો, પણ કોઈ અર્વાચીન સંસ્કારી દેશમાં પણ નથી.*

(* આ લેખની મ હિતી મુખ્યત્વે નીચેના પુસ્તકમાંથી તારવવામાં આવી છે: The Economic History of India 1600-1800 — Radhakamal Mukerjee)

# સૂચિ

[મુખ્ય વિગતના પેટામાં આપેલી બાબતો સામાન્યપણે પાનાના ક્રમે લેવી, તેમાં કક્કાવાર ક્રમ સાચવ્યો નથી.]

# હજરત મહંમદ અને ઇસ્લામ

હિંદુસ્તાનીમાં મૂળ લેખક

**પંડિત સુંદરલાલ**

પૃ ૮ + ૧૫૨ કિં ૧-૦-૦

આ પુસ્તક વિષે પ્રસ્તાવનામાં શ્રી કિશોરલાલ મશરૂવાળા લખે છે

"ઇસ્લામ અને ઇસ્લામના સ્થાપક વિષે કેવળ અજ્ઞાનને કારણે જે ખો ખ્યાલો વસે છે તે દૂર કરવામાં આ પુસ્તક મદદરૂપ થશે ખુદ મુસલમાનોને પણ આ પુસ્તક પોતાના પેગંબરને અને તેમના સિદ્ધાંતોને નજર આગળ ખડા કરવામાં મદદગાર થશે"

# કળા એટલે શું?

ટૉલ્સ્ટૉય કૃત *What is Art?*

અનુ મગનભાઈ દેસાઈ

પૃ ૪૮ + ૨૨૪ કિં ૩-૮-૦

આ ગ્રંથ વિષે ટૉલ્સ્ટૉય કહે છે

"તેમાં મેં મારી સર્વ શક્તિ આપી છે તેણે મારાં ૧૫ વર્ષ લીધાં છે અને આશા છે કે, આપણા સમાજની કળાએ જે ખોટી દિશા પકડી છે ને જેને તે અનુસરે છે, તે વિષેનો તેના કારણ વિષેનો, અને કલાના ખરા ધ્યેય વિષેનો મારો મૂળભૂત વિચાર ખરો છે અને તેથી મારું આ લખાણ નિરુપયોગી નહિ થાય"

આને તેમણે પોતાનું મોટામાં મોટું પુસ્તક કહ્યું છે

વાચકો આ પુસ્તક વાંચી ગાંધીજી અને તેમની કલાદૃષ્ટિ વિષે આશ્ચર્ય વગર નહિ રહે

# ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ

**લે શ્રી. જે. સી. કુમારપ્પા**

અનુ નગીનદાસ પારેખ

પૃ ૧૨ + ૧૭૧ કિં ૨-૦-૦

ગાંધીજીએ એને વિષે લખ્યું છે

"ગ્રામોદ્યોગ પ્રવૃત્તિની જરૂર અને વહેવારુપણા વિષે દર્શાવવામાં આવેલી લગભગ બધી જ શંકાઓનું પ્રો જે સી. કુમારપ્પાએ સમાધાન કર્યું છે કોઈ પણ ગ્રામપ્રેમીને આ પુસ્તક વગર રહેવું પાલવે તેવું નથી"